श्री

# शार्ङ्गधरसंहिता वैद्यक.

મહાવિખ્યાત શારંગધરાચાર્યે રૂષિએ વખાણવા લાયક
સંસ્કૃત શ્લોકોથી ત્રણ ખંડમાં વૈદ્યકનો
ગ્રંથ રચેલો છે.



## ગુજરાતી ભાષાંતર.



છપાવનાર અને વેચનાર

મુંબઈના કાળકા દેવીને રસ્તે રામવાડી પાસે

ઈશ્વરદાસ લાયબ્રેરીવાળા.

"નિર્ણયસાગર" પ્રેસમાં છાપ્યું છે.

કીંમત ચાર રૂપિયા.

# (પ્રથમખંડના અધ્યાયની અનુક્રમણીકા.)

## અથ દ્વિતીયો અધ્યાય પ્રારંભ.



## ત્રીજો અધ્યાય પ્રારંભ. ૨૨

## ચોથો અધ્યાય પ્રારંભઃ૩૦

# श्रीशार्ङ्गधरसंहिता.

## પ્રથમખંડ પ્રારંભ.

શ્રીગણેશાય નમઃ ॥ ગ્રંથોના પ્રારંભમાં અને છેવટે મંગળ એટલે શુભ-કારક હોય. એમ શાસ્ત્રમાં અને શિષ્ટાચાર એટલે ઉત્તમ પ્રકારે ચાલતું છે, માટે આ ગ્રંથકર્તા શિવભવાનીની સ્તુતિ કરીને શુભ કાર્ય ઇચ્છેછે.

### મંગળાચરણ.

श्रियं स दद्याद्भवतां पुरारिर्यदंगतेजःप्रसरे भवानी ॥
विराजते निर्मलचंद्रिकायां महौषधीवज्ज्वलिता हिमाद्रौ ॥ १ ॥

હિમાલય પર્વતમાં અત્યંત ઝળકાટ ભરેલા અતિશે ઓષડોની વન-સ્પતિ છે, જેમ ચંદ્રના પ્રકાશથી અંધારી રાતના અજવાળુ થાયછે, તેવી રીતે જે મહાદેવના શરીરના તેજથી, ભવાની કે પાર્વતી દેવી સોભે છે, એવા જે શિવ તમોને લક્ષ્મી આપે.

### ગ્રંથોનું પ્રયોજન કે મતલબ.

प्रसिद्धयोगा मुनिभिः प्रयुक्ताश्चिकित्सकैर्ये बहुशोनुभूताः ॥
विधीयते शार्ङ्गधरेण तेषां सुसंग्रहः सज्जनरंजनाय ॥ २ ॥

ચરકાદિક મુનીએ કહેલું, અને નામાંકિત વૈદ્યોએ વારંવાર, ઓષડોનો ચમત્કાર અજમાવીને અનુભવેલું છે, એવી રીતે જે પ્રસિદ્ધ ઓષડોની જો-ડણી એક બીજા પદાર્થોથી મેળવીને, ખાતરીપૂર્વકનો શુભ સંગ્રહ, સાધુવાને મનોરંજનાર્થે શારંગધરાચાર્ય ઋષિ કહેછે.

### રોગ નિશ્ચયપુર્વક ચિકિત્સા, કે રોગની ચોક્કસ પરિક્ષા.

हेत्वादिरूपाकृतिसात्म्यजातिभेदैः समीक्ष्यातुरसर्वरोगान् ॥
चिकित्सितं कर्षणबृंहणाख्यं कुर्वीत वैद्यो विधिवत्सुयोगैः ॥ ३ ॥

૧ હેતુ; જે પદાર્થો ઇચ્છાએ હરએક બાધાથી રોગ ઉત્પન્ન થાય, તેનું

નામ હેતુ, અને તેનેજ નિદાન એટલે રોગોનું મૂળ કહેછે. ૨ આદિરૂપ; રોગ થવાની અગાઊ અતિ બગાસાં, શરીર અંબાય, અકડાય, અરૂચિ ઈત્યાદિક લક્ષણો થાય, તેને આદિરૂપ અને પૂર્વ રૂપ કહેછે. ૩ આકૃતિ; રોગીનાં લક્ષણો અને દેખાવ, અતિ તૃષા, મૂર્છા, ભ્રમ, દાહ, નિદ્રાનો નાશ ઈત્યાદિક લક્ષણો પ્રગટ થાય, તેનું નામ આકૃતિ અને રૂપ કહેછે. ૪ સાત્મ્ય રોગીવોની પ્રકૃતિને સુખ આપનાર, જે ઓષડો કે અન્નાદિ વિહારનો ઉપયોગ થાય, તેનું નામ સાત્મ્ય અને ઉપશય કહેછે. ૫ જાતિ; જે કારણેથી વાતાદ્યન્ય, તમદોષ, દુષ્ટ થઈને ઊર્ધ્વાધર, ઉપર ચડતો વાયુ કે ઉલટીનો, લોહીનો, પિત્તનો કોપ; પોતાનું ક્રમ છોડીને આડી રીતે, મરજી પ્રમાણે દોડી દોડી રોગોની ઉત્પત્તિ કરેલી હોય, તે કારણે અને તે દુષ્ટ દોષોનું દોડવું, એ સર્વે રોગોની મરજી પ્રમાણે થવા છતાં, જે અનુક્રમે એક પછી એકનું જ્ઞાન થાય, તેને જાતિ અથવા સંપ્રાપ્તિ કહેછે. એવી રીતે રોગોના સંપૂર્ણ ભેદોની પરિક્ષા, વૈદ્યોએ યથાયોગ્ય રીતે કરીને પછી, શાસ્ત્રનો ઉત્તમ પ્રકારે ઓષડોના પ્રયોગો જોઈ, અતિશે થયેલો પ્રવૃદ્ધ એટલે દુષ્ટ રીતે આરંભેલો વાતાદિક દોષને ખેંચનારો, અથવા શરીરમાં વાતાદિક દોષ, મસ્તાન થવાથી તેને ઓષડોથી હલકો કરવો, તેને કર્ષણરૂપ ચિકિત્સા કહેછે. અતિ ક્ષીણ થયેલો વાતાદિ દોષ હોય તો, તેને ઓષડોથી પુષ્ટ કરવો, તેને બૃંહણરૂપ ચિકિત્સા કહેછે.

## ઓષડોનો પ્રભાવ કે પરાક્રમ.

दिव्यौषधीनां बहवः प्रभेदा वृंदारकाणामिव विस्फुरंति ॥
ज्ञात्वेति संदेहमपास्य धीरैः संभावनीया विविधप्रभावाः ॥ ४ ॥

જેમ ઈશ્વરી ભેદ અપરંપાર છે, અને તેનું પરાક્રમ અથાગ પ્રગટ છે, તેમ વનસ્પતિના ઓષડોના અતિશે સુંદર ભેદ, અનેક શક્તિ પ્રગટ થાયછે, એમ જાણી સર્વે સંદેહવો, વેહમને મુકી ગંભીર બુદ્ધિથી આદરપૂર્વક તેને માન આપવું.

## ગ્રંથોનું મુખ્ય કારણ.

स्वाभाविकागंतुककायिकांतरा रोगा भवेयुः किल कर्मदोषजाः ॥
तच्छेदनार्थं दुरितापहारिणः श्रेयोमयान् योगवरान्नियोजयेत् ॥ ५ ॥

૧ સ્વાભાવિક; સ્વભાવેથી થયેલી ક્ષુધા, ભૂખ, પિપાસા, તૃષા, જરા. વૃદ્ધપણું, નિદ્રાદિકને સ્વાભાવિક કહેછે. ૨ આગંતુક; જે અભિઘાતે, મારથી કે લાગવાથી રોગ થાય તેને આંગતુક કહેછે. ૩ કાયિક; શરીરમાં વાતાદિક દોષનો કોપ થઈ, વિપત્તિમાં નાખનાર તાવ, રક્તપિત્ત, દુ:ખદાયક રોગો થાય, તેને કાયિક કહેછે. ૪ આંતર; મનના વિકારે જે રોગો થયેલો હોય, તેમાં મદ, મૂર્છા, ગ્રહ, ભૂતોન્માદાદિક રોગોને આંતર કહેછે. એવી રીતે ચાર પ્રકારે કર્મજ અને દોષજ રોગ ઉત્પન્ન થાયછે. તેના ઉપશમનાર્થ દુ:ખોને હરણ કરનારા એટલે ટાળનાર પુણ્ય, ધર્મ, દાન, સ્વરૂપ, એવા જે શ્રેષ્ઠ કામો કે પ્રયોગ અને ફાયદાકારક ઓષડો લાગુ પાડવા.

## સર્વલોકહિતાર્થે વિસ્તાર.

प्रयोगानागमात्सिद्धान्प्रत्यक्षादनुमानतः ॥ सर्वलोकहितार्थाय वक्ष्याम्यनतिविस्तरान् ॥ ६ ॥

જે પ્રયોગમાં અતિ વિસ્તારે કહેલું નથી, એવી રીતે વેદોમાં કહેલો જે સિદ્ધ પ્રયોગ એટલે જોડણી કરેલા ઓષડો, તે સર્વે લોકોના હિતાર્થ ફાયદામાટે પ્રત્યક્ષ જાણવા જોગ, અનુમાને, વજને કહેલું છે.

## પ્રથમ ખંડ સંબંધી અધ્યાયોનું અનુક્રમ કે સાંકળ્યું.

प्रथमं परिभाषा स्याद्भैषज्याख्यानकं तथा ॥ नाडीपरीक्षादिविधिस्ततो दीपनपाचनम्॥७॥ ततः कालादिकाख्यानमाहारादिगतिस्तथा॥ रोगाणां गणना चैव पूर्वखंडोयमीरितः ॥ ८ ॥

પ્રથમ અધ્યાયમાં પરિભાષા એટલે ઓષડોનું વજનાદિક કહેલુંછે. ૨ જા અધ્યાયમાં ભૈષજ્યાખ્યાન એટલે ઓષડ ખાવાની વિધિ, ઓષડોનો દ્રવ્ય, રસ, ગુણ, વીર્ય, વિપાક, અને છ રૂતુમાં રોગની વધઘટવીશે કહેલું છે, ત્રીજા અધ્યાયમાં નાડીપરીક્ષા કહેલી છે. ચોઠા અધ્યાયમાં દીપનપાચનાદિક લક્ષણ, અનુલોમન, વિરેચન, સ્તંભન ઓષડોના ગુણવિશે કહેલું છે. પાંચમાં અધ્યાયમાં કાળાદિકોનું આખ્યાન, સૃષ્ટિક્રમ, શરીરાદિકોનું જ્ઞાન કહેલું છે. છઠ્ઠા અધ્યાયમાં આહારાદિક ખોરાકની ગતિ,

ગર્ભોત્પત્તિ, કુમાર એટલે બાળક પોષણોક્તિ, પ્રકૃતિના લક્ષણ કહેલા છે. સાતમાં અધ્યાયમાં રોગોની સંખ્યા કહેલી છે. એ પ્રમાણે પ્રથમખંડ સાત અધ્યાયથી સમાપ્ત કરેલો છે.

## મધ્યમ ખંડસંબંધી અધ્યાવોનું અનુક્રમ એટલે બીજા ખંડનું સાંકલ્યું.

स्वरसः क्वाथफांटौ च हिमः कल्कश्च चूर्णकम् ॥ तथैव गुटिकालेहौ स्नेहसंधानमेव च ॥ ९ ॥ धातुशुद्धिरसाश्चैव खंडोयं मध्यमः स्मृतः ॥

બીજા ખંડના પ્રથમ અધ્યાયમાં ઓષડોનો સ્વરસ કે અંગરસ, પુટપાક, બાફેલા ઓષડની વિધિ કહેલી છે. ૨ જા અધ્યાયમાં કાઢા, ઉકાળા પ્રમથ્યાદિ ઉષ્ણોદક, ગર્મ પાણી, દુધપાક, અન્નક્રિયા, અન્નાદિકનો પાક, એ સર્વેની વિધિ કહેલી છે. ૩ જા અધ્યાયમાં ફાંટ, મંથ એટલે ઉકાળામાં અથવા પાણીમાં ઓષડો અને બીજી વસ્તુ મેળવીને પીવાની વિધિ કહેલી છે. ૪ ઠા અધ્યાયમાં ઓષડોને રાત્રે પાણીમાં ભીજવી મુકવાની વિધિ કહેલી છે. ૫ માં અધ્યાયમાં ઓષડોનું ચાટણ કરવાની વિધિ કહેલી છે. ૬ ઠા અધ્યાયમાં ચૂર્ણોની વિધિ કહેલી છે. ૭ માં અધ્યાયમાં ઓષડોની ગોળીની વિધિ કહેલી છે. ૮ માં અધ્યાયમાં ઓષડોની પાકવિધિ કહેલી છે. ૯ માં અધ્યાયમાં ઓષડોનું ઘી અથવા તેલમાં ખોસખોની કે પાકની વસ્તુ બનાવવાની વિધિ કહેલી છે. ૧૦ માં અધ્યાયમાં ઓષડો પાણીમાં એક મહીનાસુધી રાખીને મદ્યભેદવિધિ એટલે અર્કવિધિ કહેલી છે. ૧૧ માં અધ્યાયમાં સ્વર્ણાદિક સાત ધાતુ, તથા ઉપધાતુનું શોધન શુદ્ધ કરવાની ક્રિયા કહેલી છે. ૧૨ માં અધ્યાયમાં રસ અને ઉપરસ એટલે રસાયનનું શોધન, મારણ, તથા સિદ્ધરસની વિધિ કહેલી છે. એપ્રમાણે બીજા ખંડની વિધિ લખેલી જાણવી.

## ઉત્તર ખંડસંબંધી અધ્યાવોનું અનુક્રમ, ત્રીજા ખંડનું સાંકલ્યું.

स्नेहपानं स्वेदविधिर्वमनं च विरेचनम् ॥ १० ॥ ततस्तु स्नेहबस्तिः स्यात्ततश्चापि निरूहणम् ॥ ततश्चाप्युत्तरो बस्तिस्ततोन्यस्य

विधिर्मतः ॥ ११ ॥ धूमपानविधिश्चैव गंडूषादिविधिस्तथा ॥ लेपादीनां विधिः ख्यातस्तथा शोणितविष्कृतिः ॥ १२ ॥ नेत्रकर्मप्रकारश्च खंडः स्यादुत्तरस्त्वयम् ॥

त्रीજા ખંડના પ્રથમ અધ્યાયમાં સ્નેહપાનવિધિ એટલે ઘી અને તેલાદિક પાતળી વસ્તુ પીવાનો પ્રયોગ. ૨ જા અધ્યાયમાં સ્વેદવિધિ એટલે શરીરેથી પરસેવો કાહડવાનો પ્રયોગ. ૩ જા અધ્યાયમાં ઉલટી કરાવવાની વિધિ. ૪ થા અધ્યાયમાં હાળ કે જુલાબની વિધિ. ૫ માં અધ્યાયમાં સ્નેહબસ્તિ, એટલે ઘી અથવા તેલાદિ વસ્તુ ગુદાદિકોની જગ્યા કે ઝાડા માર્ગેથી પિચકારી તેલાદિક પદાર્થ પેટમાં મોકલવાનો પ્રયોગ. ૬ ઠા અધ્યાયમાં નિરૂહણવિધિ; ઝાડામાર્ગેથી પિચકારીથી દુધ કે ઓષડ ઈત્યાદિકનો ઉકાળો મોકલવાનો પ્રયોગ. ૭ માં અધ્યાયમાં ઉત્તરબસ્તિ એટલે પિશાબમાર્ગેથી ઓષડ કે પાણીની પિચકારી મારવાનો પ્રયોગ. ૮ માં અધ્યાયમાં નસ્યવિધિ એટલે નાક વાટે ઓષડો નાંખવાનો પ્રયોગ. ૯ માં અધ્યાયમાં ધૂમ્રપાનવિધિ; મુખ અથવા નાક વાટે ઓષડનો હુકો અથવા બીડી બનાવી ધૂવાડો આપવાનો પ્રયોગ. ૧૦ માં અધ્યાયમાં ગંડૂષાદિવિધિ; એટલે ઓષડોના કોગળા કરવાનો કે મુખ ધોવાનેરા પ્રયોગ; ૧૧ માં અધ્યાયમાં આંખોમાં અંજનાદિક અને લેપાદિક કરવાનો પ્રયોગ; ૧૨ માં અધ્યાયમાં લોહી કાહડવાની વિધિ. ૧૩ માં અધ્યાયમાં નેત્રકર્મપ્રકાર. એવી રીતે ત્રીજો ખંડ ૧૩ અધ્યાયથી સમાપ્ત થાયછે.

**આ ગ્રંથના ત્રણે ખંડોમાં અધ્યાવો અને શ્લોકોની સંખ્યા.**

द्वात्रिंशत्संमिताध्यायैर्युक्तेयं संहिता स्मृता ॥ १३ ॥ षड्विंशतिशतान्यत्र श्लोकानां गणितानि च ॥

આ શારંગધર સંહિતાના ત્રણે ખંડોમાં બત્રીસ અધ્યાવો છે, અને છવીસસો શ્લોકોની સંખ્યાથી ગ્રંથ સંપૂર્ણ થયેલો છે.

**ઓષડોના વજનોની પરિભાષા.**

न मानेन विना युक्तिर्द्रव्याणां ज्ञायते क्वचित् ॥ १४ ॥ अतः प्रयोगकार्यार्थं मानमत्रोच्यते मया ॥

વજનોવિના ઓષડો આપવાની રીત નથી, માટે ઓષડો સિદ્ધ કરવાને, અને આપવાને ચણોઠીભર, માસો, તોલો, ચિપટા, માપટા ઇત્યાદિ વજનો આ પુસ્તકના ૨૨ માં પૃષ્ઠે કોઠો, માગધ પરિભાષાનો લખેલો છે.

### ઓષડોની જોડણીમાં જે નામ પ્રથમ હોય તેવિશે.

यदौषधं तु प्रथमं यस्य योगस्य कथ्यते ॥ तन्नाम्नैव स योगो हि कथ्यतेऽत्र विनिश्चयः ॥ १५ ॥

જે ઓષડોના પ્રયોગોમાં જે ઓષડનું નામ પેહલું લખેલું હોય, તે નામેથી ઓષડનો પ્રયોગ ઓલખાયછે, જેમ કોહલાપાકમાં, ઘણીક વસ્તુવો આવેછે તે છતાં તેમાં પ્રથમ નામ કોહલાનું લખેછે; તેથી તેને કોહલાપાક કહેછે, અને રાસ્નાદિ કુવાતમાં પ્રથમ નામ રાસ્ના લખેલું છે; તેથી તેને રાસ્નાદિ કાહડો કહેછે.

### ભક્ષણરૂપ માત્રનો નિયમ, ઓષડ ખાવાનો નિયમ.

स्थितिर्नास्त्येव मात्रायाः कालमग्निं वयो बलम् ॥ प्रकृतिं दोषदेशौ च दृष्ट्वा मात्रां प्रयोजयेत् ॥ १६ ॥

ઓષડો સેવન કરવાનું પ્રમાણ કે વજન, એક સરખું સર્વે રોગીને થતું નથી, માટે વેળા કે કાળ, જઠરાગ્નિનું બળ, ઉંમર, શરીરબળ, પ્રકૃતિ, દોષ, દેશ એ સર્વનો વિચાર કરીને ઓષડ રોગીને આપવું.

### કળિયુગમાં ઓષડોનું સેવન કરવાને કલિંગ પરિભાષાનું વજન.

यतो मंदाग्नयो ह्रस्वा हीनसत्त्वा नराः कलौ ॥ अतस्तु मात्रा तद्योग्या प्रोच्यते सुज्ञसंमता ॥ १७ ॥

કળિયુગમાં માણસોની મંદાગ્નિ, ઠીંગણા, ન્હાના, બળહીણ થાયછે, માટે ઓષડનો ઉપયોગ બરોબર થાય, અને વૈદ્યો કબુલ કરે તેવી રીતે, ઓષડોનું વજન લખેલું છે.

## કળિયુગમાં કળિંગ પરિભાષાના વજનો.

यवो द्वादशभिर्गौरसर्षपैः प्रोच्यते बुधैः ॥ यवद्वयेन गुंजा स्यात् त्रिगुंजो वल्ल उच्यते ॥ १८ ॥ माषो गुंजाभिरष्टाभिः सप्तभिर्वा भवेत्कचित् ॥ स्याच्चतुर्माषकैः शाणः सनिष्कष्टंक एव च ॥ १९ ॥ गद्यानो माषकैः षड्भिः कर्षः स्याद्दशमाषकः ॥ चतुःकर्षैः पलं प्रोक्तं दशशाणमितं बुधैः ॥ २० ॥ चतुःपलैश्च कुडवं प्रस्थाद्याः पूर्ववन्मताः ॥

બાર સફેદ સરશીનો એક જવ; બે જવની એક ચણોઠી; ત્રણ ચણોઠીનો વાલ; આઠ ચણોઠીનો એક માસો; સાત ચણોઠીનો કવચિત્ માસો; ચાર માસાનો એક શાણ અથવા ટાંક; છ માશાંનો એક ગદ્યાનો; દસ માશાંનો એક કર્ષ; ચાર કર્ષોનો એક પળ, તે પળના દસ શાણ થાય; ચાર પળોનો એક કુડવ. પ્રસ્થાદિકોના વજને માગધ પરિભાષાના વજનેથી ઓષડો ખાવાવિશે આપવા.

### ઓષડો વાપરવાના યુક્તાયુક્ત વિચાર.

नवान्येव हि योज्यानि द्रव्याण्यखिलकर्मसु ॥ २१ ॥ विना विडंगकृष्णाभ्यां गुडधान्याज्यमाक्षिकैः ॥

સર્વે કાર્યોમાં નવા ઓષડો કામે લગાડવા પણ વાવડિંગ, પિંપર, ગોળ, ધાણા, મધ, ઘી એ છ પદાર્થ એક વર્ષ પછીના જુના લેવા.

### એટલા ઓષડો હમેશા લિલા લેવા.

गुडूची कुटजो वासा कूष्मांडश्च शतावरी ॥ २२ ॥ अश्वगंधासहचरौ शतपुष्पा प्रसारिणी ॥ प्रयोक्तव्या सदैवार्द्रा द्विगुणा नैव कारयेत् ॥ २३ ॥

ગુળવેલ કે ગરોળ, કુડાની છાળ, અડુળસો, કોળું, શતાવરી, આસંધ, કોરાંટા, બડીશોપ, પ્રસારિણી ને ચાંદવેલ, ગંધમને દાલી પણ કહેછે, એ ઓષડો હમેશા લિલા કે તાજા લેવા, પણ બેવડા વજને ન લેવા.

### સાધારણ ઓષડો કામે લગાડવાવિશે.

शुष्कं नवीनद्रव्यं च योज्यं सकलकर्मसु ॥ आर्द्रं च द्विगुणं युंज्यादेष सर्वत्र निश्चयः ॥ २४ ॥

અગાઊના શ્લોકમાં નવ ઓષડો લખેલા છે, તે ઉપરાંત બીજા ઓષડો, સર્વે કામમાં સૂકા હોવા છતાં નવા હોય તે લેવા, પણ તે ઓષડ સૂકા ન મળે તો લિલા બમણા વજને લેવા.

### ( અનુક્ત ) હરયેક વેળાનો ઉપયોગ.

कालेऽनुक्ते प्रभातं स्यादंगेऽनुक्ते जटा भवेत् ॥ भागेऽनुक्ते तु साम्यं स्यात् पात्रेऽनुक्ते च मृन्मयम् ॥ २५ ॥

જે ઓષડોના પ્રયોગોમાં વખત લખેલો નહી હોય, તે ઓષડ પ્રભાતે ખાવું; જે ઓષડોનું અંગ કહેલું ન હોય, તે ઓષડનું મૂળ લેવું; જે પ્રયોગમાં જુદા જુદા ભાગ કહેલા ન હોય, તે ઓષડો દરયેક સરખે ભાગે લેવા. જે ઓષડમાટે વાસણ કે પાત્ર કહેલું ન હોય, તે જગ્યાએ મટોડીનું વાસણ વાપરવું.

### જે પ્રયોગોમાં એક ઓષડ બે વખતે લખેલું હોય તેવિશે.

एकमप्यौषधं योगे यस्मिन् यत् पुनरुच्यते ॥ मानतो द्विगुणं प्रोक्तं तद्द्रव्यं तत्त्वदर्शिभिः ॥ २६ ॥

( એકજ ઓષડના પ્રયોગ ) મધ્યે એક ઓષડનું નામ, બે વખતે લખેલું હોય તે ઓષડ બેવડું લેવું.

### ચૂરણાદિકમાં ચંદન લખેલું હોય તે કઈ જાતનું વાપરવું.

चूर्णस्नेहासवा लेहाः प्रायशश्चंदनान्विताः ॥ कषायलेपयोः प्रायो युज्यते रक्तचंदनम् ॥ २७ ॥

ઘી, તેલ, પ્રથમ કહેલા સ્નેહ પદાર્થ અને ચૂરણમાં તથા ચાટણ-

## દૂધ ઈત્યાદિ પાતળી જનસો માપવાનું વજન.

मृदस्तू वेणु लोहादे र्भांडंयच्च तुरंगुलम् ॥ विस्तीर्णंच तथों च्चंच तन्मानं कुडवं वदेत् ॥ ३५ ॥

ચીારઆંગળ લાંબું પોહોળું, અને ઉંડું મટોડી અથવા વાંસનું કે લોહડાંનું વાશણ કરવું, તેને કુડવ કેહેછે.

## ઓષડોની જોડણીમાં જે નામ પ્રથમ હોય તેવિશે.

यदौषधं तु प्रथमं यस्य योगस्य कथ्यते ॥ तन्नाम्नैव स योगो हि कथ्यतेऽत्र विनिश्चय: ॥ ३६ ॥

જે ઓષડોના પ્રયોગોમાં, જે નામ પેહલું લખેલું હોય; તે નામથી ઓષડનો પ્રયોગ ઓલખાયછે; જેમ કોહલાપાકમાં ઘણાક વસ્તુ વો આવેછે. તે છતાં તેમાં પ્રથમ નામ કોહલાનું હોય; તેથી તેને કોહલાપાક કહેછે; અને રાસ્નાદિ કુવાતમાં, પ્રથમ નામ રાસ્ના હોય, તેથી તેને રાસ્નાદિ કાહડો કહેછે.

## ઓષડ ખાવાનો નીયમ.

स्थितिर्नास्त्येव मात्राया: कालमग्निं वयो बलम् ॥ प्रकृतिं दोष देशौ च दृष्ट्वा मात्रां प्रयोजयेत् ॥ ३७ ॥

ઓષડો સેવન કરવાનું વજન, એકસરખું સર્વે રોગીને માફક આવતું નથી; માટે વખત જઠરાગ્નિનું બળ, ઉંમર, શરીરબળ, પ્રકૃતિ, દોષ, દેશની હવા અને રૂતુ, એ સર્વેનો વિચાર કરી રોગીને ઓષડ આપવું.

## કળિયુગમાં ઓષડોનું સેવન કરવાનું વજન.

यतो मंदाग्नयो ह्रस्वा हीनसत्त्वा नरा: कलौ ॥ अतस्तु मात्रा तद्योग्या प्रोच्यते सुज्ञसंमता ॥ ३८ ॥

કળિયુગમાં માણસોની મંદાગ્નિ, ઠીંગણા, નબળા, બળહીણા થાયછે; માટે ઓષડોનો ઉપયોગ બરોબર થાય, અને બુદ્ધિવાન વૈદો કબુલ કરે, તેવી રીતે ઓષડોનું વજન લખેલું છે.

## कुलिंग परिभाषाना वजनो.

यवो द्वादशभिर्गौरसर्षपैः प्रोच्यते बुधैः ॥ यवद्वयेन गुंजा स्यात् त्रिगुंजो वल्ल उच्यते ॥ ३९ ॥ माषो गुंजाभिरष्टाभिः सप्तभिर्वा भवेत्कचित् ॥ स्याच्चतुर्माषकैः शाणः सनिष्कष्टंक एव च ॥ ४० ॥ गद्यानो माषकैः षड्भिः कर्षः स्याद्दशमाषकः ॥ चतुःकर्षैः पलं प्रोक्तं दशशाणमितं बुधैः ॥ ४१ ॥ चतुःपलैश्च कुडवं प्रस्थाद्याः पुर्ववन्मताः॥

બાર સફેદ સરશીનો એક જવ; બે જવની એક ચણોઠી; ત્રણ ચણોઠીનો વાલ; આઠ ચણોઠીનો એક માશો; સાત ચણોઠીનો ક્વચિત્ માશો, ચાર માશાનો એક શાણ અથવા ટાંક; છ માશાનો એક ગદીયાણો; દસ માશાનો એક કર્ષ; ચાર કર્ષોનો એક પળ; તે પળના દશ શાણ થાય; ચાર પળોનો એક કુડવ. પ્રસ્થાદિકોના વજનો માગધ, પરિભાષાના જાણવા.

## ઓષડો વાપરવાનો વિચાર.

नवान्येव हि योज्यानि द्रव्याण्यखिलकर्मसु ॥ ४२ ॥ विना विडंगकृष्णाभ्यां गुडधान्याज्यमाक्षिकैः ॥

સર્વે રોગ માટે નવા ઓષડો, કામે લગાડવા પણ વાવડિંગ, પિપર, ગોળ, ધાણા, મધ, ઘી, એટલા પદાર્થ એક વર્ષ અગાઉના જુના લેવા.

## નિત્યે લખેલા ઓષડો હમેશા લિલા લેવા.

गुडूची कुटजो वासा कूष्मांडश्च शतावरी ॥ ४३ ॥ अश्वगंधासहचरी शतपुष्पा प्रसारिणी ॥ प्रयोक्तव्या सदैवार्द्रा द्विगुणा नैव कारयेत् ॥४४॥

ગુળવેલ કે ગરોળ, કુડાની છાલ, અડુંળસો, કોહળું, શતાવરી, આસંધ, કોરાંટો, વરીઆળી, પ્રસારિણી ને ચાંદવેલ, (ગંધપ)ને દાલી પણ કહેછે, એ ઓષડો હમેશા લીલા કે તાજા લેવા, પણ બેવડા વજને ન લેવા.

## સાધારણ ઓષડો વાપરવા વિશે.

शुष्कं नवीनद्रव्यं च योज्यं सकलकर्मसु ॥ आर्द्रं च द्विगुणं युंज्यादेष सर्वत्र निश्चयः ॥ ४५ ॥

અગાઉના શ્લોકમાં નવ ઓષડો લખેલા છે, તે ઉપરાંત બીજા ઓષડો સર્વે કામમાં, સૂકા હોવા છતાં નવા હોય તે લેવા, પણ તે ઓષડ સૂકા ન મળે તો લિલા બમણા વજને લેવા.

### ઓષડ ખાવાનો ઉપયોગ.

कालेऽनुक्ते प्रभातं स्यादंगेऽनुक्ते जटा भवेत् ॥ भागेऽनुक्ते तुसाम्यं स्यात् पात्रेऽनुक्ते च मृन्मयम् ॥ ४६ ॥

જે ઓષડોના ખાવાનો વખત લખેલો ન હોય, તે પ્રભાતે ખાવું; જે ઓષડોનું અંગ કહેલું ન હોય, તેનું મૂળ લેવું; જે પ્રયોગમાં જુદા જુદા ભાગ ઓષડોના કહેલા ન હોય, તે દરએક સરખે ભાગે લેવા. જે ઓષડ ઉકાળવા વાશણ કહેલું નહોય, તેમાટે મટોડીનું વાપરવું.

### જે ઓષડ બેવડું લખેલું હોય તેવિશે.

एकमप्यौषधं योगे यस्मिन् यत् पुनरुच्यते ॥ मानतो द्विगुणं प्रोक्तं तद्द्रव्यं तत्त्वदर्शिभिः ॥ ४७ ॥

(એકજ ઓષડના પ્રયોગ) મધ્યે એક ઓષડનું નામ, બે વખતે લખેલું હોય તે બેવડું લેવું.

### ચૂરણાદિકમાં ચંદન લખેલું હોય, તે કઈ જાતનું વાપરવું.

चूर्णस्नेहासवा लेहाः प्रायशश्चंदनान्विताः ॥ कषायलेपयोः प्रायो युज्यते रक्तचंदनम् ॥ ४८ ॥

ઘી, તેલ, પ્રથમ કહેલા સ્નેહ પદાર્થ, અને ચૂરણમાં તથા આટણ મધ્યે ઘણુંકરીને સફેદ ચંદન વાપરવું. ઊકાળા અને લેપાદિકમાં ઘણું કરીને લાલ ચંદન કે રતાનજળી વાપરવી.

### ઓષડોનો ગુણ કેટલા દિવસે જતો રહેછે તેવિશે.

गुणहीनं भवेद्वर्षादूर्ध्वं तद्रूपमौषधम् ॥ मासद्वयात्तथा चूर्णं हीनवीर्यत्वमाप्नुयात् ॥ ४९ ॥ हीनत्वं गुटिकालेहौ लभेते वत्सरात्परम् ॥ हीनाः स्युर्घृततैलाद्याश्चतुर्मासाधिकास्तथा ॥ ५० ॥ औषध्यो लघुपाकाः स्युर्निर्वीर्या वत्सरात्परम् ॥ पुराणाः स्युर्गुणैर्युक्ता आसवा धातवो रसाः ॥ ५१ ॥ व्याधेरनुक्तं यद्द्रव्यं गणोक्तमपि तत्त्यजेत् ॥ अनुक्तमपि युक्तं यद्युज्यते तत्र तद्बुधैः ॥ ५२ ॥

એક વર્ષ પછી ઓષડાનું, તેજ અને તેનો ગુણ ઓછો થાય; તેમાં બે મહિને ચુરણનો. (ગોળીનો) એક વર્ષપછી. ઘી અને તેલાદિકમાં ઓષડ કરેલું હોય તેનો ચાર મહિને જાયછે; હલકા પાકાદિકનો એક વર્ષપછી. આસવ અને સોનું, પ્રથમ કહેલી સર્વે ધાતું, અને ઉપધાતુંની ભસ્મો, તથા રસાયણો એ સર્વે વસ્તુ, ઘણા વર્ષની જુની થાય, તેનો ગુણ વિશેષ થાયછે. રોગોમાં ચૂર્ણ, ચાટણ, ઉકાળો આપવાનો ઠરાવ કરવો હોયતો, તે મધ્યે એકાદ ઓષડ વ્યાધિને, વિરૂદ્ધ, નુકસાન કર્તા હોયતો, મેળવણીમાંથી તે ઓષડ કાડી નાખવું; અને એકાદ રોગ ફાયદા કર્તા હોયતો, તે લખેલું ન હોય તો પોતાની બુદ્ધીથી વધારવું.

## દેશના ભેદથી ઓષડોના ગુણદોષ.

आग्नेया विंध्यशैलाद्याः सौम्यो हिमगिरिर्मतः ॥ अतस्तदौषधानि स्युरनुरूपाणि हेतुभिः ॥ ९३ ॥ अन्येष्वपि प्ररोहंति वनेषूपवनेषु च ॥

( વિંધ્યાચળાદિ ) પર્વતોની જગામાં ઓષડો ઉષ્ણ વીર્યના ઉત્પન્ન થાયછે; અને હિમાચળાદિ પર્વતોની જગ્યાએ ઓષડોનો ગુણ સૌમ્ય વીર્ય એટલે શીતળ ગુણ ઉત્પન્ન થાયછે; માટે જેવા ગુણની જમીન હોય, તેવા ગુણના ઓષડો ઉત્પન્ન થાય, તેમજ કેટલાક જંગલો અને ઉપવનોમાં, પણ વનસ્પતિ ઉત્પન્ન થાયછે.

## ઓષડો લાવવાનો પ્રકાર.

गृण्हीयात्तानि सुमनाः शुचिः प्रातः सुवासरे ॥ ९४ ॥ आदित्यसन्मुखो मौनी नमस्कृत्य शिवं हृदि ॥ साधारणधरा द्रव्यं गृण्हीयादुत्तराश्रितम् ॥ ९५॥ वल्मीककुत्सितानूपश्मशानोषरमार्गजा॥ जंतुवन्हिहिमव्याप्ता नौषधी कार्यासिद्धिदा ॥ ९६ ॥

ઓષડો પર્વતો અને વન કે, ઉપવનમાંથી લાવવાને પ્રાતઃકાળે, ઉઠીને એકચિત્તે થઇ, નાહી સ્વચ્છ વસ્ત્ર પેહરી, સારો દિવસ જોઇ, સૂર્ય સાંમે ઉભા રહી, તેને નમસ્કાર કરીને, અને હૃદયમાં

શિવનું ધ્યાન ધરી, કોઇસાથે ન બોલતાં, જે ઓષડો લાવવાના હોય, તે જગાએ જઇ; તે ઓષડોની ઉત્તરદિશા તરફની છાલ, અને મૂળ કહાડીને લાવવા; પણ રેતાળ કે ખરાબ જગાપર હોય, અથવા જળને આસરે; શ્મશાનભૂમીપર; જે જગાએ ઘાસ થતું નથી ત્યાંહ; ચાર ચવટામાં થયેલી; કીડની લાગેલી; અગ્નીથી બળેલી; થંડીથી કરપેલી એટલી જગાના ઓષડો લાવવા નહી.

### ઓષડો લાવવાની રૂતુ.

शरद्यखिलकार्यार्थं ग्राह्यं सरसमौषधम् ॥ विरेकवमनार्थं च वसंतांते समाहरेत् ॥९७॥

આસો, કારતક એ બે મહિનામાં, વનસ્પતિ ઉપર ઉગેલી જગાએ, રસ ભરેલી હોયછે; માટે સર્વ કામો વાસ્તે એ બે મહીનામાં ઓષડો લાવી મુકવા; અને ઢાળ તથા ઉલટી થવાવિશેના, વૈશાખ અને જેઠમાં ઓષડો લાવવા.

### ઝાડનું અંગ કે મૂળ તથા છાલ અને પાંત્રા લેવા વિશે.

अतिस्थूलजटायाः स्युस्तासां ग्राह्यास्त्वचो बुधैः॥ गृण्हीयात्सूक्ष्ममूलानि सकलान्यपि बुद्धिमान् ॥९८॥

જે ઝાડના મૂળ મોટા અને લાંબા હોય, તેના મૂળની અંતર છાલ લેવી; એટલે લિંબડો, આંબો, ઇત્યાદિક ઝાડ જાણવા. જે વનસ્પતીના મૂળ કુમળા કે નાહના હોય, તેના આખા મૂળો કે પાંત્રા, ફુલો સુદ્ધા મૂળો લેવા; એટલે ભોયરિંગણી, ગોખરૂં, ઇત્યાદિક નહાની વનસ્પતિ જાણવી.

### બીજી રીત.

न्यग्रोधादेस्त्वचो ग्राह्याः सारं स्याद्बीजकादितः ॥ तालीसादेश्च पत्राणि फलं स्यात्त्रिफलादितः ॥९९॥ धातक्यादेश्च पुष्पाणि स्नुह्यादेः क्षीरमाहरेत् ॥

પ્રથમ કહેલા શખ્ત ઝાડમાં વડનું, પાયરી, જાંબુનું, આંબાનું, પિંપળાનું, બિબલાનું, ખેરનું, આસાણાનું, મહવડાનું, બાવળનું ઇત્યાદિક મ્હોટા ઝાડની, છાલમાંથી અંતરછાલ લેવી; તાલીશ, તમાળપત્ર, કુવાર, નાગવેલી ઇત્યાદિકના પાંત્રા લેવા; હરડા, બેહડા, આંમળા, સોપારી, બોર ઇત્યાદિકના ફળ લેવા; ધાવડી, કેશુડાના ફુલ, ગુલાબ ઇત્યાદિકના ફુલો લેવા; આકડા, માંદાર ઇત્યાદિક થુવરનાં ઝાડનું દુધ પ્રથમ પ્રમાણે લેવું.

---

## અથ દ્વિતીયોઽધ્યાય પ્રારંભ.

### ઓષડ ખાવાનો વખત.

भैषज्यमभ्यवहरेत्प्रभाते प्रायशो बुध- ॥ ६० ॥ कषायांश्च विशेषणे तत्र भेदस्तु दर्शितः ॥

વૈદ રોગીને ઓષડોનો અંગરસ, કલક, ચૂરણ, ચાટણ, કુવાત, ફાંટ, હિમ, ઇત્યાદિ કરીને પ્રાતઃકાળે ખાવા પીવાને ઓષડો આપવા, તે વીશે બીજા પણ વખતો નીચે લખેલા છે:—

### ઓષડો ખાવાને પાંચ વખત.

ज्ञेयः पंचविधः कालो भैषज्यग्रहणे नृणाम् ॥ ६१ ॥ किंचित्सूर्योदये जाते तथा दिवसभोजने ॥ सायंतने भोजने च मुहुश्चापि तथा निशि ॥ ६२ ॥

માણસોને ઓષડ ખાવાને વિશે, પાંચ વખત નેમેલા છે; તેમાં પ્રથમ સૂર્ય ઉદય થતી વેળાએ; બીજો બપોરે જમતી વખતે; ત્રીજો સાંઝના જમતી વખતે; વારંવાર ઓષડ ખાવું એ ચોથો વખત; મધ્યરાત્રે ઓષડ ખાવું તે પાંચમો વખત.

### કેટલા રોગીને ઓષડ, ખાવાને પેહલો વખત.

प्रायः पित्तकफोद्रेके विरेकवमनार्थयोः ॥ लेखनार्थे च भैषज्यं प्रभाते नान्यमाहरेत्॥ ६३ ॥एवं स्यात्प्रथमः कालो भैषज्यग्रहणे नृणाम्॥

પિત્ત, અને કફનો કોપ થવાથી, પિત્તકોપ ઉપર જુલાબનું અને કફકોપને ઉલટીનું ઓષધ આપવું; પતળીકરણ એટલે વાતાદિક, ત્રણે દોષોનો કોપ થવાથી, વાયુના દોષોને સ્નેહાદિકે પાતળો કરવો; માટે જાડા પુષ્ટ માણસને મધ અને પાણી ઇત્યાદિક ઓષધ પ્રાતઃકાળે આપી દોષને પાતળો કરવો; એટલે હલકો પાડવો; પણ કેટલાક રોગઉપર પ્રાતઃકાળે ઓષધ આપવું નહી.

**કેટલા રોગ ઉપર ઓષધ, ખાવાનો બીજો વખત.**

भैषज्यं विगुणे पाने भोजनाग्रे प्रशस्यते ॥ ६४ ॥ अरुचौ चित्र-भोज्यैश्च मिश्रंद्याचिरमाहरेत् ॥ समाने वाते विगुणो मंदेमावमिदीपनम् ॥६५॥ दद्याद्भोजनमध्ये च भैषज्यं कुशलो भिषक् ॥व्यानकोपे च भैषज्यं भोजनांते समाहरेत् ॥ ६६ ॥ हिक्काक्षेपककंपेषु पूर्वमंते च भोजनात् ॥ एवं द्वितीयकालश्च प्रोक्तो भैषज्यकर्मणि ॥ ६७ ॥

ઝાડાસંબંધી વાયુ, ક્રુદ્ધ કોપ થવાથી ખોરાક ખાવાની જરા અગાઉ ઓષડ ખાવું; અને મુખને અરૂચિ થવાથી અનેક પ્રકારના અન્નાદિ ખોરાક અને રૂચિકારક ચટણીવો, મુરબા, ઇત્યાદિ સ્વાદિષ્ટ પદાર્થો સાથે ખાવું. ડુંટી સંબંધી વાયું બંધાયલો અથવા ક્રુદ્ધ થયો હોય તો, ભૂખ નલાગતી હોય તો, ભૂખ ઉઘડવાને ઓષડો, ભોજન સાથે મેળવીને ખાવાં. આખા શરીરે વ્યાપેલો વ્યાન વાયુનો, કોપ થયાથી ભોજન કીધાપછી ઓષડ ખાવું. હેડકી, ડચકીઆ અને અક્ષેપક વાયું; જેના લક્ષણો વાયુ રોગોમાં લખેલાછે. તે અથવા કંપ વાયુંનો કોપ થયાથી, જમવા અગાઉ અને પાછળ ઓષડ ખવાડવું.

**કેટલા રોગ ઊપર ઓષડો ખાવાનો તિજો વખત.**

उदाने कुपिते वाते स्वरभंगादि कारिणि ॥ ग्रासे ग्रासांतरे देयं भैषज्यं सांध्य भोजने ॥ ६८ ॥ प्राणे प्रदुष्टे सांध्यस्य भक्ष्यस्यां तेच दीयते ॥ ओषधं प्राय शोधोरै: कालोऽयंस्यां तृतीयक. ॥६९॥

ગળાનો કંઠ સંબંધી ઉદાનવાયુનો કોપ થઇ સ્વર ભંગાદિક રોગ થયો હોય તો, સાંઝના ભોજનનો એખલો કોળીઓ, ખાધા પછી બીજે ધી ઔષડ ઇત્યાદિનો, ભોજન સાથે મેળવીને ખાવો. એવી રીતે પ્રથમ ભોજનનો, અને બીજો ઓષડ સાથે મેળવીને ખાવો. હૃદય સ્થિત પ્રાણ-વાયુનો કોપ થયાથી, ઘણું કરી સાંઝના ભોજન કીધાપછી ઓષડ ખાવું.

### કેટલા રોગ ઉપર ઓષડ ખાવાનો ચોથો વખત.

मुहुर्मुहुश्च तृट् छार्दि हिक्का श्वास गरेषुच ॥ सान्नंच भेषजं दद्या दिति कालश्चतुर्थकः ॥ ७० ॥

તૃષા, પ્યાસ, ઉલટી, હેડકી, શ્વાસ, સાંસ, અથવા ઝેરનો દોષ; એટલા રોગીને અન્નાદિક ભોજન સાથે, અથવા એખલું ઓષડ ઘડીએ અને પળે ખવાડવું.

### કેટલા રોગ ઉપર ઓષડ ખાવાનો પાંચમો વખત.

उर्ध्वजत्रु विकारेषु लेखने बृहणेतथा ॥ पाचनं शमनं देय मनन्नंभेषजं निशि ॥ ७१ ॥ इतिपंचम कालः स्यात्प्रोक्तो भैषज्यकर्मणि॥

ગ્રીવામૂળ, જત્રૂ ઉર્ધ્વ એટલે કર્ણરોગ, આંખનો રોગ, મુખરોગ, નાકનો ઇત્યાદિ રોગો માટે, અથવા પ્રવૃદ્ધ વાતાદિ દોષોના વધારા વિષે, અને અતિ ક્ષીણ દોષોમાંથી વધારા માટે, મોડી રાતે પાચનરૂપ, અથવા શમનરૂપ, અન્ન વિના એખલા ઓષડો ખવાડવાં.

### ઓષડોમાં રસાદિક પાંચ અવસ્થાછે.

द्रव्ये रसो गुणो वीर्यं विपाकः शक्तिरेवच ॥ संवेद नक्रमादेता पंचावस्थाः प्रकीर्त्तिताः ॥

ઓષડ દ્રવ્યોમાં રસ, ગુણ, વીર્ય, વિપાક, શક્તિ; એવી પાંચ અવસ્થાછે.

### ઓષડોનું રસાદિક રૂપ.

मधुरोऽमलः. पटुश्चैव कटु तिक्त कषायकाः ॥ ७२ ॥ इत्येते षड्रसाः ख्याता नाना द्रव्य समाश्रिताः

મધુર એટલે ગોળ–ઘી– સાકર ઈત્યાદિક મિઠાસ. આમળ એટલે આમલી, બીજારાદિક ખટાસ. ક્ષાર એટલે સિંધાલુણ ઈત્યાદિક ખાર. તિખટ એટલે પિપર અથવા મરી ઇત્યાદિક તિખાસ. કડું એટલે લિંબડો ઇત્યાદિક કડવી જણસ. તુરઠ એટલે હરડે ઈત્યાદિક તુરી. એવી રીતે અનેક પ્રકારની વન્સપત્તીમાં છ રૂપછે.

ઓષડોમાં રસાદિક ઉત્પતિના ક્રમો.

धरांबु क्ष्मानल जल ज्वल नाकाश मारुतै: ॥ ७४ ॥ वाटव ग्निं क्ष्मानिलै र्भूतद्वयैर स्वभवः क्रमात् ॥

પૃથ્વી અને પાણીમાંથી મધુર રસની જણસો ઉપજેછે. પૃથ્વી અને અગ્નિમાંથી આમળ રસની. જળ અને અગ્નિમાંથી ખાર રસની. આકાશ અને વાયુંમાંથી તિખાસ રસની. વાયું અને અગ્નિમાંથી કડવા રસની. પૃથ્વી અને વાયુમાંથી તુરા રસની ઉપજેછે. એવી રીતે બબે ભૂતોના ક્રમે એકેક રસ ઉપજે; તેવી છ રસોની ઉત્તપત્તિ જાણવી.

ગુણોનું રૂપ.

गुरुस्स्नि ग्धश्च तीक्ष्णश्च रूक्षो लघु रितिक्रमात् ॥ ७५ ॥ धरां बुवान्हि पवन व्योम्नां प्रायो गुणाः स्मृताः एष्वेवांत र्भवत्यन्यो गुणेषु गुणसंचय : ॥ ७६ ॥

પૃથ્વીનો જડગુણ; પાણીનો સ્નિગ્ધગુણ; અગ્નિનો તીક્ષ્ણગુણ; વાયુંનો રૂક્ષગુણ; આકાશનો હલકોગુણ; એ પ્રમાણે પાંચે ભૂતોથી ઉપજે છે. તે ઉપરાંત સાંદ્ર; મૃદુ; શ્લક્ષણ ઈત્યાદિ ગુણો રહેછે.

વીર્યોનું રૂપ.

वीर्यमुष्णंतथा शीतप्रायशो द्रव्य संचयम् ॥ यत्सर्वमग्नीषो मीयंदृश्यते भुवनत्रये ॥ ७७॥ अत्रैवांत र्भविष्यं तिवीर्याण्यन्या नियान्यापि॥

વિર્ય પ્રાયશઃ દ્રવ્યોને આસરેથી, રેહેનારા બે પ્રકાર હોય; તે જમીનમાંના બે ગુણોમાં એક શીત અને બીજું ઉષ્ણ વીર્ય; તેના નામો અગ્ન્યાત્મક અને સોમાત્મક છે. શીતોષ્ણ વીર્યોમાંથી બીજા વીર્યોમાં સ્નિગ્ધ; રૂક્ષ; વિશદ; પિચ્છળ; મૃદુ; તીક્ષ્ણ ઇત્યાંદિક રેહેછે.

## વિપાકોનું રૂપ.

मिष्टः पटुश्च मधुर मम्लोम्ल पच्यतेरस : ॥ ७८ ॥ कषाय कटुति क्तानांपाकः स्यात्प्रायशः कटुः॥ मधुराज्जाय तेश्लेष्मा पित्तम म्लाच्चजायते ॥ ७९ ॥ कटुकाज्जायते वायुः कर्माणीति विप कतः ॥

મિષ્ટાન અને ખાર રસનો મધુર પાક થાયછે. આમળરસોનો ખાટો પાક થાયછે. તુરો અને તિખાસ તથા કડવાનો ઘણો તીક્ષ્ણ પાક થાયછે; માટે ત્રણે પાકોના ત્રણ કર્મો જુદા થાયછે. તેમાં મધુર પાકનો કફ થાય. આમળ પાકનું પિત્ત થાય. તિક્ષ્ણ પાકે વાયું થાય. એવી રીતે ત્રણે પાકોમાંથી ત્રણ પ્રકારનો કફાદિક રોગ ઉત્પન્ન થાયછે.

## પ્રભાવોનું રૂપ.

प्रभावस्त्त यथा धात्रीलघु श्चापिरसा दिभिः ॥ ८० ॥ समापि- कुरुते दोष त्रितयस्य विनाशनम् ॥ क्वचित्तु केवलं द्रव्यं कर्म कुर्या त्प्रभावतः ॥ ८१ ॥ ज्वरंहंति शिरोबद्धा सहदेवी जटायथा ॥

આમળા; રસે, ગુણે વીર્યે, વિપાકાદિ ગુણે કરીને, સરખા અને હલકા છતાં; પોતાના બળે વાયું પિત્ત, અને કફ ત્રણે દોષોનો નાશ કરે છે; અથવા લધુશ્ચ રસાદિભી એવી રીતે શ્લોકમાં લખેલુંછે. તેનો અર્થ આમલા કે આમળા, ક્ષુદ્ર પનસાના રસાદિકે કરીને, સમાન છતા પોતાના વીર્યેથી, ત્રણે રોગોને સમાવેછે. એકાદું ઓષડ એવું હોય કે, પોતાનાં ગુણે અજાએબ કર્મો કરેછે. દાખલો સહદેવીના મૂળ ચોટલીએ બાંધવાથી તાવનો રોગ દુર થાયછે.

## રસાદિકોની ઉત્કૃષ્ટતા.

क्वचिद्रसो गुणो वीर्यं विपाकः शाक्ति रेवच ॥ ८२ ॥ कर्मस्वं स्वंप्रकुर्वंति द्रव्य माश्रित्यये स्थिताः ॥

કોઈ રસ, કોઈ ગુણ, કોઈ વીર્ય, કોઈ વિપાક અને શક્તિ; ઓષડોને અંગે હોયછે. તે પોતાના ગુણોને દેખાડેછે. તેના દાખલા રસાદિકમાં, ગુળવેલનો રસ કડવો અને ઉષ્ણ, ગુણ છતાં પિત્તને સમા-

વેછે; ઉષ્ણ અને કડવાસ હોવાથી, તીક્ષ્ણ ગુણે કફને વધારેછે; કારણ સ્નિગ્ધ ગુણછે માટે. બીલમૂળ, અરણીમૂળ, શિવણમૂળ, પાડળમૂળને મ્હોટા પંચમૂળ કહેછે; તે તુરા અને કડવા છતા વાયુને શમાવેછે; કારણ ઉષ્ણ વીર્યછે તેથી. વિપાકમાં દાખલો શૂંઠ તીક્ષ્ણ છતાં વાયુને શમાવેછે; મધુરપાકછે તેથી. શક્તિનો દાખલો રસ, ગુણ, વીર્ય, વિપાકે કરીને જે કર્મ થતું નથી, તે કર્મ શક્તિ એટલે તેના પ્રભાવે થાયછે. દાખલો કે ખેર છે તે કુષ્ટ રોગનો નાશ કરેછે; કારણ તેની અજાએબ શક્તિ છે માટે; એવી રીતે ઓષડોનું બળ અજાએબ જાણવું.

### વાતાદિ ત્રણે રોગોની વધ ઘટ થવાની છ રૂતું.

चय कोप शमाय स्मिन् दोषाणां संभवं तिहि ॥ ८३ ॥ऋतु-षट् कंतदाख्यातं रवे राशि षु संक्रमात् ॥

છ રૂતુંમાં રોગોની વૃધિ, પ્રકોપ, ઉપશમ થવાનો સંભવ થાયછે; તે રૂતુંમાં સૂરજની બાર સંક્રાંતીમાં, બબે સંક્રાંતીની એકેક રૂતું થાયછે તેના નામો અને ગુણ દોષ નિચે લખેલાછે:—

### છ રૂતું અને સંક્રાંતીના નામો.

ग्रीष्मे मेषवृषौ प्रोक्तौ प्रावृट् मिथुन कर्कयोः ॥ सिंह कन्ये स्मृता वर्षा तुला वृश्चिकयोः शरत् ॥ धनुर्ग्रा हौच हेमंतौ वसंतः कुंभमीनयोः ॥

મેષ સંક્રાંતીના પ્રારંભથી, વૃષભ સંક્રાંતીની આખર સુધી, ગ્રીષ્મ રૂતું. મિથુન સંક્રાંતીથી કર્ક. સંક્રાંતી સુધી પ્રાવૃત રૂતું. સિંહ સંક્રાંતીથી વૃશ્ચિક, સંક્રાંતી સુધી શરદ રૂતું. ધન સંક્રાંતીથી મકર, સંક્રાંતીસુધી હેમત રૂતું. કુંભ સંક્રાંતીથી મીન, સંક્રાંતી સુધી વસંતરૂતું જાણવી. એ પ્રમાણે દર મહીને એકેક સંક્રાંતી, અને બબે સંક્રાંતીએ એકેક રૂતું થાયછે..

### રૂતુંના ભેદથી ત્રણે રોગોની વધ ઘટ.

ग्रीष्मे संचीयते वायुः प्रावट् काले प्रकुप्यति ॥ वर्षा सुचीयते पित्तं शरत्काले प्रकुप्याति ॥ ८६ ॥ हेमंते चीयते श्लेष्मा वसंतेच प्रकुप्याति ॥ प्रायेण प्रशमंयाति स्वयमेब समीरण ; ॥ ८७ ॥ शरत्काले वसंतेच पित्तं प्रावृट् ऋतौकफ : ॥

ગ્રીષ્મ રૂતુંમાં વાયું શરીરમાં, એકઠો થઇ પ્રાવૃટ રૂતુંમાં પ્રકોપ થાય. વર્ષા રૂતુંમાં પિત્ત એકઠું થઇ, સરદ રૂતુંમાં પ્રકોપ થાય. તેમજ હેમત રૂતુંમાં કફ એકઠો થઇ, વસંત રૂતુંમાં પ્રકોપ થાય. સરદ રૂતુંમાં વાયુંનો કોપ, પોતાની મેળે સમાયછે. પિત્તકોપ વસંતરૂતુંમાં અને કફકોપ પ્રાવૃત રૂતુંમાં પોતાની મેળે સમાયછે.

| | | |
|---|---|---|
| મેષ અને વૃષભ રાશી. | ગ્રીષ્ત રૂતુંમાં. | વાયું એકઠો થાય. |
| મિથુન—કર્ક ,, | પ્રાવૃટ્ ,, | વાયુંનો કોપ થાય. |
| સિંહ— કન્યા... ,, | વર્ષા ,, | પિત્ત એકઠું થાય. |
| તોળ્યુ— વૃશ્ચિક... ,, | સરદ ,, | પિત્તનો કોપ થાય. |
| ધન— મકર ,, | હેમંત ,, | શ્લેષ્મ એટલે કફ એકઠો થાય. |
| કુંભ— મીન ,, | વસંત ,, | શ્લેષ્મનો કોપ થાય. |

વૈદક શાસ્ત્રમાં ત્રણે રોગોમાં, વાયુંનું બળ અતિશે ગણેછે; માટે ગ્રિષ્મ રૂતુંના પ્રારંભથી વસંત, રૂતુંની આખર સુધી કહેલોછે. ગોદાવરી નદીની દક્ષિણ દીશાએ, ચાર મહિના સંતત વૃષ્ટિ એટલે વરસાદ થાયછે; તેથી ચોમાસાની પ્રાવૃટ્ અને વર્ષા, બેહું રૂતું ધારેલીછે. હેમત અને શિશિર એ બેહું, રૂતુંના ગુણ દોષ સરખા હોયછે, માટે શિશિર રૂતુંનો ત્યાગ કરી, હેમંત માત્ર રાખીછે. એ સર્વે કલ્પના ત્રણે દોષો, બંધાવવાના અને તેનો કોપ, થવાનો અનુંભવેથી ઠરાવેલુંછે. દેવ, પિતૃકાર્ય નિમિતે રૂતું ગ્રહણ પ્રકાર, ચૈતર વૈશાખ વસંત રૂતું ઇત્યાદિક, ધર્મશાસ્ત્રોમાં કહેલાછે.

### ભોજનાદિકે રોગોની વધ ઘટ.

चय कोप समान्दोषा विहारा हार सेवनै :॥८८॥
समानैर्यात्य कालेपि विपरीतै र्विपर्ययम्॥

વાતાદિક ત્રણે દોષોના ગુણોમાં, સમાન રૂતું હોય, જેનો ગુણ એવો કે વિહાર અને ભોજન કીધાથી, વાતાદિક ત્રણે દોષોનો સંચય, એટલે એકઠો થવું, તેનો કોપ અથવા સમાવું; લઘુ, રૂક્ષ, શીતાદિક, એટલે સરદ પદાર્થ વાયુંરોગના, ગુણને વધારનાર મળતા જાણવા. વિદાહિ, તિક્ષણ, એટલે તિખ્ખા; આમ્ળ એટલે ખાટા પદાર્થો પિત્તને વધારનાર

મળતા ગુણો જાણવા. મધુર એટલે મિઠાસના, સ્નિગ્ધ એટલે ચિ-
કાસના પદાર્થો, કફ વધારનાર મળતા ગુણો જાણવા. ઉપશમ એટલે
વાતાદિક ત્રણે દોષો, એકઠા થયા હોય તે વેળા, સમાન ગુણના પદાર્થો
ખાધાથી, તેનો વધારે સંચેય થાય; પણ પ્રકોપના વખતે તેવા પદાર્થો,
ખાવાથી રોગનો કોપ થાયછે; અથવા ઉપશમ વેળાએ, ખાધાથી સ-
માયછે. વાતાદિક દોષોના ગુણોથી, વિપરીત એટલે ઉલટાગુણોની વસ્તું,
એકાએક ખાવામાં આવોતો વાતાદિક, ત્રણે દોષનો નાશ કરેછે. ગુરૂ
અને સ્નિગ્ધ, ઉષ્ણ ઇત્યાદિક પદાર્થ, વાયું ગુણોથી ઉલટા જાણવા; અ
થવા અવિદાહિ, શીત, મધુર, ઇત્યાદિ પદાર્થ, પિત્તગુણથી ઉલટા જા-
ણવા. કડવા, ઉષ્ણ, રૂક્ષ ઇત્યાદિક પદાર્થ, કફ ગુણોથી ઉલટા જાણવા.

## વાયુંનો કોપ અને શમ.

लघुरूक्ष मिता हारा दातिशीता छ मात्तथा ॥ ८९ ॥ प्रदोषे
काम शोकाभ्यां भीचिंता रात्रि जागरे: ॥ आभिघाता दपां गाहाज्जी-
र्णेऽन्ने धातु संक्षयात् ॥ ९० ॥ वायु : प्रकोपं यात्येभि : प्रत्यनीकै
श्वशाम्याति ॥

લઘુહાર એટલે હલકા પદાર્થો, ખાવાથી તેનો પાક તાકીદે થઇ,
તેની જગાએ પસરેછે. તેનો દાખલો મગ ઇત્યાદિ નબળું અનાજ.
રૂક્ષ અહાર એટલે ચણા, વટાણા ઇત્યાદિ પદાર્થો શુષ્ક જાણવા. મિતાઅ
હાર એટલે હમેશા ઓછું ખાનારે, અતિ સરદીના વખતે, અતિ સર-
દીના પદાર્થો ખાધાથી. ઘણી મેહેનત કરવાથી, પ્રદોષ વખતે અતિ સ્ત્રી
ઇચ્છા, ધનદોલત અને બંધુનો વિયોગ, સંસારનું દુ:ખ, બીહક, ધાસ્તી,
ચિંતા, રાતનું જાગરણ, નહાના મોટા હથિયારનો જખમ, માર ખા-
ધાથી, પાણીમાં ઘણું તરવાથી, ભૂખ લાગે તે વખતે નખાધાથી,
ધાતૂક્ષય થવાથી; ઇત્યાદિ કારણે વાયુંનો કોપ થાયછે. માટે તેવા
રોગીએ પ્રત્યનીક એટલે વિરૂદ્ધ, ઉષ્ણ, સ્નિગ્ધાદિ પદાર્થોનું સેવન,
કીધાથી વાયું સમાયછે.

## પિત્તનો કોપ અને સમાવું.

विदाहि कटु काम्लो ष्णभोज्यै रत्युष्ण सेवनात् ॥ ९१ ॥ मध्याह्नेक्षु तृषा रोघाज्जीर्य त्यन्नेऽर्ध रात्रके ॥ पित्तं प्रकोपं यात्येभि: प्रत्यनीकैश्च शाम्यंति ॥ ९२ ॥

વિદાહિ; તીખા, ખાટા, ગર્મ પદાર્થો ખાધાથી; અથવા આગની નો ઘણો શેક થવાથી, બપોરે ભૂખ કે તરસ અટકાવ્યાથી, ખાધેલા ખોરાકનો પરિપાક, પાછલી રાતે થતો અટકાવ્યાથી, ઇત્યાદિ કારણે પિત્તનો કોપ થાયછે. તે વેગાએ વિરોધી મધુર મિઠાસની, અથવા શીતળ પદાર્થ ખાધા પીધાથી, પિત્તનું શમન થાયછે.

## કફનો કોપ અને સમાવું.

मधुर स्निग्धशीतादिभोज्यै र्दिवस निद्रया॥ मंदे ग्नौच प्रभातचे भूक्तमात्रे तथा ऽश्रमात् ॥ ९३ ॥ श्लेष्मा प्रकोपं यात्येभि : प्रत्यनीकै श्चशाम्याति ॥

ગોળ, સાકર ઇત્યાદિ મધુર પદાર્થ જાણવા. ઘી, તેલ, માખણ ઇત્યાદિ સ્નિગ્ધ પદાર્થ જાણવા. કેળા ઇત્યાદિ શીતળ પદાર્થ જાણવા. ભેંશનું દુધ ઇત્યાદિ ભારી પદાર્થ જાણવા. એવા પદાર્થો અતિ ખાધાથી, દિવસે નિંદ્રા કરેથી; ભૂખ બેસીજઇ મંદાગ્નિ થયાથી, તે ઉપર સહવારે ભોજન કરેથી, શરીરે કઇપણ મેહનત નકર્તા બેસીને ખાધાથી, ઇત્યાદિ કારણે કફનો કોપ થાય; તે ઉપર તેના વિરૂદ્ધ ગર્મ પદાર્થો ખાધાથી કફ શમાયછે.

इति दामोदर सुनु शारंग धरेण विर चितायां संहिता यांसूत्र स्थाने प्रथम खंडे भैषज्या ख्यानकं नाम द्वितीयो ऽध्याय: ॥ २ ॥

---

## નાડી પરીક્ષા.

करस्यांगुष्ट मूलेया धमनी जीव साक्षिणी ॥९४॥ तच्चे ष्टया सुखं दु:खं ज्ञेयं कायस्य पंडितै: ॥

પ્રાણવાયુંની સાક્ષિભૂત, એવી જે નાડી હાથના, અંગુઠાના મૂળે હોયછે. તે ચાલવાથી શરીરના સુખદુઃખની, પરીક્ષા વિદ્વાનોએ ક્યારે કરવી, અને ક્યાહ વખતે નકરવી.

### વાયુંનો કોપ થયાથી નાડી.

नाडीधते मरूत्कोपे जलौका सर्प योर्ग तिम् ॥ ९५ ॥ कुलींग-काकमंडूक गार्ति पित्तस्य कोपत ॥ : ॥ हंस पारावत गार्तिं धत्ते श्लेष्म प्रकोपत : ॥ ९६॥

વાયુંનો કોપ થયાથી નાડી જળો, અને સરપની રીતે વાંકીચુંકી ચાલેછે. પિત્તનો કોપ થયાથી કુંલીગ, કાગડા, દેડકાની રીતે નાડી કુદીને ચાલેછે. કફ કોપ થયાથી હંસપખી અને ખબુતરની રીતે હલવે હલવે સરખી નાડી ચાલેછે.

### સન્નિપાત અથવા બે રોગના કોપની નાડી.

लाव तित्तिर वर्तींनां गमनं सान्नि पातत : ॥ कदा चिन्मंद गमना कदाचि द्वेग वाहिनी ॥ ९७ ॥द्विदोष कोपतो ज्ञेया ॥

શન્નિપાત નામે ત્રણે રોગોનો કોપ, થવાથી લાવા, તિતર અને વરતીક પક્ષિઓની ચાલે સરખી નાડી ચાલેછે; પણ બે રોગોનો કોપ થયાથી હળવે હળવે નાડી ચાલતાં એકાએક, ઉતાવલી ઝરઝર ચાલેછે.

### અસાધ્ય રોગોની નાડી.

हंतिच स्थान विच्युता ॥ स्थित्वा स्थित्वा चल तिया सास्मृता॥ प्राण नाशिनी ॥ ९८॥ आतिक्षिणाच शीताच जविित हंत्य संशयम् ॥

જે નાડી પોતાની જગા છોડી, આગળ પાછળ રહી રહીને ચાલે; એવી બેહું પ્રકારની નાડી, રોગીના પ્રાણનો નાશ કરેછે. અગર જે નાડી ઘણી ધીમી, ક્ષીણ થઇ હોય અથવા ઘણી, શીતળ થઇ હોય તે નાડી, જરૂર પ્રાણનો નાશ કરેછે.

### જ્વરાદિક તાવની નાડીના લક્ષણ.

ज्वर कोपेन धमनी सोष्णा वेगवती भवेत् ॥ ९९ ॥ काम क्रोधा द्रुवे द्वेगा क्षीणा चिंता भय प्लुता ॥ मंदाग्ने : क्षीण धातोश्च नाडी मंद तराभवेत् ॥१००॥ असृक् पूर्णा भवे त्कोष्णा गुर्वीसामा गरीयसी॥

હલકા તાવનો કોપ હોય તો નાડી, ગર્મ છતાં મોટા વેગથી ચાલે છે. બેરી ઇત્યાદિક ઉપર મોહી પડવાથી; અથવા ગુસ્સે થયાથી જોરથી નાડી ચાલેછે; પણ ધાસ્તી અને બીકે નાડી ક્ષીણ, એટલે ધીમી થાય. જેની ભૂખ બેસીજઇ અગ્નિ મંદ થાય; અથવા જેના શરીરમાં ધાતુ ક્ષીણ થઈ હોય, તેની નાડી ઘણીજ નબળી થાય. અગર લોહીના કોપે નાડી લોહીને મળી, થોડી થોડી ગર્મ છતાં પથ્થર જેવી શખ્ત થાય. (આવેશ યુક્ત) ઇચ્છા પૂર્ણ ન થવાથી, ઘણીજ શખ્ત થાયછે.

## સુખાકારી નાડીના લક્ષણ.

लघ्वी वहति दीप्ता मेस्तथा वेगवती भवेत् ॥ १०१ ॥ सुखित स्यस्थि राज्ञेया तथा बलवती मता ॥ चपला क्षुधितस्या पितृप्तस्य वहति स्थिरा ॥ १०२ ॥

જે માણસની જઠરાગ્નિ પ્રદીપ્ત, એટલે ભૂખ સારી લાગેછે. તેની નાડી રૂના જેવી સુવાળી, અને પાણીના રેલાની રીતે ચાલેછે. સુખી માણસની નાડી સ્થિર છતાં બળવાન હોય. ભૂખ્યાની નાડી ચંચળ હોય, ભોજનને તૃપ્ત થયેલાની નાડી, નીશ્ચળ એટલે અચલ હોયછે.

## વૈદને તેડવા જનાર વિશે.

दुता : स्वजा तयोव्यंगा : पटवो निर्मलां बरा: ॥ सूखिनोश्व वृषा रूढा : शूभ्र पुष्प फलै युता : ॥ १०३ ॥ सूजातय : सूचेष्टाश्च सजीव दिशी संगता : ॥ भिषजं समये प्राप्ता रोगिण : सुख हेतवे॥ १०४॥

વૈદને તેડવા જનાર વિશે, અથવા હરેક સવાલ વિશે કેમ થવું જોઇએ. તે રોગીની ન્યાતનો અથવા સગો હોય, તે હાથ પગ ઇત્યાદીએ ખોડ ખાપણ વગરનો, અથવા કંગાળ નહોય; સર્વે પ્રકારે કુશળ જોઇએ. અથવા સફેદ પોશાક પેહરેલો, ઘોડા અથવા બળદ ઉપર બેઠેલો, સફેદ રસ ભરેલા ફુલો સાથે હોય. ઉત્તમ પ્રકારે જેનો જન્મ હોય. દેખાવડા શરીરનો, અને જેનો ધંધો ઉત્તમ પ્રકારનો હોય. શ્લોકમાં ચકારછે, માટે તેના ઉત્તમ દર્શણ અને ઉત્તમ વેશ હોય; તેના નાકનો શૂર નહિં વેહેતો હોય, તે બાજુએથી આવેલો હોય; અગર બૃહ-

સ્પતીની પૂર્વે ઉત્તરેથી સારો દિવસ જોઇ, વૈદને ઘેર આવ્યો હોય તો રોગી સારો થાય. દખણ દીશાએથી આવ્યો હોય તો નરસ.

### વૈદને તેડવા જનારને સારા નરસા શકુન.

वैद्या व्हानाय दूतस्य गच्छतो रोगिण : कृते ॥ नशुभं सौम्य शकुनं प्रदीप्तंच सूखा वहम् ॥ १०५ ॥

તેડવા જનારને જતરાણું, મૃદંગાદિ વાજીંત્રાદિક સારા શકન, મળે તો રોગીને નરસ; પણ તેલ, કુલથી ઇત્યાદિક નરસા, શકન મળેતો સારૂ થાય.

### રોગીને ઘેર જતાં વૈદને સારા નરશા શકુન.

चिकित्सां रोगिण : कर्तुं गच्छतो भिषज : शुभम् ॥ यात्रेयं सौम्य शकुनं प्रोक्तं दीप्तं न शोभनम् ॥ १०६ ॥

જાતરે જનારનું ટોળું, નગારા, મૃદંગ, શંખ, વેદધ્વની, લગ્નનાગીત, છોકરા સાથે પતિવ્રતા બૈરી, વાછરડા સાથે ગાય, ધોએલો પોશાક લાવનાર ધોબી ઇત્યાદિ સારા શકન વૈદને રસ્તે મળ્યા તો રોગી સારો થાયછે. અગર તેલ, કુલથી, તલ, રૂ, કુંડા, પથ્થર, રાખ, ચિખલ, રાતી સરસી, મરડું, સાગવાન લાકડાં ઇત્યાદિ મળે તો રોગીને નરશ.

### કેહેવા રોગીને ઓષડ આપવું.

निज प्रकृति वर्णाभ्यां युक्त: सत्वेन संयुत : ॥ चिकित्स्यो भिषजा रोगी वैद्य भक्तो जितें द्रिय : ॥ १०७ ॥

જે રોગીની અસલ પ્રકૃતિ અને શરીરનો રંગ ન બદલાતાં સત્વ ગુણે હોય; જીભ ઇત્યાદિ ઇંદ્રિઓ વશમાં રાખે; એવા રોગીને ઓષડ આપવું, નહીં તો વૈદે ઓષડ આપવું નહીં.

### રોગીને પ્રથમ દુષ્ટ સપના વિશે.

स्वप्ने धुनग्ना न्मुंडांश्च रक्त कृष्णां बरा वृतान ॥ व्यंगांश्च वि कृता न्कृष्णान्स पाशान् सायुधानपि॥ १०८ ॥ बध्नतो निघ्नत श्चापि दक्षिणांदि शमाश्रितान् ॥ माहि षोष्ट्र खरा रूढा न्स्त्रींपुं सोर्यस्त्क पश्यति ॥ १०९ ॥ सस्वस्थो लभते व्याधिं रोगी यात्येव पंचताम् ॥

નાગો મુંડેલો બાવો, લાલ, કાળા પોશાકે નાક કાન કાપેલો; પાંગળો; બુંદો; બુસરો; કાળો સિધી જેવો; હાથમાં ફાંસો; તરવાર; ઇત્યાદિક હથિયાર પકડેલો. બાંધી મારનારો; દખણ દશાએ રહેનાર, ભેંશ, ઉંટ, ગધેડા ઉપર બેઠેલો ઇત્યાદિ ખરાબ સપના જોવાથી, જેની પ્રકૃતી સારી હોય, તે રોગી થાય; પણ રોગીએ જોવાથી મરણ પામે.

### બીજા ખરાબ સપના.

अधोयोनि पत त्युच्चाज्जले ऽमौवा विलीयते ॥ ११० ॥श्वापदै र्हन्यतेयो ऽपिमत्स्या द्वीगिलि तोभवेत् ॥ यस्यनेत्रे विलीयेते दीपो निर्वाणतां व्रजेत् ॥ १११ ॥ तैलं सुरां पिबे द्वापि लोहं वालभते तिलान् ॥ पक्कान्नं लभते श्नाति विशेत्कूपं रसातलम् ॥ ११२ ॥ सस्वस्थो लभते व्याधिं रागी यात्येव पंचताम् ॥

પોતાને પર્વત ઝાડો ઇત્યાદિક ઊંચેથી પડેલો; પાણીમાં બુડેલો; અગ્નિમાં બળેલો; કુત્રાએ વખોડેલો; માંછલીએ ખાધેલો; એકાએક આંધળો થયેલો કે, દીવા ઓલાઈ ગએલા જોય; દારૂ પીધેલો; લોઢું; તલમળેલા; રાંધેલું અનાજ મળ્યું કે ખાધું; આંડવામાં ભરાયલો; પાતાળમાં પેસેલો; એવા દુષ્ટ સપના નિરોગીએ જોયાથી રોગી થાય, પણ રોગીએ જોવાથી મરણ પામે.

### દુષ્ટ સપના જોવાથી ઉપાય.

दुःस्वप्ना न्येव मादीनि दृष्टवा ब्रू यान्न कस्य चित् ॥ ११३ ॥ स्नानं कुर्या दुषस्ये वद्द्या द्धेमति लानय ः॥ पठे त्स्तोत्राणि देवानां रात्रौ देवा लये वसेत् ॥ ११४ ॥कृत्वै वंत्रि दिनं मर्त्यो दुःस्वप्ना प्तरि मुच्यते ॥

આગાઉ કહેલા ખરાબ સપના જોય, કોઈ પાસે ન કહેતાં સોનાનું, તલનું, તથા લોહઢાંનું દાન આપી ઇષ્ટદેવનું સ્તોત્ર વાંચવું, રાતના દેવસ્થાનમાં જાગરણ કરી ભક્તિ કરવી. એવી રીતે ત્રણ રાતદિવસ કીધાથી, ખરાબ સપના દેખાતા બંધ પડે.

### સારા સપના.

स्पप्नेषुय ः सूरान् भूपान् जीवंत ः सुहृदो द्विजान् ॥ ११५ ॥ गोंस मिद्धाग्नि तीर्थां निपश्ये त्सुखम वान्पुयात् ॥

સપનામાં ઇંદ્રાદિ દેવ રાજા મિત્ર ગાય બ્રામણને જીવતા, બળતો અગ્નિ તીર્થો ઇત્યાદિક રોગી જોયાથી સારો થાય, નિરોગીને સુખ ઉપજેછે.

### સુખી થવાના સપના.

तीर्त्वाक लुषनी राणि जित्वा शत्रु गणानापे ॥ ११६ ॥
आरूत्व सौध गोशैल करिवाहा न्सुखि भवेत् ॥

જે સપનામાં પોતાને ચિખ્ખલે ખરડાયેલો; તરીને બાર ઉતરેલો શત્રૂને જીતેલો સફેદ ઘર જોય. હાથી ઘોડે બેઠાથી સુખી થાય.

### બીજા સારા સપના.

अगम्या गमनं लेपो विष्ठा॰याख दितं मृतिं ॥ ११७ ॥ आममां साग्नं स्वप्ने धना रोग्या प्रये विदु : ॥

સપનામાં દુષ્ટ સ્ત્રીનો સંગ; જવું જ્યાં ન ઘટે ત્યાહ ગએલો; નરકમાં પડેલો, પોતે રડેલો કે બીજાને રડતા જોય, પોતાનું મરણ. કાચું માંસ ખાધેલું ઇત્યાદિક રોગી જોવાથી સારો થઇ દોલત મળે.

### તિજા સારા સપના.

जलौका भ्रमरी सर्पो माक्षिका वापियं दशेत् ॥ ११८ ॥ रोगी सभूया दारोग्य : स्वस्थो धन मवा न्पुयात् ॥

સપનામાં જળો, ભંમરા, કાળી મધમાંખ, સર્પો ઇત્યાદિક કરડે તો રોગી સારો થાય; અને નિરોગી હોય તેને ધન મળે.

इति श्री दामोदर सूनु शार्ङ्ग धरेण स्तृतीयो ऽध्याय : ॥ ३ ॥

## માગધ ભાષામાં ઓષડોનું વજન.

શુકા ઓષડોનું વજન

- ૩૦ પ્રમાણુની વંશી ૧
- ૬ વંશીની મરીચીં ૧
- ૬ મરીચોની રાઇ ૧
- ૩ રાઇની શરરી ૧
- ૮ શરશી જવ... ૧
- ૪ જવ—વાલ... ૧
- ૬ વાલ—માશો ૧

હેમ અને ધાન્યક વજન.

- ૪ માશાનો ટાંક... ૧
- ૨ ટાંક—ક્ષૂદ્રભ... ૬
- ૨ કોલનોએકકર્ષ,તોલો૧

લીના ઓષડનું વજન.

- ૨ પળની પ્રસૃત... ૧
- ૨ પ્રસુતની કુંડવ... ૧
- ૨ કુંડવની શરાવ ૧
- ૨ શરાવની પ્રસ્થ ૧
- ૪ પ્રસ્થના આઢક ૧
- ૪ આઢકની દ્રોણુ ૧
- ૨ દ્રોણુની શૂર્પ... ૧
- ૨ શૂર્પની દ્રોણી .. ૧

પાંણી જેવી વસ્તુનું માપટું. ચાર આંગળ સમચોરસ અને તેટલુંજ ઉંડુ લોખંડનું કે મટોડીનું કરવું.

અંગ્રેજી ઓષડ પાણી જેવું ભરવાનું વજન.

- ૨૦ ગરેન—શકરૂપલ ૧
- ૩ શકરૂપલ—દરામ ૧
- ૮ દરામ—અઊંશ ૧
- ૧૨ અઊંશ—પાંઊંડ ૧

કલીંગ પરીભાષાના.

- ૧૨ સરશીનો જવ ૧
- ૨ જવનો—વાલ ૧
- ૩ વાલનો—વલ્લ ૧
- ૮ વાલનો—માશો ૧
- ૪ માચાનો—શાણ ૧
- ૬ માશાનો—ગદ્યાનો ૧
- ૧૦ માશાનો—કર્ષ ૧
- ૪ કર્ષોનો—પલ ૧
- ૪ પલનો—કુડવ ૧

## નિદાન પંચક.

નિદાન એટલે શું? દરએક રોગની પરીક્ષા; વાયું, પિત્ત કે કફમાં, હરએક બગડવાથી સર્વે રોગનું મૂળ થાયછે; તે ઉપર રોગ વધારનાર ભોગકે ખાધાથી, વાયું ઇત્યાદિ બગડી તેના કોપે હરએક નવા રોગ થાયછે. તે વિશે દૃષ્ટાંતકે; હરએક સંતાપ થવાથી, લોહી ઉકળીને પિત્ત બગડે; તેને રક્તપિત્ત કેહેછે; તેમાંથી તાવ ઉત્પન્ન થઇ શ્વાસ, હાફણ, કમળો, પલીહા રોગ; પિંડરોગ થાયછે; તે વધ્યાથી પેટમાં જલંદરાદિક થઇ સોજો આવેછે. હરસથી પેટમાં ગોળાદિક રોગ થાયછે; શલકમથી ખાંસી થાયછે. તેમાંથી કફ થઇ ધાતુનો ક્ષય થઇ રાજ ક્ષય થાય, જે સર્વે રોગનો રાજાછે. માટે પ્રથમ જે રોગ થયો, તે એખસો હોય તેનો ઉપાય કરવો. તરત ઉપાય નકરેથી નવા રોગો મળી માહાસમર્થ થાયછે.

કેટલાક રોગો એવાછે કે નવાને ઉત્તપન્ન કરી, પોતે બેસીજાયછે, પણ કેટલાક બીજાને ઉત્તપન્ન કરી, પોતે પણ રહેછે. તેનું કારણ ફરીને જણાવુંછું કે, શલકમ ન જતાં, ખાંસી થાયછે; હરસ નજતાં, પેટના અનેક રાગ તથા ગોળાનો રોગ થાયછે. એવા હજારોરોગ ઉત્તપન્ન થાયછે. તેની પરિક્ષા બરોબર થઇ તો, રોગ નાશપામે; અગર ઉલટી પરિક્ષા કરી તો શરીર નાશ પામેછે.

## અનુંપાન પ્રકરણ.

૧ સન્નિપાત ઇત્યાદી વાયું ઉપર આદાના રસમાં ઓષડ ભેળીને આપવું. ૨ ખાંસી, કફ શ્લેષ્મ ઉપર અંડુલસાના રસમાં અથવા મરી, સુંઠ. પીપરના ચુરણમાં. ૩ હરએક તાવ ઉપર મધ અને પીપરમાં; ફરીને તાવે ઉથલો માર્યો હોય તો કરીયાતું, નાગરમોથ, પિત્તપાપડામાં. ૪ સંગ્રહણી ઉપર છાસમાં. ૫ પેટના ક્રીવડા કે કર્મ ઉપર વાવડીંગમાં. હર્ષ ઉપર ચિત્રક, ભિલામાં. ૭ પાંડુ રોગ ઉપર લોહ મંડૂર. ૮ ક્ષય ઉપર શિલાજીત. ૯ શ્વાસ, સસણી ઉપર ભારંગમુળમાં; સુંઠમાં. ૧૦ પર્મા ઉપર આમળા, હળદ; શકર ત્રીફલામાં. ૧૧ તૃષા ઉપર સોનાને છમકારી તે પાણીમાં. ૧૨ તાવ અને તૃષા ઉપર સાખંડને છમકારી પાણીમાં. ૧૩ પિત્ત, વાયું, કફ ત્રણે રોગ ઉપર આદાના રસમાં કે મધમાં. ૧૪ શુલ વાયું ઉપર હિંગ અને ઘીમાં. ૧૫ આમવાયું ઉપર કરંજ, ગૌમુત્ર. કે એરંડયા તેલમાં. ૧૬ તૃષા ઉપર ત્રિફળા, પીપર. ૧૭ ઝેહર ઉપર સોનું ધમકારેલાં પાણીમાં. ૧૮ ખાંસી ઉપર રિંગણીમુળ, ત્રિકૂટમાં. ૧૯ વાયુ ઉપર ગુગ્ગલ, લશણ અને ઘી. ૨૦ રક્તપિત્ત ઉપર અડુંલસામાં. ૨૧ ફેફરાં ઉપર ઘોડાવજ, અકલગરો, મધમાં. ૨૨ પેટની કબજીયાત ઉપર જુલાબ. ૨૩ વાત્તરક્ત ઉપર ગુળવેલ, એરંડયું. ૨૪ અરદિત વાયુને અડદના વડા અને માખણ. ૨૫ મેદારોગને મધ પાણીમાં. ૨૬ ધુપણી કે પદર રો-

ગને લોધ્ર. ૨૭ અરૂચી ઉપર બીજોરા, દાડમ. ૨૮ નાશુર ઇત્યાદી વરણને ત્રિફળા, ગુગ્ગલમાં. ૨૯ શોકાતુરને દારૂમાં. આમળપિત્તને દ્રાક્ષ. ૩૧ પીશાબ અટકવા ઉપર શતાવરી કે ભુરા કોહોળાના રસમાં. ૩૨ આંખોના રોગને ત્રિફળામાં. ૩૩ ઉન્માદને જુનું ઘી ૩૪ નિદ્રા ન આવતી હોય તેને ભેંશનું દુધ. ૩૫ શરીરે સડાને ખેરની સારના ઉકાળામાં. ૩૬ શરીર મોહોડને ચીનીકબાબામાં. ૩૭ અજીર્ણ અને ઘણી નિદ્રાને હિમજ અથવા ભુખ્યા રાખવું. ૩૮ ઓકારી ઉપર ભાતની ધાણી. ૩૯ શરીરના જીવડાથી માથું દુખવા ઉપર તીક્ષ્ણ ઓષડની તપખીર સુંઘાડવી. ૪૦ પાસળાના શુલને ઉપલેટ મૂળ. ૪૧ મૂરછા ઉપર પાણી વગેરે છાંટવું. ૪૨ શરીર દુબળું થયું તો પુષ્ટીનો ખોરાક. ૪૩ પિશાબની પથરી ઉપર શિલાજીત. ૪૪ પિશાબ બંધ થયો તો મુળાના કુમળા પાત્રાંનો રસ અને શુરોખાર એકઠો કરીને. ૪૫ ગાંઠને વાયવર્ણની છાલ. ૪૬ વિદ્રધી રોગ વાળાની શકતી પ્રમાણે લોહી કહાડવું. ૪૭ ઉચકીને લાખનો રસ, અથવા નવશાગર ચુનો લીંબુના રસમાં કાલવીને સુઘાડવું. ૪૮ બળત્તરને થંડા ઉપાય. ૪૯ ભગનદર ઉપર કુત્તાના હાડકાને ગધેડાના લોહીમાં ઘસીને શંખ પૂષ્પના રસમાં મેળવીને લગાડવું. ૫૦ શબ્દ ખુલવા ઉપલેટ મુળ મધમાં ઘસીને ચટાડવું. ૫૧ સારદી, શીત ઉપર નાગરવેલ, મરી ઈત્યાદી ઉષ્ણ ઉપાય કરવા.

## ઓષડના અંગરસનું વજન.

ઓષડનું અંગરસ પીવાને જુદું જુદું વજન જણાવેલું નહોય તો સરખે વજને સર્વે લેવું; પણ મોહટા માણસે દરેક વખતે તોલા ૧ થી ૨ લેવું તેમાં પાણી નાખવું હોય તો ત્રણ તોલા નાખી, બાર કલાક અગાઉ ભીજવી વાટીને, કપડછાંડ કરવું. તેમાં શાકર, રાંણી મધ, જુનો ગોળ મેળવવા લખ્યું હોય તો તોલા ૦। થી ૧ સુધી નાંખવો; પણ ચુરણ મેળવવું હોય તો તોલા ૦। થી ૦॥ સુધી ડોહોળીને પાવું.

## ઉકાળો અથવા કુવાતનું વજન.

જુદું જુદું વજન લખ્યું ન હોય તો, સરખે વજને તોલા ૨ થી ૪ સુધી મોહટા માણસ માટે લેવું. તેને છુંદી મટોડીના વાશણમાં શેર ૧ થી ૨ પાણી નાખી, મંદાગ્નીથી ઉકાળવું; પાણી બળતાં આઠમો ભાગ રેહે તે ઊંફ ભરેલું પાવું. બાળક માટે તોલા ૦। થી ૧ સુધી લેવું. શાકર નાખવી હોય તો, વાયું ઉપર ચોથે, પિત્ત ઉપર આઠમે, અને કફ ઉપર સોલમે હીસ્સે. મધ નાંખવું હોય તો, કફ ઉપર ચોથે, પિત્ત ઉપર આઠમે, વાયું ઉપર સોલમે હીસ્સે એક ભાગ નાંખવું. જીરૂ, ગુગ્ગલ, હરએક ખાર કે સિલાજીત હીંગ સેકીને લખ્યું હોય તો,

મોહટા માણસ માટે વાલ ૧ થી ૫ સુધી; નાખવી. દુધ, ઘી, ગોળ; તેલ ઇત્યાદિમાં નાખવા લખ્યું હોય તો, મોહટા માણસ માટે તોલા ૦॥ થી ૧ સુધી નાખવું. કેટલીક વખતે ગર્મ પાણીમાં ચુરણ ડોહીને, અથવા રાત્રે કુટી ભીજવી મુકીને પ્રાતઃકાળે, અંગરસ પીવાને લખ્યું હોય, તો ઉપર લખ્યા પ્રમાણે પીવું.

## ચુરણનું વર્જન.

શુકવેલા ઓષડો કુટીને વસ્ત્ર ગાળ કરેથી ચુરણ કેહેછે. તે દરએક મોટા માણસને તોલા ૦। થી ૧ સુધી આપવું; અને નહાના બાળકને ૧ વાલથી ૫ વાલ સુધી આપવું. ચુરણમાં ગોળ નાખવો હોય તો, સરખા વજને. શાકર બમણી; હિંગ હોય તો સેકીને ૦ગુણ નાખવી. ઘી બમણું નાખવું. પાણીમાં ડોહીને ઓષડ પીવું હોયતો, ચોમણું પાણી નાખવું. હરએક ઓષડ ઉપર પાણી કે દુધ પીવાનું લખ્યું હોયતો, વાયુ ઉપર તોલા ૧૨, પિત્ત ઉપર તોલા ૮, અને કફ ઉપર તોલા ૪ સુધી પીવું; જેથી સર્વે ઓષડ પેટમાં જઇ, આખા શરીરની નેસોમાં પસરે. ચુરણને લિંબુની કે ગઉમુત્રનો પૂટ આપવો હોય, તો રસમાં ચુરણ ભીજાય, તેટલા રસમાં ભીજવીને ખાવું.

## સનેહપાક; ઘિ, તેલમાં ઓષડના પાકનું વર્જન.

ઓષડના ઉકાળાથી ચોમણું ઘી, તેલાદિક લેવું; તેથી ચોમણું પાણી દુધ નાખીને મંદાગ્નિયે ઉકાળી પાણી બાળવું; ઘી તેલાદિક રહ્યાથી, મોટા માણસને તોલા ૧ થી ૨ સુધી આપવું. કુમળું ઓષડ હોયતો ચોમણું અને શખ્ત હોયતો આઠઘણું સોળઘણું પાણી નાખવું. ઓષડની સર્વે રીત અને વજન બતાવેલુંછે; તોપણ રૂતુ, નહાના મોટા નબળા, વૃદ્ધ રોગીની શકતી ઉપર પૂરતો વિચાર કરવો. ઓષડમાં દુધ, દહી, છાશ, મેળવવી હોય તો આઠઘણું નાખવું; તેનો સારો પાક કરવા ચોમણું પાણી નાખવું; પાણી બળયાથી સીધ્ધ થશે. તેની તપાસ કરવા એક ટીપું અગ્નિ ઉપર મુકયાથી, તડતડ અવાજે થાય તો તૈયાર થયું. ફીણ આવે તો તેલ થયું; ફીણ ન આવે તો ઘી થયેલું જાણવું.

---

ચોથો અધ્યાય પ્રારંભ.

## દીપન પાચન ઓષડો.

पचेन्नामं वन्हिकृच्च दीपनं तद्यथा मिशी ॥ ११९ ॥ पंचत्या मन्नवन्हिंच कुर्या द्यत्ताद्धि पाचनम् ॥ नाग केसर वाद्विद्या चित्रो दीपन पाचन: ॥ १२० ॥

જે ઓષડથી આંમનું પાચન થતું નથી, અને ભૂખ વધારે તે દીપન સમઝક; વરીઆળી. જે આંમનું પાચન કરે, અને અગ્નિ પ્રદીપ્ત થતી નથી, તે પાચન સમઝક નાગકેશર. અગ્નિ પ્રદીપ્ત કરીઆંમને પચાવનાર ચિત્રકછે; તેમાં દીપનપાચન બેહું ગુણ છે.

### સંશમન ઓષડો.

नशोधयति नद्वेष्टि समान् दोषांस्तथो द्धतान् ॥ शमीकरोति विषमान् शमनं तद्यथा मृता ॥ १२१॥

જે વાતાદી દોષને સરખા રાખી, તેનો દ્વેષ અને શોધન નકર્તા વિષમ ભાવ જોઈ વધેલો વાયુને સમાવે, તેને સંશમન સમઝક ગુળવેલછે.

### અનુંલોમન ઓષડો.

कृत्वा पाकं मलानांय छित्वा बंध मधो नयेत ॥ तच्चानु लोमनं ज्ञेयंयथा प्रोक्ता हरीतकी ॥ १२२ ॥

જે ઓષડો મળનો કોપ શાંત કરી પચાવે, મસળે, જુદો જુદો પાડે, બંધ કોષ્ટનો મળ જુદો પાડી ઝાડા પિસાબ માર્ગે પાડેછે. તે અનુંલોમન મોટી હરડે હીમજ.

### શ્રંસન ઓષડો.

पक्त व्यंयद पकत्वैव श्लिष्ठंकोष्ठे मला दिकं ॥ नयत्यध : स्रंसनं तद्यथा स्यात्कृत मालक : ॥ १२३ ॥

જે રોગોના કોપે મળ મૂત્રાદિકનું પાચન ન થતાં કોઠામાં લપટાઈ રેહે, તેને પોતાના બળે જબરાઈથી બહાર પાડે, તે શ્રંસન સમઝક ગરમાળાની શિંગનો ગર.

### ભેદન ઓષડો.

मलादिकं मवद्धं वायद्ध द्वांपिंडितं मलै : ॥ भित्वाऽध : पातय तिद्भेदनं कटुकी यथा ॥ १२४ ॥

જે વાતાદીક દોષે ઝાડો પિશાબ ઈત્યાદિ મળ શુકાઈને ગાંઠો બંધાય, તેને છુટોપાડી ઝાડા પીશાબ માર્ગે બહાર પાડે, તે ભેદન (કડુ)છે.

## રેચન ઓષડો.

विपक्कं यदपक्कं वामला दिद्रवतां नयेत् ॥ रेचयत्स पितद्वेयं *रेचनं त्रिवृता यथा* ॥ १२५ ॥

અન્નાદિક ખોરાકનો સારી રીતે પાક ન થતા, કાચો રહ્યાથી, વાયુંના દોષે બંધાય અથવા ન પાકે, તેને જે પોતાના બળે પાણી જેવો કરી, આડા પીસાબ માર્ગે વેહવડાવે, તેને રેચન સગ્નક નિશોતર કેહેછે.

## વમન ઓષડો.

अपक्क पित्त श्लेष्माणं बलादूर्ध्वं नये तुयत् ॥ वमनं ताद्धि विज्ञेयं मदनस्य फलं यथा ॥ १२६ ॥

કાચ્યા પિત્ત અને કફને જોરથી ઉલટી માર્ગે કહાડેછે, તેને વમન કેહેછે; તે મેનફલ ગેળફલ મિંઢોળ.

## સંશોધન ઓષડો.

स्थानाद्ब हिर्नये दूर्ध्वं मधो वामल संचयम् ॥ देहे संशो धनं तत्स्या देव दालि फलं यथा ॥ १२७ ॥

પોતાની જગાએ એકઠો થએલો વાયું પિત્ત અને કફ મળી બળ કરેછે, તેને જે ઓષડ છોડવી ઉલટી માર્ગે, નાકવાટે અને નિચે દબાવી આડા પિશાબ માર્ગે બહાર કહાડે તે શરીર સંશોધન, દેવડંગરી, કાંટે વૃંદાવન, કુકડવેળછે.

## છેદન ઓષડો.

श्लिष्टान् कफा दिकान् दोषानु न्मूल यति तद्बलात् ॥ छेदनं तद्यवक्षा रोम रिचा निशि लाजतु ॥१२८॥

કફ પિત્ત વાયું એક એક સાથે મળી બંધાયલા રોગને પોતાના બળે, જુદાંકરી છુટા પાડે 'તેને છેદન કેહેછે. તે જવખાર ઇત્યાદિ ખાર, સુંઠ, મરી, પીપર, શિલાજીત જાણવા.

## લેખન ઓષડો.

धातून्मलान्वा देहस्य विशोष्यो ल्लेखयेच्च यत् ॥ लेखनं तद्य था क्षौद्रं नीरमुष्णं वचायवा ॥ १२९ ॥

જે ઓષડો રસાદિ ધાતુ અને વાતાદિ દોષો શોષીને પાતળા કરેછે. તે ઓષડો લેખન જાણવા; તે મધ; ગર્મ પાણી; ઘોડાવજ; જવ.

## ગ્રાહી ઓષડો.

दीपनं पाचनं यत्स्या दुष्णत्वा द्रव शोषकम् ॥ ग्राहितश्च यथा शुंठी जीरकं गजपिप्पली ॥ १३० ॥

જે ઓષડો ગ્રાહીગુણેથી ભૂખવધારે, આમાદિકનું પાચનકરે અને તેમાં ઉષ્ણ ગુણ હોય, તેથી જળ સ્વરૂપ જે કફાદી રોગ અને ધાતુ તથા મળ મૂત્રાદિક શોષે; તેને ગ્રાહી કેહેછે. તે સુંઠ. ત્રણે જાતના જીરામાં કાળિજીરી વાપરવી શ્રેષ્ઠછે; ગજપીપર.

## સ્તંભન ઓષડો.

रौक्ष्या च्छैत्या त्कषाय त्वा लघु पाका च्चय द्भवेत् ॥ वातकृत्स्तंभनं तत्स्या द्यथा वत्स कटुं टुकौ ॥ १३१ ॥

જે ઓષડો રૂક્ષગુણે, અને શીતળ વીર્યે તથા તુરા રસે હોવા છતા, પાચન થવાને હલકી હોય; એવા ઓષડો ખાધાથી, વાયુને ઉપજાવે માટે તેને સ્તંભન કેહેછે; તેકુડા—ટેટુ જાણવા.

## રસાયન ઓષડો.

रसायनंच तज्ञेयं यज्जरा व्याधि नाशनम् ॥ यथामृता रुदंतीच गुग्गुलुश्च हरीतकी ॥ १३२ ॥

જે ઓષડો શરીરમાં પ્રવેશકરેલા રોગ દૂર કરેછે; તેને રસાયન કેહેછે; તે ગુળવેલ- રૂદરવંતી- સોધેલો ગુગળ; સુરવારી હરડે.

## વાજીકરણ ઓષડો.

यस्मा द्द्रव्याद्भवेत्स्त्रीषुहर्षो वाजी करं चतत् ॥ यथा नागबला द्यास्तु बीजंच कपि कच्छुजं ॥ १३३ ॥

જે ઓષડો ધાતુને વધારી પુરૂષોને, સ્રીના વિષયમાં અને સ્રીઓને પુરૂષોના, વિષયમાં ખુશી સહીત સામર્થ આપનારા, ઓષ-

डोने वाजीकरण केहेछे. ते चक्र भिंडी अथवा कासकी; शतावरी. शाकर; दूध; कवची अथवा आजवणीना बीज इत्यादिक जाणवां;

धातूनो वधारो करनारा ओषडो.

यस्माच्छुक्रस्य वृद्धिःस्या च्छुक्रलंच तदुच्यते ॥ यथा श्वगंधा मुसली शर्कराच शतावरी ॥ १३४ ॥

जे ओषडोथी धातूनो वधारो थाय ते शूक्रल जाणवा. ते आसंन; मुसळी; शतावरी; इत्यादिक जाणवां.

धातूने चेतवनारा अने तेनेउत्पन्न करनारा ओषडो.

दुग्धं माषाश्च भल्ला तकफल मज्जा मला निच ॥ प्रवर्तकानि कथ्यंते जनकानिच रेतसः ॥ १३५ ॥

शूक्र धातुने चेतवनारा अने तेने उत्पन्न करनारा ओषडो मां दूध; अडद; भीलामांकुज माहेनी मीज; आमळा इत्यादिक जाणवां.

वाजीकरण ओषडोने निषेद करनारा.

प्रवर्तनी स्त्री शुक्रस्य रेचनं बृहती फलम् ॥ जाती फलं स्तंभकंच शोषणीच हरीतकी ॥ १३६ ॥

शूक्र धातुने चेतवनारी बैरीछे, अने ते धातूनुं रेचन एटले घाळनाखनार; भोत रिंगणी एटले जंगली रिंगणा; रिंगणीफळ; इत्यादिक गर्भवस्तु; तथा धातूने स्थंभन एटले अटकावनार जायफळ अने धातूनु शोषण करनार हिमजी हरडे जाणवी; तेमज श्लोकोमां कालगडा धातूनो क्षय कर्ता लखेलुंछे.

सूक्ष्म ओषडो.

देहस्य सूक्ष्म छिद्रेषु विशे द्यत्सूक्ष्म मुच्यते ॥ तद्यथा सैंधवं क्षौद्रं निंबस्तैलं रूबुद्भवम् ॥ १३७ ॥

शरीरमां रोमेरोम झीणा रंध्रादिक विधछे. तेमां जे ओषडो प्रवेश करेछे तेने सूक्ष्म केहेछे. तेसिंधालूण; मध; कडवो लिंबडो; अथवा तेनुं तेल; तलनुतेल; एरंडानुतेल इत्यादिक जाणवा.

व्यवायि ओषडो.

पूर्वं व्याप्या खिलं कार्यं ततः पाकंच गच्छति ॥ व्यवायि तद्यथा भंगा फेनं चाहि समुद्भवं ॥ १३८ ॥

જે ઓષડો અપકવચ એટલે કોઠાગ્ની, અગ્નીમાં નજતા આખા શરીરમાં વ્યાપીને, જેમ દારૂ અથવા ઝેરી વસ્તુંનીરીતે પસરેછે; તે ભાંગ; અફીણ ઇત્યાદિક જાણવાં.

## વિકાશી ઓષડો.

संधि बंधांस्तु शिथिलान्य त्करोति विका शितत् ॥ विश्ले ष्योजश्च धातु भ्यो यथा क्रमुकको द्रवाः ॥ १३९ ॥

જે ઓષડો આખા શરીરના સાંધે સાંધાને શિથિલ એટલે જકડે, ઢીલાકરી રસાદી ધાતુમાંથી ઉપજેલા (ઓજ) બળને ઢીલા કરનારને વિકાશીકેહેછે; તે સોપારી; કોદરા નામે અનાજ ઇત્યાદિક જાણવાં.

## મદકારી પદાર્થ.

बुद्धिं लुंपतियद्द्रव्यं मदकारि तदुच्यते ॥ तमोगुण प्रधानंच यथा मद्यं सूरा दिकं ॥ १४० ॥

જે પદાર્થ તમો ગુણનો પ્રધાન હોવાથી બુધ્ધિને ઢાકી નાખેછે, તેપદાર્થ મદકારી જાણવા; તે સુરાદિક મદ્ય એટલે સર્વેજાતનોદારૂ.

## જીવ લેનાર ઓષડો.

व्यवायिच विका शिस्यात्सूक्ष्म छेदि मदावहं ॥ आग्नेयं जीवित हरं योग वाहि स्मृतं विषं ॥ १४१ ॥

અગાઊ લખેલા વ્યવાયી, વિકાશી, સૂક્ષ્મ, છેદી, મદકારી ઓષડો પ્રથમ લખેલાછે; પણ આગ્નેય ઓષડો છ ગુણો સહિત દ્રવ્ય હોય; તે દ્રવ્ય પ્રાણ લેનાર જાણવા. ઉદાહરણ ઝેરી વસ્તું; વચ્છનાગાદિક; તે યોગવાહી જાણવા; કારણ કેટલા રૂપોના શ્લોકોમાં યોગ વાહ્ય મૃતં વિષં લખ્યુંછે. તેનો અર્થ એવો થાયછે- કે તેજ ઝેર યોગવાહી એટલે તેનેકાંઇપણ સંસ્કાર વિશેષ કરીને, એટલે વિધ્ધીથી બરોબર સુધ્ધકે આખ્ય કીધાપછી, જે જે અનુપાનો લખેલ હોય તેવા અનુપાનોથી વાપરવું તો, તેનોગુણ વધારીને અમૃત તુલ્યથાયછે.

## પ્રમાથી ઓષડો.

निज वीर्येण यद्द्रव्यं स्रोतोभ्यो दोष संचयं ॥ निरस्यति प्रमाथिस्या त्तद्यथा मरिचं वचा ॥ १४२ ॥

જે ઓષડોં પોતાના પ્રતાપે કાન, મૂખ, નાક ઇત્યાદિક છિદ્રોમાં કફાદીક રોગો બંધાયલાને દૂર કરેછે, તે ઓ ષડોને પ્રમાથી કેહેછે; તે ઘોડાવજ અને મરી જાણવાં.

અભિષ્યંદિપદાર્થ.

पैच्छल्या द्गौर वाद्गुर्यं रूध्वा रस वहा: शिरा: ॥ धत्तेय द्गौरवं तत्स्याद भिष्पंदि यथा दधि ॥ १४३ ॥

જે પદાર્થ પોતાની ચિકાસે અથવા ભારી ગુણે રસવાળી નસોમાં ભરાઇ; નસોથી શરીર ભારે કરેછે તે પદાર્થને અભિષ્યંદી કેહેછે તે દહી.

इतिश्री दामोदर सूनु शार्ङ्ग धरेण विर चितायां संहितायां सूत्र स्थाने प्रथम खंडे दीपन पाचनादिश्चतुर्थो ऽ ध्याय: ॥ ४ ॥

---

## પાંચમો અધ્યાય પ્રારંભ.

### શરીર દર્શક.

कला: सप्त शया: सप्त धातव: सप्त तन्मला: सप्तोप धातव: सप्त त्वच: सप्त प्रकि र्तिता: ॥ १४४ ॥ त्रयो दोषा नवशतं स्ना यूनां संधय स्तथा ॥ दशा धिकंच द्विशत मस्न्थाच त्रिशतं तथा ॥ १४५ ॥ सप्तो त्तरं मर्म शतं शिरा: सप्त शतं तथा ॥ चतुर्विं शति राख्याता धमन्यो रस वाहिका: ॥ १४६ ॥ मांस पेश्य: समा ख्याता नृणां पंच शतं बुधै: ॥ स्त्रीणांच विं शत्यधिका: कंडराश्चैव षोडश ॥ १४७ ॥ नृदेहे दशरंध्राणि नारी देहे त्रयोदश ॥ एतत्समा सत: प्रोक्तं विस्तरेणा धुनोच्यते ॥ १४८ ॥

શરીરમાં રસાદિ ધાતુની જગાઓ, મર્યાદા ભૂત નિચેલખ્યા પ્રમાણે-છે. કોઠામાં સાત કળા અને સાત આશય એટલે સાત યંત્રની જગાછે. રસ એટલે કફ; લોહી; માંસ; મેદ એટલે ચરબી; અસ્થિ એટલે હાડકા; મજ્જા એટલે માંસ પેશી; શૂક્રધાતૂ; એવીરીતે સાત ધાતુ શરીરમાં છે; અને તેસાતેનો મળ સાત જાતનો હોયછે. તથા સાતે ધાતૂ પાસે રેહેનારી સાત ઉપ ધાત છે. શરીરને ચામડી સાતછે; અને વાયૂ, પિત્ત, કફ નામે ત્રણ રોગ તેમાંછે. શરીરને દોરડી અથવા વેલાની રીતે નવસો બંધનોછે

તેને નસો કેહેછે; અને બસોને દશ સાંધાછે; શ્લોકામાં ચકાર છે માટે તેથી વધારે હોયછે. શરીરને આધાર ભૂત અને મજબુત ત્રણશો હાડકાછે. જીવનો આધાર ભૂત એકસો સાત મર્મ એટલે ભેદછે. ત્રણે રોગો ધાતુ પાણીને વેહેવડાવનાર સાતસો નસોછે; પણ શ્લોકોમાં ચકારછે તેથી વધારે છે; તેની ગણતરી થતી નથી કેમકે મોટી મોટી નસોના, મૂળમાંથી નહાની મોટી અને ઝીણી નસો નિકળી, આડીઅવળી જતાશરીરના દરેક રૂવાટાંને મળીછે; તેથી જેટલાં રૂવાટાછે તેટલી નસો ગણાય. રસ વેહવડાવનારી ૨૪ નસો ધમણી નામે નાડી જુદા જુદા કામો કરેછે; તેથી તેના જુદા જુદા નામો પાછળ લખેલાંછે, પણ તેનું મૂળ એકજછે. પુરૂષોના શરીરમાં માંસ પેશી એટલે માંસના ગાંગડા લાંબા પાંચશો હોયછે; તે વિશે કેટલાક રૂષીઓના મત્ત કહેલુંછે કે તે માંસના હાડકાં ચોખુણાના છે. બૈરીઓના શરીરમાં માંસપેશી ઉપલી રીતે પાંચસોને વિશછે; તેની જગા એવીરીતેછે કે પાંચ પાંચ દરેક સ્તંને એટલે ધાવણે તથા ચાર યોનીમાં એટલે પિશાબની જગામાં અને ગર્ભ માર્ગની જગાએ ત્રણ તથા ગર્ભસ્થાને ત્રણ; એ પ્રમાણે વિશ માંસ પેશી વધારાની ગોઠવેલી છે. કંડરા એટલે મોટી મોટી સ્નાયુ નસો દરેક શરીરમાં સોળ હોયછે; તેમાં દરેક પગને બબે, દરેક હાથે બબે, ગરદને ચાર, વાંસાને ચાર એ પ્રમાણે સોળ જાણવી; પણ તેનું મૂળ એકજ મળેલું છે. પુરૂષોના શરીરમાં દશ રંધ્રા એટલે વીંધછે અને બૈરીઓને તેર હોયછે. એવી રીતે સંક્ષેપમાં લખેલુંછે પણ તેનો વધારે ખુલાસો પાછળ આવશે.

## સાત કળાનો પ્રકાર.

मांसा सृक् मेदसांति स्त्रोय कृत्प्लीन्हो श्चतुर्थिका ॥ पंच मंत्र तथां त्राणां षष्ठीचाग्नि धरामता ॥ १४९ ॥ रेतोधरा सप्तमी स्यादिति सप्तकला: स्मृता: ॥

પેહેલી કળા માંસને ધારણ કરે અથવા પોષણ કરે તેને માંસધરા કહેછે. બીજી કળા લોહીનું પોષણ કરે તેને રક્તધરા કહેછે. ત્રિજી મેદ એટલે ચરબીનું પોષણ કરે તેને મેદાધરા કેહેછે. ચોથી કળામાં યકૃત એટલે કલેજુતલલી અને પ્લીહા એટલે બરોળ ફેફસાનીવચ્ચે રેહેછે; તેને કફધરા કેહેછે. પાંચચી કળા આંતરડાંને ધારણ કરવા છતા, છાતીમાં હ્દય સ્થાનના મેલાને વિભાગો પાડેછે; માટે તેને પુરીષધરા કેહેછે. છઠી કળા કોઠાની અગ્નિનું ધારણ કરેછે, તે ચાર પ્રકારના અન્નાદિક ખોરાક ખાધેલા પીધેલાને, આમાશયમાં મસળી દબાવી તેનો કચરો પક્વાશય મધ્યે

એટલે આડા; પિશાબની જગામાં લઇ જાય તેને પિત્તધરા કેહેછે. સાતમી કળા શુક્ર ધાતૂનું ધારણ કરેછે, તેને રેતોધરા કેહેછે. એ પ્રમાણે સાતે કળા જાણવી.

## સાત આશયનો પ્રકાર.

श्लेष्मा शयः स्यादुर सितस्मादा माशय स्त्वधः ॥ १५० ॥ ऊर्ध्वं मग्न्या शयोनाभे र्वाम भागव्य वस्थितः॥तस्योपरितिलं ज्ञेयं तदधः पवना शयः ॥ १५१ ॥ मला शय स्त्वध स्तस्य बस्ति र्मूत्रा शयः स्मृतः ॥ जीव रक्ता शय मुरोज्ञेयाः सप्ता शया स्त्वमी ॥१५२॥ पुरूषेभ्यो धिकाश्चान्ये नारीणामाशया स्त्रयः ॥ धरा गर्भ शयः प्रोक्त स्तनौ स्तन्या शयौ मतौ ॥ १५३ ॥

વક્ષસ્થળે કફોનું આશય એટલે જગાછે; અને કફસ્થાનની જરાક નિચે આમની જગાછે, જેમાં અપકવ અન્ન રેહેછે. નાભીની ઊપર ડાબી બાજુએ અગ્નીસ્થાનછે, તેની ઉપર બરોળ અને કેફસાદિક તેને કલોમ કેહેછે. તે પિપાસાનું સ્થાન ગણાય. અગ્નીસ્થાનની નિચે ડાબી બાજુએ મળસ્થાનછે, તેને પકવાશય કેહેછે; તે પકવાશયની બાજુએ મળ ધારક ઉંદુકછે એટલે મળ અને પાણીની ડેલી જુદીછે તેને પોટલક કેહેછે; તે વિશે ચરકાદિક રૂષિએ પુરીષ અને અંત્ર એટલે આંતરડાં પણ કહેલાછે; તે ઊંદુકથી પકવાશય જુદુછે એમ જાણવું. તે પકવાશયની સાંભેજમણી બાજુએ ચર્મબલ્વકા આકારે પિશાબને રાખનાર એક કોથળીછે; અને જીવતુલ્ય રક્ત એટલે લોહી સ્થાન હ્યુંછે; તે લોહીનું સ્થાન હયું શબ્દેથી પ્લીહા જાણવું; હૃદયની ડાબી બાજુએછે. એવી રીતે સાત આશયના સ્થાનો જાણવા. તેમાં પુરૂષોથી બૈરાઓને ત્રણ સ્થાનો વધારે થાય; એક ગર્ભસ્થાન, અને ધાવણામાં દૂધ આવવાને બે સ્થાનો જાણવા.

## રસાદિ સાત ધાતુંની ઉત્તપતી.

रसा सृङ्मांस मेदो स्थि मज्जा शूक्राणि धातवः ॥ जायंते न्योन्यतः सर्वे पाचिताः पित्त तेजसा ॥ १५४ ॥

રસ, લોહી, માંસ, મેદ, હાડ, મજ્જા, શુક્ર. પિત્ત તેજેથી એકમાંથી એક ક્રમે કરી ઊપજે છે, એટલે રસમાંથી લોહી; લોહીમાંથી માંસ; માંસમાંથી મેદ; એવી રીતે સાતે ધાતુ માંથી એક પછી એક થાયછે.

## સાતે ધાતુના સાતમેલ.

जिव्हा नेत्र कपोलनां जलं पित्तंच रंजकं ॥ कर्ण विट्रसना दंत कक्षा मेद्रा दिजं मलं ॥ १५५ ॥ नखा नेत्र मलं वक्रे स्निग्धत्वं पिटिका स्तथा ॥ जायंते सप्त धातूनां मलान्ये तान्य नुक्रमात् ॥१५६॥

જીભ, આંખો, ગાલનું પાણી રસ ધાતૂનો મેલ જાણવો; તેવિશે કેટલાક રૂષીએ કહેલુંછે કે તેમાં કફનો સંબંધ વધારેછે માટે કફ પણ રસ ધાતૂનો મેલ જાણવો. રસ ધાતૂને ઉત્તપન્ન કર્તા જે પિત્ત તે લોહી ધાતૂનો મેલ જાણવો. કાન અને નાકમાં થતો મળ તે માંસ ધાતૂનો મેલ જાણવો. જીભ, દાંત, કાખ અને શિશ્નાદિકનો મળ તે મેદા ધાતૂનો મેલ જાણવો; તે વિશે કેટલાક રૂષીનું મત એવુંછે કે, જે પરસેવો નિકળેછે તે પણ મેદા ધાતૂનો મળ જાણવો. હાથપગના નખો અને આખા શરીરના વાળ તથા રૂવાટા જેછે તે હાડકાનો મેલ જાણવો. આંખો અને મોહની ચિકાસ એ મજ્જા ધાતૂનો મેલ જાણવો. યૌવનોદભવ પિટિકા એટલે જુવાનીમાં મુખ ઉપર ખીલની ફોલ્લીયો થાયછે; તે શુક્ર ધાતૂનો મળ જાણવો. કેટલાક રૂષીનું મતછે કે તે શુક્ર ધાતૂનો અનુક્રમે કરી તેનો છ જાતનો મળ થાયછે; પણ શુક્ર ધાતૂનો મળ નથી તે સુધ્ધ છે ફકત જુવાનીમાં ખીલ નિકળેછે તેજ તેનો મળ, તે મજ્જા ધાતૂના મળ જાણવો. સ્ત્રીઓમાં ડાઢી અને મુછોના વાળ શુક્ર ધાતૂનો મળ જાણવો. એવી રીતે સાતે ધાતૂના સાત મેલ અનુક્રમે સમજવા.

## સાત ઉપધાતુ,

स्तन्यं रजश्च नारीणां कालेभवति गच्छति ॥ शुद्धमांस भवः स्नेहः सावसा परि कीर्तिता ॥ १५७ ॥ स्वेदो दंता स्तथा केशा स्तथै वौजश्च सप्तम् ॥ इति धातु भवाज्ञेया एते सप्तो पधा तवः ॥ १५८ ॥

ધાવણ સંબંધી જે દૂધ તે રસ ધાતૂ દ્રવ ઉપ ધાતૂ જાણવી. રજ એટલે સ્ત્રીનો અટકાવ વેહેછે તે લોહી ધાતૂની ઉપધાતૂ જાણવી; એ બેહું ઉપધાતુ સ્ત્રીઓને જરૂરની વખતે ઉત્તપન્ન થાયછે અને મુદતે અથવા રોગે નહી જેવી થાયછે. સુધ્ધ માંસમાંથી ઉપજેલો સ્નેહ તે માંસ ધાતૂની ઉપધાતૂ જાણવી; તે સ્નેહને વસા કેહેછે. સ્વેદ એટલે પરસેવો ઉપજેછે તે મેદા ધાતૂની ઉપધાતૂ જાણવી. મુખના દાંતોછે તે અસ્થિ ધાતૂ એટલે હાડકાની ઉપધાતુ જાણવી. વાળ અને રૂવાટા મજ્જા ધાતૂની

ઉપધાતુ જાણવી.' ઓજ શુક્ર ધાતુની ઉપધાતૂ જાણવી. એ પ્રમાણે સાતે ધાતૂમાંથી સાત ઉપધાતૂ ઉત્પન્ન થાયછે.

## શરીરની સાતે ચામડીનું વર્ણન.

ज्ञेया वभा सिनी पूर्वं सिध्मं स्थानंच सामता ॥ द्वितीया लोहिता ज्ञेया तिल कालक जन्मभू: ॥ १५९ ॥ श्वेता तृतीया संख्याता स्थानं चर्म दलस्यच ॥ ताम्रा चतुर्थी विज्ञेया किलास श्वित्र भूमिका ॥ १६० ॥ पंचमी वेदिनी ख्याता सर्व कुष्टोद्भव स्ततः ॥ विख्याता रोहिणी षष्ठी ग्रंथि गंडापची स्थितिः ॥ १६१ ॥ स्थूला त्वक् सप्तमी ख्याता विद्र ध्यादेः स्थितिश्चसा ॥ इति सप्त त्वचः प्रोक्ता स्थूला व्रीहि द्विमात्रया ॥ १६२ ॥

પેહેલી ચામડીનું નામ અવભાસિની, તેમાં સિધ્મ રોગો થાય એટલે કુષ્ટ રોગોનો ભેદ ( દરાજ ) પદમ કંટકાદિક રોગ ક્ષુદ્ર રોગો મધ્યે પ્રસિધ્ધછે. બીજી ચામડીનું નામ લોહિતા, તેમાં તિલક અને અલક રોગા થાય એટલે વ્યંગાદિક અને ક્ષુદ્ર રોગોના ફોડકા થાય. ત્રીજી ચામડીનું નામ સ્વેતાની, તેમાં ચર્મદળ નામે કુષ્ટરોગનો ભેદ ( શરીર સડો ) થાયછે. ચોથી ચામડીનું નામ. તામ્રા, તેમાં વિળાસ કુષ્ટ અને ચિત્ર કુષ્ટ રોગ (શરીર સડો) થાયછે. પાંચમી ચાંમડીનું નામ વેદિની, તેમાં સર્વે કુષ્ટ ( મોટો શરીર સડો ) થાયછે. છઠ્ઠી ચામડીનું નામ રોહીણી, તેમાં ગાંઠો, ગંડમાળા, અને ગંડમાળાનો ભેદ અપચી રોગની ગાંઠો થાય છે. સાતમી ચામડીનું નામ સ્થૂળા, તેમાં વિદરધી રોગની ઉઠમી ગાંઠો, હરશ, ભગંદર ઇત્યાદિ મોટી ગાંઠો થાયછે. એવી રીતે સાતે ચામડીનું વર્ણનછે પણ તે સાતેનાં બે પડ જાડા બંધાયલા હોય છે.

## વાતાદિક ત્રણેથી થતા રોગો.

वायुः पित्तं कफो दोषा धातवश्च मला स्तथा ॥ तत्रापि पंचधा ख्याताः प्रत्येकं देह धारणात् ॥ १६३ ॥

વાયુ, પિત્ત અને કફ એત્રણે પદાર્થો દરેક શરીરમાં હોયછે, તે રસાદિ ધાતૂને બગાડેછે માટે તેને રોગ કહેછે; પણ તેજ વાયુ, પિત્ત અને કફથી શરીરનું ધારણ અને પોષણ થાયછે. માટે તેને ધાતૂ કહેછે. તેમજ રસાદિક ધાતૂને ત્રણે મેલી કરેછે માટે તેને મળ પણ કહેછે. વાયુ, પિત્ત અને કફે શરીર ધારણનું બધાણ કરવા એકેક પાંચ પાંચ પ્રકારે વિ-

ભાગે થઈ રહ્યાછે. તેનો ખુલાસો વાયુ પાંચ પ્રકારના; પિત્ત પાંચ પ્રકારનાં; અને કફ પાંચપ્રકારના થાયછે તે વિશે પાછળ શ્લોકોમાં વધારે ખુલાસો થશે.

## વાયુનું પ્રાધાન્ય પૂર્વક સ્વરૂપ.

पवनस्तेषु बलवान् विभागकरणान्मतः ॥ रजोगुणमयः सूक्ष्मः शीतो रूक्षो लघुश्चलः ॥ १६४ ॥ मलाशये चरन्कोष्ठवन्हिस्थाने तथाहृदि ॥ कंठे सर्वांगदेशेषु वायुः पंचप्रकारतः ॥ १६५ ॥ अपानः स्यात्समानश्च प्राणोदानौ तथैव च ॥ व्यानश्चेति समीरस्य नामान्युक्तान्यनुक्रमात् ॥ १६६ ॥

વાયુ, પિત્ત, અને કફ એ ત્રણે રોગોમાં વાયુ બળવાનછે; તે ઝાડા પિશાબ ઈત્યાદિક મળોનો વિભાગ કરી તેને અને પિત તથા કફને જ્યાં જોઈએ ત્યાં લઈ જવાને સમર્થછે; માટે તે વાયુમાં રજો ગુણ વધારે અને સૂક્ષ્મ તથા સ્વભાવે શીતળ, રૂક્ષ, હલકો ચંચળછે. તે વાયુ પાંચ સ્થાને ગમન કરેછે તેથી પાંચ પ્રકારનો જાણવો, આખા શરીરમાં વાયુ પાંચ સ્થાને વસેછે તેના નામો વિસ્તારે જાણવાં. ૧ મળાશય એટલે ઝાડા પિશાબાદિ મળના સ્થાને, પક્વાશયમાં જે વાયુ રેહેછે તેને અપાન વાયુ કહેછે. ૨ કોઠામાં અગ્ની સ્થાને રેહેછે તેને સમાન વાયુ કેહેછે. ૩ હૃદયસ્થાને રેહેછે તેને પ્રાણ વાયુ કેહેછે. ૪ ગળામાં રેહેછે તેને ઉદાન વાયુ કેહેછે. ૫ આખા શરીરમાં ફરતો રેહેછે તેને વ્યાન વાયુ કેહેછે. એ પ્રમાણે વાયુના પાંચ સ્થાનો અને પાંચ નામો એક પછી એક જાણવાં.

## પિત્તનું વર્ણન.

पित्तमुष्णं द्रवं पीतं नीलं सत्वगुणोत्तरं ॥ कटुतिक्तरसं ज्ञेयं विदग्धं चाम्लतां व्रजेत् ॥ १६७ ॥ अग्न्याशये भवेत्पित्तमग्निरूपं तिलोन्मितं ॥ त्वचि कांतिकरं ज्ञेयं लेपाभ्यंगादिपाचकम् ॥१६८॥ दृश्यं यकृतियत्पित्तं तादृशं शोणितं नयेत् ॥ यत्पित्तं नेत्रयुगुले रूपदर्शनकारितत् ॥ १६९ ॥ यत्पित्तं हृदये तिष्ठन्मेधाप्रज्ञाकरं च तत् ॥ पाचकं भ्राजकं चैव रंजकालोचके तथा ॥ १७० ॥ साधकं चेति पंचैव पित्त नामान्यनुक्रमात् ॥

ગરમ, પાતળું, પિળું અને લિલું એવી રીતે પિત્તછે; તેમાં સત્વગુણ વધારેછે; તિખ્ખા અને કડવા એ રસ ભેળાછે તથા ગરમ પદાર્થના યોગેથી એટલે ખાધાથી વિદગ્ધ એટલે તે બગડવાથી પિત્તનો રસ ખાટો થાયછે. આખા શરીરમાં પિત્ત પાંચ સ્થાને વસેછે તે પાંચે જગા અને તેનાં નામો નીચે લખેલાંછે. ૧ કોઠાના અગ્નિસ્થાનમાં રેહેનાર પિત્ત, અગ્નિ સ્વરૂપ છતા એક તલ પ્રમાણે છે અને તે પિત્ત તહિ ચાર પ્રકારે એટલે ખાદ્ય; ખાધેલી જણુસ; પેય; પીધેલી જણુસ; લેહ્ય; ખોરાકનું પાચન કર્તા; ચોષ્ય; એટલે ચુષનાર શક્તિ,એ ચારે ખાધેલા પીધેલા ખોરાકનું પાચન કરેછે માટે તેને પાચક કેહેછે. ૨ આખા શરીરની ચામડીમાં જે પિત્ત રેહેછે તે શરીરની કાંતી ઉપજાવેછે, અને ચંદનાદિક સુગંધીના લેપોને અથવા તેલ મસળવાથી તેને તથા નાહાવા ધોવાથી પાણીને શરીરમાં ચુષેછે તેથી તેને ભ્રાજક કેહેછે. ૩ શરીરના કોઠામાં ડાભી બાજુએ (પ્લીહા) ની જગા એટલે તલ્લી અને ફેફસાદિકમાં રહી ખાધેલા પીધેલા ખોરાકના રસમાંથી લોહીને ઉત્પન્ન કરેછે, તેમજ જમણી બાજુના (યકૃત) ની જગા એટલે કલેજાદિકમાં રહી ખોરાકના રસમાંથી લોહીને ઉત્પન્ન કરેછે; તે પિત્ત દ્દશ્ય એટલે દ્દષ્ટી ગોચર છે; તેને રંજક કેહેછે. ૪ બેઉ આંખોના ડોળામાં જે પિત્ત રેહેછે તે સફેદ, લિલું, પીતાદિક રૂપોનું દર્શન કરાવેછે,તેને આલોચક કેહેછે. ૫ જે પિત્ત હ્રદયમાં રહી મેધારૂપ, અને પ્રજ્ઞારૂપ બુદ્ધિને ઉત્પન્ન કરેછે; તેને સાધક કેહેછે. એવી રીતે પિત્તનાં પાંચ સ્થાનો અને પાંચ નામો એક પછી એકનાં જાણવાં.

## કફનું વર્ણન.

कफः स्निग्धो गुरूः श्वेतः पिच्छिलः शीतलस्तथा ॥ १७१॥ तमोगुणाधिकः स्वादुर्विदग्धो लवणोभवेत् ॥ कफश्चामाशयेमूर्ध्नि कंठे हृदि च संधिषु ॥ १७२ ॥ तिष्ठत्करोतिदेहेषुस्थैर्यं सर्वांग पाटवं ॥ क्लेदनः स्वेदनश्चैव रसनश्चावलंबनः ॥ १७३ ॥ श्लेष्मकश्चेति नामानिकफस्योक्तान्यनुक्रमात् ॥

ચિકણું, વજનદાર, સફેદ, સુવાળું અને શીતળ એવી રીતનો કફછે. તે કફમાં તમો ગુણ ઘણો અને મધુરછે; પણ તે બગડવાથી અથવા પાકેતો ખારો થાયછે. આખા શરીરમાં કફ પાંચ સ્થાને રહી શરીરસ્થિરતા અને પુષ્ટતા કરેછે. તેની જગા અને નામો નિચે પ્રમાણે જાણવાં. ૧ આમ સ્થાને જે

કફ રેહેછે તેને ક્લેદન કેહેછે. ૨ મસ્તકે જે રેહેછે તેને સ્વેદન કેહેછે. ૩ ગળામાં જે રેહેછે તેને રસન કેહેછે. ૪ હૃદય સ્થાને કફ જે રેહેછે તેને અવલંબન કેહેછે. ૫ શરીરના સાંધે સાંધે જે કફ રેહેછે તેને શ્લેષ્મક કેહેછે. એ પ્રમાણે કફના પાંચ સ્થાનો પાંચે નામો જાણવાં.

### સ્નાયુનસોનું વર્ણન.

स्नायवो बंधनं प्रोक्ता देहे मांसास्थिमेदसां ॥ १७४ ॥

સનાયવો એટલે શરીરના માંસ, હાડકાં, મેદ. ચરબીને આડા અવળા હજારો બંધ બાંધેલાછે.

### શરીરના સાંધાનું વર્ણન.

संधयश्चांग संधानाद्देहे प्रोक्ताः कफान्विताः ॥

શરીરના હાથ પગાદિકના દરેક સાંધા એટલે (પરસ્પર સંયોગ) એક બીજા સાથે જોડાયલાછે, તેમાં કેટલાક ચળ અને કેટલાક અચળ એવીરીતે બે ભેદછે. દાઢી, કંબર, ગરદનના સાંધા ચળ ગણાયછે બાકીના અચળ જાણવા. શરીરના સર્વે સાંધામાં કફ હોયછે તેનું કારણ જેવી રીતે ગાડીના પયડામાં તેલાદિક ચિકાસ ભરવાથી વગર હરકતે ચક્ર ચાલેછે તે પ્રમાણે શરીરના સાંધા કફની ચિકાસે વાંકા ચુકા થઇ હાલે ચાલેછે.

### હાડકાનું વર્ણન.

आधारश्च तथा सारः कायेऽस्थीनि बुधा विदुः ॥ १७५ ॥

શરીરને હાડકા માંસાદિક આધાર અને મજબુતી માટે હોયછે.

### મર્મોનું વર્ણન.

मर्माणि जीवाधाराणि प्रायेण मुनयो जगुः ॥

શરીરમાં પાંચ સ્થાને મર્મો જીવનો આધારભૂતછે; તેમાં માંસ મર્મો ૧૧; મોટી ધોરી નસોના શિરા મર્મો ૪૧; ઝીણી નસોના સ્નાયુ મર્મો ૨૭; હાડકાના અસ્થિ મર્મો ૮; સાંધાઓના સંધિ મર્મો ૨૦ એવી રીતે સર્વે મળીને ૧૦૭ મર્મો શરીરમાં રેહેછે.

### નસોનું વર્ણન.

संधिबंधनकारिण्यो दोषधातुवहाः शिराः ॥ १७६ ॥

શિરા એટલે ધોરી નસોની જગા સૂક્ષ્મ રીતે બે પ્રકારની છે, પણ

તેનું મૂળ નાભિસ્થાને ૪૦ નસો હોયછે; તે મધ્યે વાયુ વાહિની દશ, પિત્ત વાહિની દશ, કફ વાહિની દશ, રક્ત એટલે લોહિ વાહિની દશ; એ પ્રમાણે ૪૦ નસો આખા શરીરનું બંધન કરી તેમાંથી વાયુ, પિત્ત, કફ અને લોહીને જોઈએ ત્યાં લઈ જાય છે. જે વાયુવાહિની દશ નસો છે તેમાંથી ઝાડના ડાખળાની રીતે ૧૭૫ ફાટા ફુટેલાછે; તેમજ પિત્ત વાહિની દશ નસોમાંથી ૧૭૫ તથા કફ વાહિનીમાંથી ૧૭૫ અને લોહીની રક્ત વાહિનીમાંથી ૧૭૫ મળી સાતસો નસોથી શરીર બંધાયુંછે.

## ધમણી નાડીનું વર્ણન.

धमन्यो रसवाहिन्यो धमंति पवनं तनौ ॥

શરીરમાં રસવાહિની જે નાડી છે તે વાયુને ધમે છે એટલે વાયૂને ઉડાવે છે; તેથી તેને ધમણી કેહેછે તે ૨૪ જુદી છતા નાભિસ્થાને એકઠી મળેછે. તે મધ્યે દશ નાડી અધોગામિની નીચેના અને વચલે ભાગે તેનું કામ વાયુ, પિશાબ, પુરીષ એટલે ઝાડો, શુક્રધાતુ, ખાધેલા પીધેલા ખોરાકના રસને તથા બૈરીના અટકાવસંબંધી રજને વેહવડાવે છે. ઉર્ધ્વ ગામિની દશ એટલે ઉપર ચઢાવનારીછે. તે શબ્દ, રૂપ, રસ, ગંધ, શ્વાસોશ્વાસ, બગાસાં, ભૂખ, હસવું, બોલવું, પોકારવું ઈત્યાદિકને વેહેવડાવનાર હોવા છતાં, શરીરનું ધારણ પોષણકર્તા છે. તિર્યગ્ગમન કરનારી એટલે આડી અવળી જનારી ચાર છે, તેમાંથી અસંખ્ય ધમની ઉત્પન્ન થઈ શરીરને જાળાની રીતે વ્યાપેલું છે અને તેના મુખ્ય શરીરના દરેક રોમે રોમ વ્યાપીને રસાદિ ધાતુએ કરી તેને સંતર્પણ કરેછે; અને પરસેવા માર્ગે રોગને બહાર પાડેછે; તેમ સુગંધી અથવા તેલાદિક શરીરે મસળેલું કે નહાવાનું સ્નાનાદિક અને લેપાદિકનું વીર્ય માહિલી તરફ ચુષી લે છે; તે પ્રમાણે ૨૪ ધમની જાણવી.

## પેશીનું લક્ષણ.

मांसपेश्यो बलायस्युरवष्टंभाय देहिनां ॥ १७७ ॥

શરીરમાં માંસપેશી એટલે માંસના ગાંગડાં બળ માટે અને અવષ્ટંભ એટલે શરીરના આધાર માટે હોયછે.

## ધોરી નસોનું વર્ણન.

प्रसारणाकुंचनयोरंगानां कंडरामताः ॥

આખા શરીરના હાથ પગાદિક ધોરી નસ પસરીને શિકડેલું છે.

## રંધ્રાં એટલે વિંધનું વર્ણન.

नासा नयन कर्णानां द्वे द्वे रंध्रे प्रकीर्तिते ॥ १७८ ॥ मेहनापान वक्राणामेकैकं रंध्र मुच्यते ॥ दशमं मस्तके चोक्तं रंध्राणीति नृणां विदुः ॥ १७९ ॥ स्त्रीणां त्रीण्यधिकानिस्युः स्तनयोर्गर्भ वर्त्मनः ॥ सूक्ष्मछिद्राणि चान्यानि मतानि त्वाचि जान्मिनाम् ॥ १८० ॥

નાક, આંખો, કાન એટલી જગાએ બબે વિંધ છે. લિંગઇંદ્રિ, ઝાડાનું ગુદ, મોહ એટલી જગાએ એકેક વિંધ છે. મસ્તકના તાળવે એક છે તેને બ્રહ્મરંધ્ર કહે છે. ઉપલી રીતે વિંધ ૧૦, પુરૂપને હોય છે; તથા ધાવણના સ્તને બે, ગર્ભ માર્ગે એક મળી ત્રણ વિંધ સ્ત્રિને પુરૂષથી વધારેછે. દરેક પ્રાણીના શરીરની ચામડીમાં અસંખ્યા બંધ બીજા વિંધ છે, તે સૂક્ષ્મ અતિ ઝીણા હોય છે.

## ફેફસાદિકનું વર્ણન.

तद्वामे फुफुसंछ्लीहा दक्षिणांगो यकृन्मतं ॥ उदानवायोराधारः फुफुसंप्रोच्यतेबुधैः ॥ १८१ ॥ रक्तवाहि शिरामूलं छ्लीहा ख्यातो महर्षिभिः ॥ यकृद्रंजकपित्तस्य स्थानं रक्तस्य संश्रयम् ॥ १८२ ॥

હૃદયની ડાભી બાજુએ પ્લીહાછે એટલે (હાલતું માંસ અથવા બરોળ) તે લોહીમાંથી ઉત્પન્ન થાયછે; તથા ફેફસું હોયછે તે શોણીત ફીણ એટલે લોહીના ફીણમાંથી ઉત્પન્ન થઈ હૃદય ના લીકાસાથે વળગેલું છે. જમણી બાજુએ યકૃત એટલે કલેજુ અને તલ્લીછે, તેને કાળખંડ કહેછે એટલે હાલતું જમણી બાજુનું માંસ. તે ઉદાન વાયુનો આધારભૂત ફેફસું ડાભીબાજુએ છે, તે રક્તવાહી નસોનું મૂળ પ્લીહા; અને રંજક પિત્તનું રક્તસ્થાન યકૃત છે.

## તિળનું વર્ણન.

जलवाहि शिरामूलं तृष्णाच्छादनकं तिलं ॥

શોણિત એટલે ચોખા લોહીના કીટમાંથી ઉત્પન્ન થઇ અને જમણી બાજુના યકૃતની સામે તિળછે; તેને કલોમ કહેછે. તે જળવાહી નસોનું મૂળછે માટે તૃષ્ણા એટલે ઇચ્છા, ઉમેદ, તૃષ, પ્યાસ લગાડેછે; અને તેનું આચ્છાદન એટલે ઉમેદ પૂરી કરે, પીએ ચુષે તૃષા ભાંગેછે.

### વૃક્કાનું વર્ણન.

वृक्कौ पुष्टिकरौ प्रोक्तौ जठरस्थस्य मेदसः ॥ १८३ ॥

"વૃક્કા એટલે કુંખરની બેહું બાજુએ ગોળક, ગોળાકારે બે બુક્કાછે; તે રક્ત, મેદનો પ્રસાદ અથવા સારમાંથી ઉત્પન્ન થાય; તે જઠરાગ્નિનો જે મેદ, માંસ, હૃદય, નાભિમૂળથી દૈવગતીએ પુષ્ટિ કર્ત્તાછે.

### વૃષણએટલે અંડનું વર્ણન.

वीर्यवारि शिराधारौ वृषणौ पौरुषा वहौ ॥

વૃષણ એટલે અંડ તે વીર્યવાહી નસોને આધારેછે, તે માંસ, રક્ત, કફ, મેદના સારમાંથી ઉત્પન્ન થઈ પુરૂષત્વ આપેછે; એટલે મરદાઈને મદદગાર થાય તેને બીજવાહી પણ કેહેછે.

### લિંગ ઇન્દ્રીનું વર્ણન.

गर्भाधानकरं लिंग मयनं वीर्यमूत्रयोः ॥ १८४ ॥

લિંગ એટલે શિશ્ન તે સહવર્તમાન હૃદય સાથે બાંધેલો ચાર કંડરા ( કટકા ) એ મોટી નસોએ બંધાયેલો સંધાયલો છે. તે વીર્યદ્વારે ગર્ભોને ઉત્પન્ન કરેછે; અને વીર્ય તથા મૂત્ર વહેવડાવેછે. તેને શ્લોકોમાં બીજમૂત્ર પણ કેહેછે.

### હૃદયનું વર્ણન.

हृदयं चेतनास्थानमोजसश्चाश्रयं मतं ॥

હૃદય એટલે હૈયું કમળ ફુલની કળીયો સરખું જરાક ખૂલેલું સફેદ રંગે અધોમુખ એવું હૃદયછે. તે ચેતન શક્તિ અને જ્ઞાન શક્તિનું સ્થાનછે. ઓજ એટલે સર્વે ધાતુનું તેજ તેને આસરેછે.

### શરીર પોષણ કર્ત્તાનું વર્ણન.

शिराधमन्यो नाभिस्थाः सर्वा व्याप्य स्थितास्तनुः ॥ १८५ ॥
पुष्णंति चानिशं वायोः संयोगात्सर्वधातुभिः ॥

નાભીસ્થાને રેહનારી નસો ચોવિસ ધમણી નામેછે. તે સંપૂર્ણ શરીરને વ્યાપી રહેલી હોયછે; તે રાત્ર દિવસ વાયુના સંયોગે કરી રસાદી સંપૂર્ણ ધાતુને ચુશી અને ખેંચી આખા શરીરમાં નસોની મારફતે લઈ જઈ તેનું પોષણ કર્યા કરેછે.

## પ્રાણવાયુ અથવા જીવનું વર્ણન.

नाभिस्थः प्राणपवनः स्पृष्ट्वाहृत्कमलांतरम् ॥ १८६ ॥ कंठाद्बहिर्विनिर्याति पातुं विष्णुपदामृतं ॥ पीत्वा चांबरपीयूषं पुनरायाति वेगतः ॥ १८७ ॥ प्रीणयन्देह मखिलं जीवं चठरानलम् ॥

નાભિમાં જે પ્રાણવાયુ છે; તે હૃદયકમળની વચમાં ભેદીને બ્રહ્મરંધ્રાશ્રિત જે વિષ્ણુ પદમાં અમૃત છે; તે અમૃતનું પાનાદિક ( પીવા ) માટે કંઠ બહાર કાઢી બેહુ ધોરી નસો મારફતે મસ્તકસ્થાને જઈ, બ્રહ્મરંધ્રાશ્રિત અમૃત પ્રાશન (પીઈ) ને તૃપ્ત થઈ, આવેલામાર્ગે પાછો ઝડપથી નાભિસ્થાને જઈ સંપૂર્ણ શરીરને, જીવને, સંતોષેછે; અને જઠરાગ્નિને પાચકશક્તિ આપેછે; તેથી હૃદયસ્થ વાયુને પ્રાણવાયુ કેહેછે.

## આયુષ્ય અને મરણનું વર્ણન.

शरीरप्राणयोरेवं संयोगादायुरुच्यते ॥ १८८ ॥ कालेन तद्वियोगाद्धि पंचत्वं कथ्यते बुधैः ॥

પૂર્વોક્ત પ્રકારે એટલે અસલી રીતે શરીરને પ્રાણ સાથે સંયોગ રેહેછે, ત્યાંસુધી આયુષ્ય તેને કેહેછે. કાળે કરી શરીર અને પ્રાણ સાથે વિયોગ થયો હોય તો તેને પંચત્વ હારક એટલે મરણ થયેલું કેહેછે.

## કોઈને મોતે નહી મુકવા વીશે.

न जंतुः कश्चिदमरः पृथिव्यां जायते क्वचित् ॥ १८९ ॥ अतो मृत्यूरवार्यः स्यात्किं तु रोगान्नि वारयेत् ॥

જગતમાં પ્રાણીમાત્ર કોઇ પણ અમર રેહતો નથી, વાસ્તે મરણ નિવારણ કરવાને કોઈ પણ સમર્થ નથી, વૈદ્યોએ માત્ર રોગ નિવારણ કરવાને હીંમત કરવી.

## રોગ નિવારણ કરવાને સાધ્યાદિ ભેદ લક્ષણ.

याप्यत्वं यातिसाध्यश्च याप्यो गच्छत्य साध्यतां ॥ १९० ॥ जीवितं हंत्यसाध्यस्तुनरस्याप्रतिकारिणः ॥

ચિકિત્સા એટલે હરએક રોગની પરીક્ષા પ્રથમ થઈ નહી, એવો જે રોગ અગાઊ સુખસાધ્ય ( નબળો ) હોય; તેનો બરોબર ઉપાય ન થયાથી કષ્ટ સાધ્ય (જરા ભારી) પાછળથી થાયછે. તે કષ્ટસાધ્ય, તેવો રોગ જ્યાંસુધી

હોય ત્યાંસુધી તેની પરીક્ષા, ન થઈ તો શેવટે અસાધ્ય ( નમટે તેવો રોગ ) વધી જાયછે. અસાધ્ય રોગ થયો એટલે જીવ લેનાર જાણવો. તેમાંથી કોઈક દૈવયોગે સારો થાયછે.

### શરીર રક્ષણ કરવાને ચાર પદાર્થો.

धर्मार्थकाममोक्षाणां शरीरं साधनं यतः ॥ १९१ ॥

अतोरूग्भ्य स्तनुं रक्षेन्नरः कर्म विपाकवित् ॥

ધર્મ, અર્થ, કામ, મોક્ષ એ ચાર રીતે શરીરનું રક્ષણ કરવું; માટે દેહધારીએ શુભાશુભ કર્મોનાં ફળ જાણી શરીરનું રક્ષણ કરવું.

### શરીરને સુખી થવાનો ઉપાય.

धातवस्तन्मला दोषा नाशयंत्य समास्तनुं ॥ १९२ ॥

समाः सुखाय विज्ञेया बलायोपचयाय च ॥

રસાદિ સાત ધાતૂ અને તેમાંથી ઉત્પન્ન થયેલો સાત મળ તથા વાતાદિક ત્રણ રોગ એટલે વાયુ, કફ અને પિત્તનું શરીર બંધાયેલું છે. તેમાંથી હરએક બગડીને વધારો અથવા ઘટાડો થયો હોય તો શરીરનો નાશ થાય છે; પણ સમ એટલે સરખે વજને હોય તો સુખાકારી આપે બળ વધે લોહી અને મેદનો વધારો શરીરમાં થાયછે.

### સૃષ્ટિકર્મ ઈશ્વર જ્ઞાન.

जगद्योनेरानिच्छस्य चिदानंदैकरूपिणः ॥ १९३ ॥

पुंसोऽस्तिप्रकृतिर्नित्या प्रतिच्छायेव भास्वतः ॥

મહદાદિ રૂપ જે જગત એટલે પૃથિવ્યાદિ ભૂતો, તેનું પ્રથમ કારણ હોવા છતા જે ઇચ્છા રહિત ચિદાનંદ જ્ઞાનમય; એવો જે પુરૂષ છે તેને (ઇશ્વર) કેહેછે. તે પુરૂષ સંબંધી ઉપજેલા સત્વગુણ, રજોગુણ, તમોગુણ એ સાધારણ અવસ્થામાં રેહેનારા અથવા નિત્ય એવી પ્રકૃતિ હોય; તેને અવ્યક્ત એટલે હાથ પગાદિક દેહ કેહેછે. એવી પ્રકૃતિ પુરૂષના સંબંધ વિશે દૃષ્ટાંત સૂર્યની ક્રિયા એટલે તેજ પ્રતિબિંબોથી જેમ સહક્રિયા થાયછે; તે પ્રમાણે પુરૂષના અધિષ્ઠાને કરી એટલે આસરેથી પ્રકૃતિની ચેષ્ટા થાય એમ જાણવું.

### વિશ્વ એટલે ઈશ્વર નિર્માણ.

अचेतनादि चैतन्य योगेन परमात्मनः ॥ १९४ ॥ अकरोद्विश्वमखिलमानित्यं नाटकाकृतिः ॥

ચેતના રહિત એટલે (જડ) એવી જે પ્રકૃતિ, તે સૃષ્ટિના આદિ પરમાત્માંનું ચૈતન્ય સંબંધે, અનિત્ય એવા સંપૂર્ણ મહદાદિ રૂપ જે, વિશ્વ તેને કર્તા થયાછે. તવિશે દૃષ્ટાંત જેમ ગારોડી મંત્ર અથવા દેવોના પ્રભાવથી, આસરો પકડી ઘણાક પ્રકારે ખોટા ખેલ દેખાડેછે; અને ફરી તે મંત્ર તથા દેવનો અભાવ થયો એટલે પોતાના અસલ સ્વરૂપે થાયછે. એપ્રમાણે પ્રકૃતિ પુરૂષ ચૈતન્યે કરી અનેક પ્રકારે, અનિત્ય એવા જે (વિશ્વ) તે ખેલ કરાવી, ફરી તે પ્રકૃતિ પુરૂષ મધ્યે પોતાના સ્વરૂપે પ્રવેશ થઈ રેહેછે; અથવા પુરૂષ સંબંધી અભાવ થયો હોય તો પ્રકૃતિ પોતાના સ્વરૂપે થઈ રેહેછે.

## સૃષ્ટિ ઉત્પન્ન થવાના ક્રમ.

प्रकृतिर्विश्वजननी पूर्वं बुद्धिमजीजनत् ॥ १९५ ॥ इच्छामयीं महद्रूपा महंकारस्ततोऽभवत् ॥ त्रिविधः सोऽपि संजातो रजः सत्वतमो गुणैः ॥ १९६ ॥

વિશ્વ જનની એવી જે પ્રકૃતિ તે પૂર્વે એટલે સૃષ્ટિની પૂર્વે બુદ્ધિ ઉત્પન્ન થઈ, તેને ઇચ્છામયી મહદ્ રૂપા કેહેછે, અને તે બુદ્ધિ તત્વમાંથી અહંકાર ઉત્પન્ન થયો, તે સાથે રજોગુણ, સત્વગુણ, તમોગુણ એવી રીતે ત્રણ પ્રકારે ઉત્પન્ન થયેલાછે.

## ત્રણ પ્રકારના અહંકારોનું કામ દશ ઇંદ્રી વિશે.

तस्मात्सत्वरजोयुक्तादिंद्रियाणि दशाभवन् ॥ मनश्चजातंतान्याहुः श्रोत्रत्वङ्नयनं तथा ॥ १९७ ॥ जिव्हाघ्राणवचोहस्तपादोपस्थगुदानि च ॥ पंच बुद्धींद्रियाण्याहुः प्राक्तनानीतराणि च ॥ १९८ ॥ कर्मेंद्रियाणि पंचैव कथ्यंते सूक्ष्मबुद्धिभिः ॥

રાજસ અહંકાર સહાયજેને થયો હોય અને તમો માત્રે કરીને અનુવિદ્ધ એટલે સાથે ભેળાયલો હોય, એવો જે સાત્વિક અહંકાર તેમાંથી શ્રોત્ર (કાન). ત્વક (સ્પર્શ). નયન (આંખો). જીવ્હા (જીભ). ઘ્રાણ (નાક). વાક (મુખ). હસ્ત (હાથ). પાદ (પગ). ઉપસ્થ (લિંગ). ગુદ (ઝાડા સંબંધી). અને મન. એવી રીતે અગિઆર ઇંદ્રિઓ ઉત્પન્ન થયેલી છે. તે મધ્યે પેહેલી પાંચ બુદ્ધીંદ્રિઓ જાણવી. બાકીની બુદ્ધિ આશ્રય છે તેમાંથી પાંચ કર્મેંદ્રિઓ જાણવી. તે કર્મોના આધારે છે તેથી અથવા ઉભયાત્મક, બુધ્યાત્મક, કર્માત્મક

મનછે એમ જાણવું. રાજસ અહંકારોમાંથી જે ઇંદ્રિઓ અને સાત્વિક અહંકારમાંથી ઇંદ્રિઓના દેવતા તથા મન એવી રીતે જુદા પડીને ઉત્પત્તિ ક્રમ થયેલું જાણવું.

રાજસઅહંકાર.

तमः सत्वगुणोत्कृष्टादहंकारादथाभवत् ॥ १९९ ॥ तन्मात्रपंचकं तस्य नामान्युक्तानि सूरिभिः ॥ शब्दतन्मात्रकं स्पर्शतन्मात्रं रूपमात्रकं ॥ २०० ॥ रसतन्मात्रकं गंधतन्मात्रं चेति तद्विदुः ॥

રાજસઅહંકાર જેને સહાય છે અને સત્વ માત્રે કરીને અનુવિધ્ય એટલે સાથે ભેળાયલો હોય એવો જે તામસ અહંકાર તેમાંથી તન્માત્ર એટલે તે તેના મુખ્ય આસરેથી રેહેનારા એવા જે ગુણ પંચક ઉત્પન્ન થાય; તે શબ્દ તન્માત્ર, સ્પર્શ તન્માત્ર, રૂપ તન્માત્ર, રસ તન્માત્ર, ગંધ તન્માત્ર એવી રીતે પાંચ નામો જાણવાં.

તન્માત્ર પંચકનો વધારે ખુલાસો.

शब्दस्पर्शश्चरूपं च रसगंधावनुक्रमात् ॥ २०१ ॥ तन्मात्राणांविशेषाः स्युः स्थूलभावमुपागताः ॥

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ ક્રમોથી તન્માત્ર પંચકોનું વિશેષ જ્ઞાન જાણવું. તેનું કારણ સુખ, દુઃખ અને મોહ ઇત્યાદિથી (સન્નિપાતરોગ) નો અનુભવ થાય તે વિશે અનુભવ સૂક્ષ્મ છે માટે ખુલ્લી રીતે જણાતો નથી.

ભૂતપંચકોની ઉત્પત્તિ.

तन्मात्रपंचकात्तस्मात्संजातं भूतपंचकम् ॥ २०२ ॥ व्योमानिलानलजलक्षोणीरूपं च तन्मतं ॥

શબ્દાદિ પંચ તન્માત્રામાંથી ભૂતોનું પંચક ઉત્પન્ન થએલું છે. તેના નામો (વ્યોમ) એટલે આકાશનો શબ્દ માત્ર ગુણ જાણવો. (અનિલ) વાયુનો મુખ્ય ગુણ સ્પર્શ અને આનુષંગિક શબ્દગુણ જાણવો. (અનલ) તેજનો મુખ્ય ગુણ રૂપ અને આનુષંગિક શબ્દ અને સ્પર્શ ગુણ જાણવો. (જળ) પાણીનો મુખ્ય ગુણ રસ અને આનુષંગિક શબ્દ સ્પર્શ, રૂપ, એટલા ગુણો જાણવા. (ક્ષોણી) પૃથ્વીનો મુખ્ય ગુણ ગંધ અને આનુષંગિક શબ્દ, સ્પર્શ, રૂપ, રસ; એટલા ગુણ જાણવા.

## ઇંદ્રિઓ વિશે.

बुद्धींद्रियाणां पंचैव शब्दाद्याविषयामताः ॥ २०३ ॥ कर्मेंद्रियाणां विषयाभाषादानविहारिताः ॥ आनंदोत्सर्गकौ चैव कथितास्तत्वदर्शिभिः ॥ २०४ ॥

કાન, મ્હો, આંખો, જીભ, નાક એ બુદ્ધીદ્રિઓ પાંચ તેથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ પાંચ વિષય ક્રમે કરીને જાણવા. તેનો દાખલો- શ્રોત્રેંદ્રિએ સાંભળવા વિશે, અને ત્વગિંદ્રિઓના સ્પર્શ એટલે હાથ ફેરવીને અથવા અડકીને સમજવું. વાક, હસ્ત, પાદ, ઉપસ્થ, ગુદ મળી કર્મેંદ્રિઓ, એ પાંચેમાં વાક ભાષા બોલવી; આદાને ગ્રહણ; વિહારે ચલણાદિક; આનંદ હર્ષ ખુશી; ઉત્સર્ગ મળમુત્રાદિકનો પરિત્યાગ; એવી રીતે પાંચ વિષયો અનુક્રમે જાણવા.

## પ્રકૃતીઓ વિશે.

प्रधानं प्रकृतिः शक्तिर्नित्याचाविकृतिस्तथा ॥ एतानि तस्यानामानि शिवमाश्रित्य या स्थिता ॥ २०५ ॥ महानहंकृतिः पंचतन्मात्राणि पृथकपृथक् ॥ प्रकृतिर्विकृतिश्चैव सप्तैतानि बुधा जगुः ॥ २०६ ॥ दशेंद्रियाणि चित्तं च महाभूतानि पंच च ॥ विकाराः षोडशज्ञेयाः सर्वं व्याप्य जगत्स्थिताः ॥ २०७ ॥

પ્રધાન (મુખ્ય) પ્રકૃતિ, (જ્ઞાન) શક્તિ (સામર્થ્ય), નિત્યા (સર્વદા), અવિકૃતિ (જે જાણુસે વિકાર ન કીધો તે); એ પ્રકૃતીના પર્યાય શબ્દ એટલે બીજા નામો. તે પ્રકૃતિ શિવ એટલે (ઇશ્વર) ના આસરેથી રહેલી છે એમ જાણવું; અને (મહત્તત્વ) એ તત્વ ઉત્પન્ન થયેલા અને અહંકાર તથા પંચ તન્માત્રા મળી જે સાત ઇંદ્રિયાદિકોનું કારણ છે માટે પ્રકૃતિ રૂપ જાણવું. પણ સાંખ્ય મુનીના મત પ્રમાણે આઠ પ્રકારે પ્રકૃતિ છે; અને પ્રકૃતીના કાર્યરૂપ થાય છે માટે (વિકૃતિ) વિકારરૂપ પણ જાણવું. ૧૦ ઇંદ્રિયોમાં ઉભયાત્મક મન મેળવીએ તો. ૧૧ ઇંદ્રિયો અને ૫ મહાભૂતો સાથે ૧૬ વિકાર જાણવા; તે સંપૂર્ણ જગતને વ્યાપી રહેલા છે એમ જાણવું.

## ચોવીસ તત્વરાશીના કર્મબંધન.

एवं चतुर्विंशतिभिस्तत्वैः सिद्धेवपुर्गृहे ॥ जीवात्मा नियतो नित्यं

वसति स्वांतदतवान् ॥२०८॥ स देही कथ्यते पाप पुण्य दुःखसुखा दिभिः ॥ व्याप्तो बद्धश्च मनसा कृत्रिमैः कर्मबंधनैः ॥ २०९ ॥

૧ અવ્યક્ત (શરીરના અવયવ.) ૨ મહાન્ (મહોટા.) ૩ અહંકાર (હુંપદ.) ૪ શબ્દ તન્માત્ર (બોલવા વિશે.) ૫ સ્પર્શ તન્માત્ર (અડકવા વિશે.) ૬ રૂપ તન્માત્ર ( સ્વરૂપ.) ૭ રસ તન્માત્ર ( રસાદિધાતુ.) ૮ ગંધ-તન્માત્ર ( સુંઘવાની ક્રિયા વિશે.) ૯ શ્રોત્ર (કાનવિશે.) ૧૦ ત્વક્. ૧૧ ચક્ષુ. ૧૨ ઘ્રાણ. ૧૩ રસના. ૧૪ વાક. ૧૫ હસ્ત. ૧૬ પાદ. ૧૭ ઉપસ્થલિંગ અથવા યોની. ૧૮ ગુદઝાડાની જગા. ૧૯ મન. ૨૦ પૃથ્વી ( શરીર. ) ૨૧ આપ ( વ્યાપવું. ) ૨૨ તેજ. ૨૩ વાયૂ. ૨૪ આકાશ (તાળવું પોકલ). એ પ્રમાણે ચોવીસ તત્વ જાણવા; તેથી સિદ્ધ થયેલું જે શરીર રૂપ, ગૃહ તે શરીર ઘરમાં પચીસમો પુરૂષ સર્વકાળ રહેલો જીવાત્મા મહદાદિકૃત સૂક્ષ્મ લિંગ વસેલો છે તેથી તેને દેહ-શરીર કેહે છે; અથવા કર્મપુરૂષ પણ કેહે છે; માટે પાપ, પુન્ય, સુખ, દુઃખ એટલાથી બંધન થાય છે એમ જાણવું. મન સાથે સહવર્તમાન એવીજ કૃત્રિમ કર્મ કરવાથી પણ બંધન છે એમ જાણવું.

### અહંકારાદિકોની ગતિ.

आप्नोति बंधमज्ञानादात्मज्ञानाच्च मुच्यते ॥ तद्दुःखयोगकृद्व्याधि रारोग्यंतत्सुखावहम् ॥ २१० ॥

પુરૂષ અજ્ઞાને કરીને ક્લેશાદિક બંધનોમાં પડે છે; આત્મજ્ઞાને કરી મુક્ત થાય. એક શરીરે બીજા શરીરોને જે દુઃખ દે છે તે વ્યાધિ એટલે રોગી જાણવો; અથવા તેવી રીતે એક બીજાને સુખી કરે છે તે આરોગ્ય જાણવો.

इतिश्रीदामोदरसूनुशार्ङ्गधरेण विरचितायां संहितायांसूत्रस्थाने प्रथमखंडे कलादिकाख्यानं नाम पंचमोऽध्यायः ॥ ५ ॥

---

## છઠ્ઠો અધ્યાય પ્રારંભ.

### આહારાદિકો-ખોરાક ખાધા પછીની ગતી.

यात्यामाशयमाहारः पूर्वं प्राणानिलेरितः ॥ माधुर्यं फेनभावंच षड्रसोऽपि लभेत सः ॥ २११ ॥ अथपाचकपित्तेन विदग्धश्चाम्लतां

व्रजेत् ॥ ततः समानमरूताग्रहणीमभिधीयते ॥ २१२ ॥ ग्रहण्यांप च्यते कोष्ठवन्हिना जायते कटुः ॥

અન્ન ઇત્યાદિક આહાર એટલે ખોરાક ખાધા પછી, પ્રાણ વાયૂ તેની પ્રેરણા કરી પ્રથમ આમાશયસ્થાનમાં લઈ જાય છે. તે પછી તેનો (છ) રસે મેદા કરી તેમાંથી માધુર્ય એટલે મીઠો રસ ફીણ ભાવમાં જાય; કે જ્યાં કફસ્થાન છે. તહીં પાચક પિત્તેકરી ખોરાકને વિદગ્ધ એટલે પચ્યમાના ભિમુખ (ખોરાકને ગર્મ કરી) વરૂણમાત્ર પરિપક્વ થયેલો અથવા કાચો રહેલો અમ્ળ સ્થાને જાય છે. તે પછી આમાશયમાંથી મીઠાસ ફીણભાવે રસને સમાનવાયુ અગ્નિસ્થાને લઈ જાય છે: તે પછી કોઠાની અગ્નિથી તે ખોરાકનો પાક થાય પણ તે કડવો અથવા તીક્ષ્ણ થાય.

### આહારની બે અવસ્થા.

रसो भवति संपक्वादपक्वादामसंभवः ॥ २१३ ॥

અગ્નિસ્થાનમાં સ્થિર રહેલો જે આહાર, તેનો સારો પાક થવાથી પાચન રસ થાય છે, અગર કાચો રહી ગયો હોય તેમાંથી આમ થાય છે.

### રસોના કાર્યો.

वन्हेर्बलेन माधुर्यं स्निग्धतांयाति तद्रसः ॥ पुष्णाति धातूनखिला न् सम्यक्पक्वोऽमृतोपमः ॥ २१४ ॥ मंदवान्हिविदग्धश्चकटुश्चाम्लोभवे द्रसः ॥ विषभावं व्रजे द्वापि कुर्याद्वारोगसंकरं ॥ २१५ ॥

જે આહારમાંથી ઉપજેલો (રસ) અગ્નિના બળે કરીને, મધુર ભાવ અને સુવાળો એટલે ચીકાશપણાનો થઈ, સંપૂર્ણ રસાદિ ધાતૂનું પોષણ કરવા પસરે છે; તે રસનો સારો પાક થયલો હોયતો અમૃત સરખો જાણવો; અગર કોઠાની મંદાગ્નિથી રસ તીખો, ખાટો, વિદગ્ધ એટલે કાચો રહી રોગનો વિસ્તાર કરતા થયો હોયતો ઝેર ભાવ થઈ આખા શરીરમાં પસરે છે; જેમાંથી કેટલાક રોગ થઈ મરણ થાય છે. અગર ઉપલો રસ જુજ બગડતો હોય તો અતિસારાદિક રોગ ઉત્પન્ન થાય છે.

### આહારનો સાર.

आहारस्य रसः सारः सारहीनो मलद्रवः ॥ शिराभिस्तज्जलं नीतं बस्तौमूत्रमवाप्नुयात् ॥ २१६ ॥ तत्कीटं च मलं ज्ञेयं तिष्ठेत्पक्वा शये च तत् ॥

તે અહારનો જે રસ તેને (સાર) કહેછે, અને (સારહિણ) જે પદાર્થ તેને મળ દ્રવ એમ કહેછે; અને તે દ્રવ મુત્રવાહિની નસો માર્ગે બસ્તીમાં જઈ મૂત્ર સંજ્ઞામાં જાયછે; બાકી રહેલો જે (કાટ કચરો) તે પક્વાશયની એક જગાએ જઈ મળસંજ્ઞામાં પસરે છે.

### મળોનું અધોગમન.

वलित्रितयमार्गेण यात्यपानेन नोदितं ॥ २१७ ॥ प्रवाहिनी सर्जनी च ग्राहिके तिवलित्रयम् ॥

દબાણ કર્તા (અપાનવાયૂ) ના બળથી મળને નીચે ઉતારતા બલિત્રિતયાત્મક જે ગુદ (ઝાડાની જગા) તે માર્ગેથી બહાર આવે તે ત્રણ ખુણાની જગાને પ્રૅહવાહિની, સર્જની, ગ્રાહિકા એવી રીતે ત્રણ નામે ઓલખાય છે તેનો આકાર શંખ જેવો જાણવો.

### રસોનું કાર્યત્વે કરી બીજી જગાએ ગમન.

रसस्त हृदयं याति समानमरूतेरितः ॥ २१८ ॥ रंजितो पाचितस्तत्र पित्तेनायाति रक्ततां ॥

જે ખોરાકમાંથી થયેલો રસ અને તેનો થયેલો સાર; તેને સમાન વાયૂ પોતાના બળે દબાણ કરી અગ્નિસ્થાનમાંથી હ્રદયસુધી આવીને રંજક પિત્તોનો જોસ્સા સાથે મેળવી તથા પાચક પિત્તોને પચાવી લોહી સાથે મેળવે છે.

### લોહીનું પ્રધાન્ય.

रक्तं सर्वशरीरस्थं जीवस्याधारमुत्तमं ॥ २१९ ॥ स्निग्धं गुरूचलं स्वादु विदग्धं पित्तवद्भवेत् ॥

લોહી સર્વ શરીરમાં વ્યાપી રહેલું હોય છે; તેથી જીવનો ઉત્તમ આધાર હોયછે; તેનો ગુણ સ્નિગ્ધ એટલે ચિકણું. ગુરૂ એટલે જડપણું. ચંચળ સ્વાદ અથવા સરળપણું. એટલા પ્રકારે તેમાં ગુણો હોયછે; પણ તેજ લોહી (વિદગ્ધ) એટલે કાચું કે દાઝેલું અથવા વિકૃત રોગકર્ત્તા થયું હોય તો, પિત્ત પ્રમાણે કડવું, તીખ્ખું, ખાટું થાયછે.

### રસાદિ ધાતૂની ઉત્પત્તીનો ક્રમ.

पाचिताः पित्ततापेन रसाद्या धातवः क्रमात् ॥ २२० ॥ शुक्रत्वं यांति मासेन तथास्त्रीणां रजोभवेत् ॥

રસાદિ સાતે ધાતૂઓ પિત્ત ઉકળીને, પરિપકવ એટલે ક્રમે કરી પાકેછે. તેની વીગત ખોરાક ખાધા પછી તેનો રસ એક દિવસે થાય; તેમાંથી લોહી પાંચ દિવસે થાય. લોહીમાંથી પાંચ દિવસે માંસ થાય. માંસમાંથી પાંચ દિવસે મેદ થાય. મેદમાંથી પાંચ દિવસે હાડકાનો વધારો થાય. હાડકામાંથી પાંચ દિવસે મજ્જામાં વધારો થાય. મજ્જામાંથી પાંચ દિવસે શુક્ર ધાતુ ઉત્પન્ન થાયછે. એ પ્રમાણે અનુ ક્રમે રસાદિ સાત ધાતૂ પાંચ પાંચ દિવસે થતા એક મહિને શુક્રધાતૂ ઉપજે છે. તે પ્રમાણે સ્ત્રિયોને રજસ્વળાપણાનો અડકાવ પણ એક મહિને રક્ત રૂપ રજો દર્શન થાયછે.

### ગર્ભની ઉત્પત્તિ.

कामान्मिथुनसंयोगे शुद्धशोणितशुक्रजः ॥ २२१ ॥ गर्भः संजायते नार्याः स जातो बाल उच्यते ॥

મનની ઈચ્છાથી સ્ત્રિ પુરૂષના મૈથુન સંયોગે (રતિસંગ) ગર્ભ ધારણ થયો હોય તો; સ્ત્રીના શોણીત અંતર્ગૃહસંબંધી લોહી, અને પુરૂષની શુક્રધાતુનો સંગમ થયાથી સ્ત્રિઓને ગર્ભસ્થાનમાં, ગર્ભ ઉત્પન્ન થાયછે. તે પ્રગટ થયાથી નવદશ મહીને બાળક જન્મે છે.

### ગર્ભ ધારણ થવા વિશે.

अधिको रजसः कन्या पुत्रः शुक्राधिको भवेत् ॥ २२२ ॥ नपुंसकं समत्वेन यथेच्छापारमेश्वरी ॥

ગર્ભધારણ થતી વેળાએ સ્ત્રિનું લોહી ગર્ભસ્થાનમાં વિશેષ પડેતો છોકરી જન્મે છે; અને પુરૂષની શુક્રધાતૂ વધારે પડી હોય તો છોકરો જન્મે છે; પણ સ્ત્રિનું લોહી અને પુરૂષની શુક્ર ધાતૂ સરખા વજને ખચીત થઈ હોય તો તે ગર્ભે નપુંસક બાળક જન્મેછે તે વિશે જેવી ઈશ્વર ઈચ્છા.

### બાળકનો જન્મ થયા પછીના ઉપાય.

बालस्य प्रथमे मासि देया भेषजरक्तिका ॥ २२३ ॥ अवलेहीकृतैकैवक्षीरक्षौद्रसिताघृतैः ॥ वर्धयेत्तावदेकैकां यावद्भवति वत्सरः ॥ ॥ २२४ ॥ माषैर्वृद्धिस्तदूर्ध्वंस्याद्यावत्षोडशवत्सराः ॥ ततः स्थिराभवेत्तावद्यावद्वर्षाणि सप्ततिः ॥ २२५ ॥ ततो बालकवन्मात्राऽन्हासनीया शनैः शनैः ॥ मात्रेयं कल्कचूर्णानां कषायाणां चतुर्गुणाः ॥२२६॥

બાળકને પ્રથમ મહિનેથી દૂધ, મધ, શાકર અથવા દૂધને બદલે ઘી જે પદાર્થે બાળક સુખી અને પુષ્ટ થાય; તે પદાર્થો ચાલુ કરવા ને બાળકની શક્તિ પ્રમાણે સૂવર્ણાદિક માત્રા એકરાઈથી સરસીના વજને ઉપલી જણસોમાં ઘસી ચાટણ નિત્ય ચટાડવું. બીજે મહિને બમણુ અને બે રાઈ કે શારસી ભાર; તિજે માત્રા મહિને ત્રણ રાઈ કે શારસી ભાર માત્રા અને દૂધ મધ અને શાકર તમણી લેવી. એવી રીતે દરેક મહિને માત્રા એકેક રાઈ કે શારસી ભાર અને ઉપલા ચાટણનો વધારો એક વરસ સુધી કરવો. તે પછી પેહેલે વરશે એક જવ ભાર માત્રા અને બીજે વરશે બે જવ ભાર. તિજે વરશે ત્રણ જવ ભાર માત્રા ઉપલા ચાટણમાં આપવી; એવી રીતે દરેક વરશે એકેક જવ ભાર વધારતા સોળ વરશની ઉમ્મર સુધી આપવું; પણ મજબૂત બાંધાના બાળકને દર વરશે એક જવને બદલે બબે જવ આપવું. તે પછી સીતેર વરશસુધી સોળ સોળ જવના વજને દુધ ઘી ઈત્યાદીમાં માત્રા આપવી. બાળ અવસ્થામાં ઉપલું ચાટણ અને માત્રા દર વરશે વધારી હતી તેમજ દર વરશે એકેક જવ ઘટાડતા જવું; કેમકે બાળકની ચડતી કળા અને વૃદ્ધની અવસ્થા ઉતરતી હોય, તેથી હરએક ઓષડ ચાટણ ચુરણ ઉકાળો ઘી, દૂધ, મધ આપતી વખતે અગાઉ લખેલા વજનોથી ચોથે હિસ્સેજ અતિવૃદ્ધને આપવા. ગરીબ માતા પિતાના બાળકો માટે સૂવર્ણાદિક માત્રાનો ઉપયોગ ન થાય તો પીપર, વાવડીંગ કે બાળઘુટી ઈત્યાદિક ઓષડ માત્રાને બદલે ઉપલા વજને વાપરવાં.

## બાળકની દરરોજ સેવના કરવા વિશે.

अंजनं च तथा लेपः स्नानमल्यंगकर्मच ॥ वमनं प्रतिमर्शश्च जन्म प्रभृतिशस्यते ॥ २२७ ॥ कवलः पंचमाद्वर्षादष्टमान्नस्यकर्मच ॥ वीरेकः षोडशाद्वर्षाद्विंशतेश्चैव मैथुनं ॥ २२८ ॥

બાળકની આંખોમાં કજ્જલાદિક અંજન, એટલે ઘીં અથવા એરંડયા તેલનો દિપક કરી, તે ઉપરથી મેશ ઉતારી તેમાં ઘી અથવા એરંડયું તેલ મેળવીને અંજન તૈયાર કરવું. દરરોજ સવારે બાળકને નહવડાવી ઉપલુ અંજન આંખમાં કરવું, ફરી રાતના સુતી વખતે અંજન કરવું. સહવારે બાળકને પ્રથમ સુગંધી ભરેલું ઓટણું, અથવા હળદરનું ચુરણ અને તેથી ચોમાણું, ઘી કે તેલ મેળવી સારી રીતે મરદન કરવું. તે પછી ગરમ પાણીથી નહવડાવવું, તે વખતે ઝાડા પિશાબ ઈત્યાદિ વિંધમાં તેલ મુકી ગરમ પાણીની છાલકો

મારવી; અને બાળકને ઉલઠી હમેશા કરાવતા રેહવું. બાળક જન્મ્યા પછી પાંચ વરશની ઉમ્મર સુધી ઉપલો નિયમ રાખવો; પણ સોળવરશની ઉમ્મર સુધી અતિશે ઢાળ અથવા ઝાડા થાય તેવું ઓષડ ખવાડવું નહી; અગર જરૂર પડેતો હલકું ઓષડ એરંડયું તેલ મધ–ઘી–મોટીહરડે–કાલીદરાખ ઇત્યાદિ ઝાડા થવાને આપવું. આઠ વરશની ઉમ્મર થયા પછી નાકમાં ઘી ઇત્યાદિક નાખવાનો (નસ્ય) કર્મ નો પ્રયોગ કરવો. સોળ વરશનો બાળક થયા પછી ઢાળના પ્રયોગ કરવાની જરૂર પડે તો કરવો. વિશ વરશની ઉમ્મર પછી સ્ત્રીસંગ અઠવાડીએ પખવાડીએ શુક્ર ધાતુનો ઢાળ કરાવવો. બાળક જન્મ્યા પછી તિજે મહીનેથી અન્નાદિક ખોરાક ખવાડવો; અને ઉપર લખેલી માત્રા આપવી. ઉપલી રીતે કીધાથી બાળકના શરીરને સુખાકારી થાય.

## માણસોની બદલાતી અવસ્થા.

बाल्यं वृद्धिर्वपुर्मेधात्वग्दाष्टेःशूक्रविक्रमौ ॥ बुद्धिःकर्मेंद्रियंचेतो जीवितं दशतोन्हसेत् ॥ २२९ ॥

બાળકના જન્મથી દશ વરશે બાળ અવસ્થા જાયછે. વિશ વરશ પછી શરીરનો વધારો કે ઉચાઇ થતી અટકે. તિશ વરશ પછી શરીરની પુષ્ટાઇ અને કાંતિનો વધારો ન થાય. ચાળીસ વરશ પછી ગ્રંથ વિશે અથવા હરએક યાદ શક્તિ રેહેતી અટકે. પચાસ વરશ પછી શરીરની ચામડી ઢીલી પડેછે. સાઠ વરશ પછી આંખોનુ તેજ ઘટેછે. સીતેર વરશ પછી શુક્ર ધાતુ રેહેતી નથી. એશી વરશ પછી પરાક્રમ જાયછે. નેવું વરશ પછી બુદ્ધિ જાયછે. સો વરશ પછી કર્મ ઇંદ્રિયોનું ચળણ વળણાદિક જાયછે. એકસો દશ વરશ પછી ચૈતન્ય જાયછે. એક સો વિશ વરશ પછી મરણ થાયછે. એવી રીતે દશ દશ વરશે અકેક શક્તિ ઓછી થાયછે, પણ વ્યભિચારી કે વ્યસની અથવા રોગીની શક્તિ નિયમથી અગાઉ જાયછે, બાળકોની પરીક્ષા રોગો વિના નથી પણ ઓષડો ઇત્યાદિક શરીર પુષ્ટ થાય, માટે બાળપણથી ઉપર લખેલી માત્રાનો ઉપયોગ કરવો.

## વાયુ પ્રકૃતિક માણસોના લક્ષણ.

अल्पकेशः कृशो रूक्षो वाचालश्चलमानसः आकाशचारी स्वप्नेषु वातप्रकृतिकोनरः ॥ २३० ॥

જે માણસના શરીરે વાળ થોડા અથવા ટુંકા છતા બડ, શરીરે તવા-

ચલો તેજહીણ હોય તથા વાચાળ બડબડાત કરતો તેનું મન ચંચળ અથવા સ્થિર ન હોય, સપનામાં આકાશના ગમનાદિક વિષય જોય ઈત્યાદિક લક્ષણો જેમાં હોય; તે માણસ વાયુ પ્રકૃતિનો જાણવો.

## પિત્ત પ્રકૃતિક માણસોના લક્ષણ.

अकाले पलितैर्व्याप्तो धीमान् स्वेदीच रोषणः ॥ स्वप्नेषु ज्योतिषां दृष्टा पित्तप्रकृतिको नरः ॥ २३१ ॥

જે માણસ પિત્તના ઉષ્ણ ગુણે કરીને અકાલે અણધારેલા હરએક વખતે વાર્ધકિય, પિત્તનો વધારેઃ થઈ સંતાપેલો હોય. પિત્તનો સત્વ ગુણ અતિશે હોવાથી તે બુદ્ધિમાન હોય, તેના શરીરમાં પરસેવો છુટે, ઘણો ક્રોધી અને રીશાળ હોય, સ્વપ્નમાં નક્ષત્રો અથવા અગ્ન્યાદિક પદાર્થો જોય; ઈત્યાદિક લક્ષણો જેને મળ્યાં હોય તેની પિત્ત પ્રકૃતિ જાણવી.

## કફ પ્રકૃતિક માણસોના લક્ષણ.

गंभीरबुद्धि स्थूलांगः स्निग्धकेशो महाबलः ॥ स्वप्ने जलाशयालोकी श्लेष्मप्रकृतिकोनरः ॥ २३२ ॥

જે માણસનો સ્વભાવ ગંભીર એટલે સંપૂર્ણ કામો વિશે ક્ષમા, શાંતિ, બુદ્ધિવાન હોય. શરીરે પુષ્ટ, વાળ સ્નિગ્ધ એટલે સુવાળા અને તેજદાર, શરીર અતિશે બળવાન હોય; તે સ્વપ્નામાં નદી અને નદનો પ્રવાહ, રાજ વિશેષ વિષ્ણું પદ, સુખીપણું, તડાગાદિક હરણ ઈત્યાદિકને જોય; એવી રીતે લક્ષણો જેમાં મળેલાં હોય તેની કફ પ્રકૃતિ જાણવી.

## ઉપલા બે રોગો કે ત્રણે રોગો મળેલા માણસોની પ્રકૃતિ.

ज्ञातव्या मिश्रचिन्हैश्च द्वित्रीदोषोल्बणा नराः ॥

વાયુ, પિત્ત અને કફ ત્રણ રોગોમાંથી, બે દોષો મળેલા હોય તો બે રોગોની પ્રકૃતિ જાણવી. ત્રણ દોષો મળેલા હોયતો ત્રણેની પ્રકૃતિ જાણવી. તેમજ ત્રણ દોષો સમ એટલે સરખા હોયતો સમ પ્રકૃતિ જાણવી.

## નિદ્રાદિકની ઉત્પત્તિ.

तमः कफाभ्यां निद्रास्यान्मूर्च्छा पित्ततमोभवा ॥ २३३ ॥ रजः पैत्तानिलैर्भ्रांतिस्तंद्राश्लेष्मतमोनिलैः ॥

માણસને ઉંઘ આવવા તમોગુણ અને કફ મળેથી નિદ્રા આવેછે; તેને ( સ્વાપ ) કેહેછે. પિત્ત અને તમોગુણ મળેથી રૂપાદિકોનું અજ્ઞાન થઈ ચેતના રહિત માણસ પડેછે; તેને ( મૂર્છા) કેહેછે. રજોગુણ અને પિત્ત તથા વાયુ મળેથી, ચક્કર ઉપર બેસીને જેમ ફેરવે તેવી રીતે ચક્કર ભંભર, ફેર આવે તેવી અવસ્થા થાય; તેને ( ભ્રમ ) કેહેછે. કફ તમોગુણ અને વાયુ મળેથી ઘટ પટાદિ, પદાર્થોનું અજ્ઞાન થઈ શરીર ભારી થાય, બગાશાં આવે, દુઃખી અથવા મુવેલા જેવો પડે, ઠારમરે, શરીરે ગ્લાની એટલે નબળો—ઈત્યાદિ લક્ષણો થાય અને રોગી માણસના જેવી નિદ્રા આવે તેને ( તંદ્રા ) કહેછે.

ગ્લાની એટલે શરીર ગળાઈ અવું.

ग्लानिरोजः क्षयादुःखादजीर्णाच्च श्रमाद्भवेत् ॥ २३४ ॥

શરીરની સંપૂર્ણ ધાતૂનો સારભૂત (ઓજ) એટલે માંસ ચરબી ઈત્યાદીક પુષ્ટાઈનો ક્ષય થઈ; દુઃખ, અજીરણ, થાકોટો, અતિ મેહેનત ઈત્યાદિક કારણોથી, હાથ પગાદિકની પુષ્ટાઈ ગળી જઈ હૃદયમાં પીડા થાય છે. બેસી અથવા પડી રેહેવા છતા થાકોટો લાગે અને અન્નાદિક ખોરાક લેવાની ઈચ્છા ન થાય; તેને (ગ્લાની અને ક્લોમ તથા હર્ષ ક્ષય) કેહેછે.

આળસનાં લક્ષણ.

य सामर्थ्ये ऽप्यनुत्साहस्तदालस्यमुदीर्यते ॥

શરીરમાં સામર્થ્ય હોવાછતા, કામકરવા વિશે જેને હોશ કે મરજી થતી નથી; તેને (આળશ્ય) કેહેછે.

બગાશા આવે તેનું લક્ષણ.

चैतन्यशिथिलत्वाद्यः पीत्वैकश्वासमुद्गमेत् ॥२३५॥ विदीर्णवदनः श्वासं जृंभा सा कथ्यते बुधैः ॥

માણસનું ચેતન સ્થાન ઢીલુ, છોડવું, દુર્બળ થવા છતા નાભિનો વાયુ એક શ્વાસાંને પીધાથી એકાએક જોરથી મૂખ ઉઘડી, શ્વાસા વાયુને બહાર પાડે છે; તેને (જૃંભા) જાંભઈ, બગાશુ કેહે છે.

છીક આવે તેના લક્ષણ.

उदानप्राणयोरूर्ध्वयोगान्मौलिकफस्रवान् ॥ २३६ ॥ शब्दः संजायते तेन क्षुतं तत्कथ्यते बुधैः ॥

ઉદાન વાયૂ કંઠમાં રેહનાર અને પ્રાણવાયૂ હૃદયમાં રેહનાર તેની નસોના દરવાજામાંથી બેહુ વાયુ નિકળી ઉર્ધ્વ એટલે ઉપર ચહડી, મસ્તકમાં સંગમ થઈને તેમાંથી (કફ) ઝરવાથી ત્રણેનો સંગમ એકાએક થવાથી જે શબ્દ નિકળે છે; તેને કેટલાક રૂષી (નસ્ત) કેહે છે. કેમકે તે શબ્દ નાકમાંથી નિકળે છે, તે ઉપરાંત કેટલાક ક્ષૂત—છિંકો કેહે છે.

### ઓડકાર, ઓરકાર, ઢેકાર આવે તેનાં લક્ષણ.

**उदानकोपादाहारस्वस्थि तत्वाच्च यद्भवेत् ॥ २३७ ॥ पवनस्योर्ध्वगमनंतमुद्गारं प्रचक्षते ॥**

ઉદાન વાયુનો કોપ થઈ ઉર્ધ્વ ગમન એટલે ઉપર ચહડે, તેવિશે કેટલાક રૂષી સમાન વાયુનો કોપ લખે છે. તે અન્નાદિક ખોરાક ખાધા પછી, તે પોતાને સ્થાને સ્થિર રહીને વાયુનું ઉર્ધ્વ, એટલે ઉપર ચહડવું થાય છે; તેને (ઉદગાર) કેહે છે.

इतिश्रीदामोदरसूनुशार्ङ्गधरेणविरचितायांसंहितायांसूत्रस्थानेआहारादिगतिःषष्ठोऽध्यायः ॥ ६ ॥

### સાતમો અધ્યાય પ્રારંભ—રોગોની સંખ્યા.

रोगाणां गणना पूर्वमुनिभिर्या प्रकीर्तिता ॥ २३८ ॥ मयाऽत्रप्रोच्यते सैवतद्भेदा बहवो मताः ॥

રોગોની અને સર્વે જાતના તાવની સંખ્યા, રૂષીઓએ જેટલી કહેલીછે તે આ ગ્રંથમાં લખેલી છે; તથા રૂષીઓએ કબુલ રાખેલા રોગોના ભેદ અનેક છે એમ જાણવું.

### પચીસ પ્રકારના (તાવ) અને તેના ભેદ.

पंचविंशतिरुद्दिष्टा ज्वरा स्तद्भेद उच्यते ॥ २३९ ॥ पृथक् दोषैस्तथा द्वंद्वभेदेन त्रिविधः स्मृतः ॥ एकश्च सन्निपातेन तद्भेदा बहवः स्मृताः ॥ २४० ॥ प्रायशः सन्निपातेन पंच स्युर्विषमज्वराः ॥ तथाऽगंतुज्वरोप्येक स्त्रयोदशविधो मतः ॥ २४१ ॥ अभिचारग्रहावेशशापैरागंतुकस्त्रिधा॥श्रमादाहात् क्षताच्छेदाच्चतुर्धा घातकज्वरः॥२४२॥

कामाद्भीतेः शुचो रोषाद्विषादौषधगंधतः ॥ अभिषंगज्वराः षट् स्युरेवं ज्वरविनिश्चयः ॥ २४३ ॥

પચીસ પ્રકારે તાવ થાયછે, તેમાં વાયુના તાવથી શરીરને કંપારો, તાવ ચઢવાનો રાખેતો, પ્રયત્ન, વર્ત્તણુક ચાલ ચળણ વધ ઘટ, એક સરખો ચોકસ વખતે આવતો જતો નથી; ગળું, કંઠ, ઓટનું શોષણ, સુકાવવું, તૃષા શોષ પડે, નિદ્રા, ઊંઘ, છીંકોનો અટકાવ થાય, શરીર અંબાય, સાંધામાં દુઃખાવો, તેજહીણ ચેહેરો, કળતર, મસ્તક અને હૃદયમાં પીડા, મુખને અરૂચિ, ઝાડાંના કાંકરા બંધાય, શૂળ, પેટને ફુગાસી, બગાશા ઈત્યાદિક લક્ષણો વાયુના તાવને થાયછે.

૨ પિત્તના તાવનો પ્રવાહ ઉષ્ણ, ગરમ, અતિસાર, ઝાડા વધારે થાય, ઊંઘ થોડી, ઉલટી થાય, ગળે, ઓઠે, મુખે, નાકે ઉષ્ણતાથી પાકે, ગરમી ચહડી આવે પરસેવો, બડબડાટ, મુખ કડવું થાય, મૂર્છા, ભ્રમ, દાહ, કેફ, તૃષા પ્યાસ એવાં લક્ષણ થાય, ઝાડો, પિશાબ, આંખો, ચામડી, સરવે પીળા અથવા લાલ રંગે થાય ઈત્યાદિક લક્ષણો પિત્તના તાવને થાયછે.

૩ કફનો તાવ હોવાથી ચહડે અને ઉતરે તે વેળા પાણીમાં ચિંથરૂં ભીજવિ નિચોવીયે, તેમ શરીરભિનું છતા પિળાસે થાય; તાવનો જોર મંદ, નબળો, આળસ, મૂખે મિઠાસ, પીશાબ, ઝાડો સફેદ રંગે, શરીર ગતિભંગ, જકડાયલું, ભારી અન્નાદિક ખોરાક ઉપર ઈચ્છા ન થાય, શરીર ભારી છતા સિતળ હોયછે, ઉલટી થવાના ઉપકા, પાછું આવે, રૂવાટા ઉભા થાય, નિદ્રા ઘણી, શરીરને પીડા અલ્પ, પસીનો, પિશાબ ઘણીવેળા થાય, હાથ પગાદિક ઘણા ગરમ ન હોય. ઉલટી થઈ પાછુ નિકળે, શરીર ઘભરાય વ્યાકુળ થાય, મુખાદિકનો પાક થતો નથી, શળકમ, બળગમ, ખાંશી, અને આંખો સફેદવર્ણે ઈત્યાદિક લક્ષણો કફના તાવને થાયછે.

૪ વાયુ અને પિત્તના તાવને પાણીનો શોષ, પ્યાસ, મૂર્છા, પડી જવું, બુદ્ધિને ભ્રમ, શરીરે દાહ, બળત્તર, નિદ્રાનો નાશ, મસ્તકે પિડા, ગળું અને મુખે શોષ, ઉલટીનો ઉપકો, પાછું આવે, રૂવાટા ઉભા થાય, (અવ-ળણ) શરીર અંબાય, ધુજારો, કંપારો, સાંધાવોમાં દુઃખાવો, બગાશા ઈત્યાદિક લક્ષણો વાતપિત્તના તાવને થાયછે.

૫ વાયુ અને કફના તાવને શરીરે ગતિભંગ જકડાયલું ભારી, સાંધે સાંધામાં દુઃખ, નિદ્રા આવે, શરીર ભારે થાય, મસ્તકનું કડકડવું, સળકમ,

બળગમ, ખાંસી, સંતાપ, તાવને જોર મધ્યમ ઈત્યાદિક લક્ષણો વાયુ કફના તાવને હોયછે.

૬ **પિત્ત કફના તાવને.**—મુખને ચિકણાપણું, કડવાસ, આંખોને ઝાંપા અંધારા આવે, મુર્છા ભ્રાંતિ, ગફલત, ખાંસી, ( અવઢણ ) શરીર જકડાયલું, શોષ, ઘડીકમાં ઠંડી, દાહ ઈત્યાદિ લક્ષણો પિત્તકફનાં તાવને હોયછે.

૭ **વાતાદિ ત્રણ દોષ.**—એટલે વાયુ, પિત્ત, કફ ત્રણે દોષો મળીને સન્નિપાત તાવના ભેદ અનેક છે, ઘડીકમાં શરીરે દાહ, ઘડીકમાં શીત, પરસેવાનો ઝરો, હાડકા અને સાંધામાં તથા મસ્તકે પીડા, આંખો ખેંચાયલીછતા તેમાંથી પાણી ગળે અને લોહીના રંગે વાંકી ચુંકી થાય; કાનમાં અજાએબ શબ્દો થઈ પીડા થાય, ભાતના છાળા ગળામાં ભરેલા હોય તેમ કાંકરા ખુંચે, આંખે ઝાંખ અંધારા; ભ્રમ બેસુદ્ધ થઇ પડે, બડબડ કરે, ખાંસી, હાફણ, શરીર અંબાય–જકડાય, બીજાને વળગે ટ્યાર કરે, જીભ કાંટા જેવી થઈ, અહિ તહિ વાંકી થઇ પડે, લોહી પિત્ત અને કફ સાથે મળીને થુક નિકળે, મસ્તક અહિં તહિં ફેરવે, તૃષા, નિદ્રાનો નાશ, હૃદયને પીડા થાય; શરીરે પરસેવો તરત આવતો નથી અને આવે તો થેડો આવે, પિશાબ ઝાડાની હાજ તો તાકીદે પુરી થતી નથી અને થાય તો જરાક જરાક થાય. શરીરના ગાત્રો ઘણાજ શક્તિહીણ થાય, ગળામાં અવાજ ખરખરાટ થાય; લીલી માંખીઓએ ચટકા ભરેલા કે કરડેલા જેવી અળાઇ કે ફોડકી કાળી કે લાલ રંગે ગોલાકાર પસરે, ગળામાંથી શબ્દ હલકો અથવા બોલાય નહી, શરીરનો પાક થાય, પેટ ભારે અથવા ફુગાશી આવે; વાતાદિક રોગો તાકીદે પાકતા નથી, રોગીને ઘડીકમાં હસવું આવે, ઘડીકમાં રડવું આવે, નાંચે ખુંધે તોફાન ઈત્યાદિ લક્ષણો સન્નિપાતના સર્વે સાધારણ તાવમાં થાયછે. ૮ સંતત નામે સન્નિપાતના તાવને ઉપલા લક્ષણો સાથે ૭ દિવસ અથવા દશ કે ૧૨ દિવસ એક સરખો તાવ શરીરમાં રેહેછે નિકલતો નથી. ૯ સતત નામે સન્નિપાતનો તાવ ઉપલા લક્ષણો સાથે આખી રાતમાં બે વખતે આવે અને જાયછે. ૧૦ અન્યેદ્યુ નામે સન્નિપાતનો તાવ ઉપલા લક્ષણો સાથે આખી રાતમાં એક વખતે આવે અને જાયછે. ૧૧ તૃતીયક નામે સન્નિપાતનો તાવ ઉપલા લક્ષણો સાથે એક દિવસને આંતરે એટલે તિજે દિવસે આવે જાયછે. ૧૨ ચાતુર્થિક નામે સન્નિપાતનો તાવ ઉપલા લક્ષણો સાથે બે દિવસને આંતરે એટલે ચોથે દિવસે આવે અને જાયછે. ઉપલા સન્નિપાતના બાર

જાતના તાવમાં તથા પાંચ પ્રકારના વિષમ જ્વર એટલે એકાંતરા ચોથીયા ઇત્યાદી તાવને ઉપર લખેલા લક્ષણો જરૂર થાયછે. (આગંતુક જ્વર) એટલે સન્નિપાતનો આંગતુક નામે તાવમાં ઉપલા લક્ષણો થાય તેના ૧૩ ભેદ જુદાછે તેનો ખુલાસો. ૧ અભિચાર જ્વર શ્યેનાદિક યાગ એ-ટલે અવિચારે ઉઠમાં અને વિપરીત મંત્રે, શાસ્ત્ર માર્ગથી ઉલટા, પોતાની ઇચ્છા પુરી થવાને યજન, જપ્ય, હોમ હવન, લોહ, ઘૃત, સર્ષી, રાઇ, વૃક્ષ ઇત્યાદિ હોમવાથી ભૂતોના કે દેવના, મંત્રો ઉલટી રીતે જપવાથી તેનો કોપ થઇ, સન્નિપાતનો તાવ ઉત્પન્ન થયેલો હોય; તેને અભિચાર જ્વર કહેછે. ૨ ગ્રહાવેશ જ્વર—બ્રહ્મ રાક્ષસાદિકોના સંબંધે, ભૂત પ્રેતાદિકનીસ્વ-રૂપો જોઇ બીહવાથી ઉત્પન્ન થાયછે. ૩ શાપ જ્વર—બ્રાહ્મણ, ગુરૂ, સિદ્ધ અને વૃદ્ધ, વડાવા, માત પિતા ઇત્યાદિકને સંતાપેથી તેના શાપે, સન્નિપાતનો શાપ જ્વર આવેછે; એ ત્રણ જાતના તાવને આગંતુક સંજ્ઞક કેહેછે. ૧ ઘણી મેહનત કીધાથી તાવ આવે. ૨ અગ્નિમાં શેકાયો કે બળેથી. ૩ ક્ષતો, ધારા, જખમ નાસૂરથી. ૪ શસ્ત્રાદિક હઠીઆરે કપાયા—વઢાયાથી ઉપલા ચાર પ્રકારે સન્નિપાત જ્વરોને આઘાત સંજ્ઞક જ્વર કેહેછે. ૧ મનમાં ઇચ્છેલી વસ્તુ હોય તે નહી મળવાથી. ૨ ભય, ધાસ્તિ અને બીહીકથી. ૩ અતિ શોક અને સંતાપોથી. ૪ અતિરીશ, ક્રોધ અને ગુસ્શાથી. ૫ સ્થાવર એટલે વચનાદિક ઝેર અને જંગમ એટલે સર્પાદિકના ડંખ ઇત્યાદિક ઝેરથી. ૬ તીવ્ર એટલે ઝેરી કે તિક્ષણ ઓષડોના વાસે અથવા ખાધાથી, ઉપલાતાસુધી છ પ્રકારે સન્નિ-પાતનો તાવ આવેછે તેને અભિષંગ સંજ્ઞક જ્વર કેહેછે.

## અતિસારના ઝાડાનો રોગ.

पृथक् त्रिदोषैः सर्वैश्च शोकादा माद्भयादपि॥ अतिसारः सप्तधास्यात्

અતિસાર સાત પ્રકારે થાયછે, તેમાં ૧ વાતાતિસાર એટલે ઝાડો મળ, આમ મિશ્રિત પાણી સરખો પાતળો થાય, તે તાંબુસ વર્ણે છતા ફીણ-સાથે મળેલો, નિસ્તેજ, હલકો હોય, ઢાળ થતી વેળાયે ઝાડાની જગ્યાએ અવાજ અને શૂળ ઇત્યાદિક લક્ષણો વાયુના અતિસારને થાયછે. ૨ પિત્તા-તિસાર એટલે ઝાડો હલદ જેવો પિળારંગનો અથવા તાંબુસવર્ણે ઢાળ થાય; પ્યાસ, તર્સ મૂર્છા, શરીરે અને ઝાડામાં દાહ, બળત્તર થાય, ઝાડાની જગ્યા પાકેલા ગુમડાની રીતે દુઃખે, ઇત્યાદિક લક્ષણો પિત્તના અતિસારને થાયછે.

૩ કફ અતિસાર એટલે ઝાડો સફેદ વર્ણે, ભારી, ઘન, કફ, આમ, ચિકાસ ભરેલો, કફમિશ્રિત ઢાળ થાય, તેમાં આમ ગંધી, આમ સાથે ગાંઠો શિતળ હોય, શરીરનાં રૂવાટાં ઉભાં થાય, ઇત્યાદિક લક્ષણો કફના અતિસારતે થાય છે. ૪ વાયુ પિત્ત અને કફના ત્રિદોષાતિસાર એટલે ઝાડો, ડુકરના મેદ અથવા ચરબી જેવો અથવા તેના માંસના ધોબ્બણ સરખો ઢાળ થાયછે; તેમાં ઉપલા ત્રણે દોષોની શૂળાદિક વેદના ઇત્યાદિક લક્ષણો હોય તો સન્નિપાત અતિસાર જાણવો; તે કષ્ટસાધ્ય હોય છે. ૫ શોકાતિસાર એટલે ધન, દોલત અથવા ભાંડુ બાંધવોનો નાશ થયો હોય તો, અતિ શોકાતુર થઈને અન્નાદિક ખોરાક થોડો ખાય, રડાપીટો કરે તેમાંથી ઉષ્માં મ્હોટા શબ્દનો નાદ પેટમાં જવાથી, અગ્નિને વ્યાકુળ કરી, લોહીને સુકવે, વ્યગ્ર ઉદ્વેગ કરે, તપાવે બગાડે છે, પછી તેજ લોહી તપી ચણોઠીના રંગે લાલ થઈ, ઝાડા મિશ્રિત અથવા એકલું લોહી પડેછે, તેમાં આમગંધિ અથવા એકલી ગાંઠો પડેછે; તે શોકાતિસારના ઝાડા જાણવા. તે ઘણો કષ્ટ સાધ્ય હોય અને શોકાતુર વિના ગરમ વસ્તુ ખાવાથી લોહી બગડી તેના ઝાડા થાય, તેને રક્તાતિસાર કહે છે; તથા હરસના રોગમાં પણ લોહી ઝાડાવાટે પડેછે તે ફક્ત શોકાતુર માણસને પડેછે એમ જાણવું. ૬ આમાતિસાર એટલે અન્નાદિક ખોરાકના રસનો સારી રીતે પાક થયો ન હોય તો, તેમાંથી આમ થઈ મળ મિશ્રિત ઢાળ થાયછે, તે આમાતિસાર જાણવો. ૭ ભયાતિસાર એટલે ભય, બિહીક, ધાસ્તીથી જે અતિસાર થાય, તે મધ્યે જે દોષોનો કોપ હોય, તેવા લક્ષણો થાયછે.

## સંગ્રહણીના ઝાડાનો રોગ.

ग्रहणी पंचधा मता ॥२४४॥ पृथक् दोषैः सन्निपाता त्तथा चामेनपंचमी ॥

સંગ્રહણી રોગ પાંચ પ્રકારે થાયછે, એટલે કોઠાના અગ્નિસ્થાનને આશ્રે રહેલો, વાતાદિક દોષ કોપાયમાન થઈ એથકી જે રોગો થાય, તેને સંગ્રહણી કહેછે, તેના લક્ષણ ઝાડા વાટે આમ પડે, તેમાં દુરગંધી અને મરડો થાય; તે આમ વાયુને બળે ઘડી ઘડીમાં બંધ થાય; પિત્ત કોપે ઘડી ઘડીએ પડે, અથવા કાચી આમજ પડે, અથવા તે આમનો પાક થઈ પડે તે; સંગ્રહણીનું પૂર્વ રૂપમધ્યે પ્યાસ, તર્સ, આળસ, શક્તિહિણ ઇત્યાદિ લક્ષણો થાયછે, અને જઠરાગ્નિ મંદ થાય, તેથી અન્ન વિદગ્ધ એટલે ખાધેલા ખોરાકનો પાક

બગડે, તેનો પાક જલદી થતો નથી, શરીર ભારી જડપણું ઇત્યાદિ પૂર્વ રૂપથી જાણવું. ૧ વાયુનો કોપ થઇ ઝાડામાં શૂળ, પેટને ફુગાશી, શ્વાસ, ખાંશી ઇત્યાદિ લક્ષણો થાય, તેને વાતસંગ્રહણી કેહેછે. ૨ પિત્ત કોપે બગડી ઉછાળો થઇ ખાટા ઓડકાર, છાતી અને કંઠમાં દાહ, અરૂચી, પ્યાસ તર્સ ઇત્યાદિક લક્ષણો ઝાડાસાથે થાય, તેને પિત્ત સંગ્રહણી કેહે છે. ૩ કફ કોપે બગડી ઉછાળો થઇ, ઉલટી, સાંધેસાંધા અંબાય, કળત્તર, ખાંશી, સળકમ, બળગમ, આળસ ઇત્યાદિ લક્ષણો કફસંગ્રહણીને થાય છે. ૪ વાયુ, પિત્ત, કફ ત્રણેનો કોપ મળીને સર્વે લક્ષણો હોય તો સન્નિપાતસંગ્રહણી જાણવી. ૫ આમ વાયુમાંથી આમસંગ્રહણી થાયછે, તેનાં લક્ષણ કોઇ વેળાએ આઠ ચાર દિવસે,અથવા દરરોજ ઝાડાવાટે આમ પડેછે,તેને આમસંગ્રહણી કેહેછે.

## અતિસારનો ભેદ પ્રવાહિકા.

प्रवाहिका चतुर्धा स्यात् पृथक्दोषैस्तथास्रतः ॥ २४५ ॥

પ્રવાહિકા નામે અતિસારનો ભેદ ચાર પ્રકારે થાયછે. તેમાં ૧ વાતપ્રવાહિકા, ૨ પિત્તપ્રવાહિકા, ૩ કફપ્રવાહિકા, ૪ રક્તપ્રવાહિકા હોય છે. તેનાં લક્ષણ વાયુનો કોપ થઇ, પેટમાં કફનો સંચય કરીને પરેહજી પટ્ય, નહી રાખનારને ઝાડા વાટે કફમિશ્રિત, મળ પાતળો ઝાડો ઘણો થાયછે, તેને પ્રવાહિકા અથવા ભસ્રો કહેછે.—૧ વાતપ્રવાહિકાથી શૂલાદિક વાયુ કોપનાં લક્ષણો થઇ, પેટમાં કફબંધાઇ ઝાડાવાટે ફીણ અને કફ સહિત મળ પાતળો ભસરો ઝાડો થાયછે, તેમાં થોડો કફ પણ હોયછે, તેને વાતપ્રવાહિકા કહે છે. ૨ પિત્તપ્રવાહિકાને દાહાદિક બળત્તર સાથે પિત્તના લક્ષણો થઇ, ઝાડાવાટે પીળો, લીલો ઝાડો થાય, તેને પિત્તપ્રવાહિકા કહેછે. ૩ કફ કોપથી આળસ, સાંધેસાંધા અંબાય, કળત્તર ઇત્યાદિક કફકોપનાં લક્ષણો થઇ ઝાડાવાટે કફમિશ્રિત ઝાડો થાય, તેનો રંગ સફેદ હોય, તેને કફ પ્રવાહિકા કહેછે. ૪ લોહીના કોપે ઝાડાવાટે લોહી—રક્તમિશ્રિત ઝાડા થાય, તેને રક્તપ્રવાહિકા કહેછે.

## અજીર્ણ.

अजीर्णं त्रिविधं प्रोक्तं विष्टब्धं वायुना मतम् ॥२४६॥ पित्ताद्विदग्धं विज्ञेयं कफेनामं तदुच्यते ॥ विषाजीर्णं रसादेकं

અન્નાદિક ખાધેલા ખોરાકનું પાચન થતું નથી, તેને અજીર્ણ કહેછે;

તેમાં ત્રણ પ્રકારે વાયુમાંથી રોગ થાયછે; ચોથું અજીર્ણ અન્નાદિક વજનદાર, સખ્ત, રૂક્ષ ખોરાક વધારે ખાધાથી અથવા ભૂખ ન છતાં ઉપરા ઉપરી ખાધાથી થાયછે.—૧ વાયુમાંથી જે થાય તેને વિષ્ટબ્ધાજીર્ણ કહેછે, તેથી શરીરને અનેક પ્રકારે શૂળાદિક વેદના, પેટનું ફુગવું, વાયુ કોપે અનેક વેદના થઈ મળમૂત્રનું અટકવું, શૂકાવું, મતિભ્રમ થવું, સાંધેસાંધ અંબાયકળત્તર થાય ઈત્યાદિ લક્ષણો થાયછે. ૨ પિત્ત કોપે અજીર્ણ થાય તેને વિદગ્ધાજીર્ણ કહેછે, તેથી ભ્રમ, શોષ, પ્યાસ, મૂર્છા, શરીરને સંતાપાદિક અનેક પિત્તકોપની વેદના, તીખ્ખા, તૂરા, કડવા, ખટાસ ભરેલા ઓડકાર, શરીરે પસીનો, બળત્તર ઈત્યાદિક પિત્તકોપનાં લક્ષણો થાયછે. ૩ કફકોપથી જે અજીર્ણ થાય તેને આમાજીર્ણ કહેછે, તેથી શરીરને અતિભાર, કોરી સુકી ઉલટી, ગળાને તથા આંખોને સોજો; થોથર ખટાસ વિના તુરા, ખારા મિઠાસ ભરેલા ઓડકાર ઈત્યાદિક કફકોપના લક્ષણો થાયછે. ૪ અજીર્ણ અન્નાદિક ખોરાક વજનદાર, સખ્ત, રૂક્ષ ખાધાથી અથવા એક વખતે ખાધેલા ખોરાકનું પાચન ન થવા અગાઉ ફરીને ઉપરા ઉપરી ખાધેલા ખોરાકથી જે અજીર્ણ થાયછે, તેને વિષાજીર્ણ કહે છે; તેનું પરિણામ વિષ, ઝેર જેવું, મરણતોલ કરનાર, મૃત્યુકર્ત્તા છે. એવી રીતે ચાર પ્રકારના અજીર્ણરોગ જાણવા.

## અળસક, વિષૂચ્યાદિ એટલે અજીર્ણમાંથી થતી મોરચીનો રોગ.

दोषैः स्यादलसास्त्रिधा ॥ २४७ ॥ विषूची त्रिविधा प्रोक्ता दोषैः सा स्यात्पृथक् पृथक् ॥ दंडकालसकश्चैव एकैव स्याद्विलंबिका ॥ २४८ ॥

વાયુ, પિત્ત, અને કફ એ ત્રણ દોષોના જૂદાં જૂદાં લક્ષણમાં; ૧ અળસક રોગ ત્રણ પ્રકારે થાયછે. ૨ અજીર્ણમાંથી ઝાડાઊલટી થાયછે. ૩ વિષૂચી વાતાદિ દોષના ભેદથી જૂદી રીતે ત્રણ પ્રકારે મોરચી થાયછે. ૪ દંડકાળસક અને ૫ વિલંબિકા નામે બે રોગ મોરચીનાજ ભેદ છે એમ જાણવું.—૧ જે અજીર્ણ ઝેર સરખું થઈ મરણ તોલ કરે, તેને વિષાજીર્ણ કહે છે. ૨ અજીર્ણસંબંધી રોગ પેટમાં સ્થિર રહીને, ખાધેલા ખોરાકનું પાચન થતું નથી, તેની (લશી) ચિકાશ ભરેલી આમ થઈને, શૂળાદિક, અતીશે ઉપદ્રવ થાયછે, વાયુના કોપે મળમૂત્ર શુકવી, અટકાવ થાય, મતિભ્રમ થાય, ચમત્કારી શબ્દો બોલે, સાંધેસાંધા અંબાય, શરીરને મરડે, હાથ પગ તુટે

પછાડે, વાયૂનો કોપ ઉપર ચહડે, પાણીને શોષ પડે, ઓડકાર આવે ઈત્યાદિક લક્ષણો જેને થાય, તેને અલસક રોગ કહે છે. ૨ અજીર્ણથી ઝાડા ઉલટી થઈ શરીરના સાંધામાં સોઈઓ ભોકાયા જેવી વેદના થાય, ૩ મૂર્છા, બેશૂધ પડવું, અતિસાર જેવો અતીશે ઝાડો થાય, ઉલટીઓ, પાણીનો શોષ, શૂળ, ભ્રમતા, શરીરે અને સાંધામાં દુઃખાવો, બગાશા, બળતર, દાહ, શરીરનો રંગ બદલાય, રંગ રૂપ ફરી જાય, કંપારો થાય, હૃદયને પીડા, મસ્તકમાં શૂળ ઈત્યાદિ લક્ષણો થવાથી તેને વિષૂચી એટલે મોરચી કહેછે. અળસક અથવા મોરચી રોગનું અસાધ્ય, એટલે જોખમ ભરેલો રોગ વધવાથી, રોગીના દાંત, ઓઠ, નખોનો રંગ બદલાઈ કાળો થાય, મતિભ્રમ બેશુદ્ધ થાય, ઘણી ઉલટીઓથી, નબળાઈ થઈ આંખો ઉંડાણ જાય ગળામાંથી શબ્દ ઉંડાણમાં, ઝીણો, નબળો નિકળે, શરીરના સર્વે સાંધા તુટે, છુટે, એવા લક્ષણો રોગીને થવાથી જોખમ ભરેલું જાણવું, તેને મહામારી કહેછે.

૪ માણસ લાકડાં જેવું અચલ વાંકો થાય, મરડાઈ જાય, તે મોરચીને દંડાળસક કહે છે; મોરચીનું અતીશે બળ વધ્યાથી વાતાદિ ત્રણે મળીને પ્રાણનાશ, તેનું મરણ તાકીદે થાય છે. ૫ મોરચીનું ભેદ વિલંબિકા છે, તે વાતાદિ ત્રણે દોષો મળીને હોય, અને સ્વરૂપે અસાધ્ય જોખમ ભરેલો થાય, તેમાં ઘણું કરીને એ રોગની ધાસ્તી રાખનારનું લોહી બગડીને પાણી થાયછે, અથવા ગીચવસ્તીમાં રેહવાથી, દુરગંધીથી, ખરાબ હવામાં રેહવાથી, બગડેલું પાણી પીધાથી, ફળ, મેવો, ધાન્ય, માંસ, માછલી, ભાજી, તરકારી ઈત્યાદિ બગડેલી સડેલી જણસનો ખોરાક ખાધાથી, ઈત્યાદિ કારણોથી માણસના પેટમાં કરમ, જીવડા, કાળમૂખના ઝેરી જંતો અતીશે થાયછે, તેનું બળ અતીશે થવાથી એ રોગનો ફેલાવો થઈ ઊડે છે, તેને દંડકાળસક અને વિલંબિકા બે મોરચીના ભેદ કેહેછે.

## હર્શ રોગ.

अर्शांसि षड्विधान्याहुर्वातपित्तकफासतः ॥ सन्निपाताच्च संसर्गात्तेषां भेदो द्विधा स्मृतः॥२४९॥सहजोत्तरजन्मभ्यां तथा शूष्कार्द्रभेदतः।

હર્શ રોગ છ પ્રકારે થાય છે, તેમાં ૧ વાતાર્શ, ૨ પિત્તાર્શ, ૩ કફાર્શ, ૪ સન્નિપાતાર્શ, ૫ રક્તાર્શ, ૬ સંસર્ગાર્શ. એ પ્રમાણે હર્શ થાય છે; તેને મૂલ વ્યાધિ કહે છે. તેમાં જુદા બે ભેદ છે; એક સહજ એટલે શરીરના

જન્મથી ઉત્પન્ન થાયછે; બીજાનું ઉત્તર જન્મ એટલે જન્મ્યા પછી મિથ્યાહારવિહારાદિકે એટલે વગર વિચારે ખાધેલા પીધેલા ખોરાક અને ક્રીડા, ફરવું, રખડવું, બદચાલ ઇત્યાદિ કારણોથી વાયુનો કોપ થઇ, વાતાદિ દોષોં બગડી રોગ ઉત્પન્ન થાયછે,તેના બે ભેદમાં એક શુષ્ક એટલે સુક્કા,રૂક્ષ મસ્સા દુઃખેછે, અને બીજા આર્દ્ર એટલે કેટલાક મસ્સામાંથી લોહી વહેછે.

ઝાડાની જગ્યામાં સાડા પાંચ આંગળનું ગુદ લાંબુ છે, તેમાં ત્રણ શંખોના ઘેરાવા સરખા તેનાં મુખ છે,ત્યાં વાતાદિ દોષના કોપે બગડી બંધાઇને માંસરૂપી અંકુર મસ્સા બાહાર આવે છે, તેને હર્શ કહે છે. ૧ વાતાર્શ, એટલે વાયૂના દોષથી હર્શરોગ થવાથી, મસ્તક, પીઠ, કંબર, પગ, જાંગ, અંડ સંધીમાં પીડા, દુઃખ, શૂળ, છીંકો, ઓડકાર, મળમૂત્રનો અટકાવ, હૃદયને પીડા, શરીર અંબાય, કળતર થાય, શ્વાસ,ખાંશી, ભૂખ બેસી અગ્નિમંદ થાય, કાનમાં અનેક શબ્દો, બુદ્ધિને ભ્રમ, શરીરની ચામડી, નખો, મળ, મૂત્ર, આંખો, મુખના ચેહરાનો રંગ બદલાઇ કાળાસે થાય ઇત્યાદિ વાયૂકોપના લક્ષણો થઈ,ઝાડાની જગ્યામાંહે અંકુર એટલે હર્શ વાયુથી વ્યાપ્ત હોયછે; તે મસા સુક્કાં સખ્ત મળને અટકાવેછે; તેનો દેખાવ ગાયની જીભે કાંટા હોય તેવા, કરટવેલનું ઝાડ અને તેના ફળ જેવા ખડબચડા વાંકા, ઝીણા, અણીયાળા, અથવા તિનદોડા; બોર, ખજુર કે રાનકાપશીના ફળ જેવા ઝીણા હોય છે; તેમા કેટલાક મસ્સા કોલંબા વૃક્ષના ફુલ જેવા મોહટા અથવા સરશીના ફુલ જેવા ઝીણા હોયછે; તે મસ્સાના માથા ઉપર બારીક બીજા માંસના દાણા ફુટે ઇત્યાદિ લક્ષણો વાયુના હર્શને થાયછે. ૨ પિત્તાર્શ, પિત્ત કોપે હર્શ થવાથી શરીરે દાહ, બળત્તર, તાવ, પસીનો, શોષ, પ્યાસ, મતિભ્રમ, મૂર્છા, સાંધા અંબાય, કળત્તર થાય ઇત્યાદિ પિત્તકોપનાં લક્ષણો થઇ, ગુદમાર્ગે મસ્સાના દાણા લાલ રંગે, પીળા રંગે, કળાસ છત્તા, તેના પ્રથમ ભાગની અણી અસમાની રંગે હોય, તેમાંથી લોહી પડે તેમાં આમગંધી હોયછે; તે મસ્સા સૂવાળા, નર્મ છતાં લાંબા હોયછે; તેના મુખ પોપટની જીભ અથવા જળોના મુખ જેવા હોયછે; તેમાં કેટલાક મસ્સા જવ સરખા અને વચમાંથી જાડા હોયછે; શરીરની ચામડી ઇત્યાદિનો રંગ પીળો, લાલ, લીલોઇત્યાદિ લક્ષણો પિત્ત હર્શને થાયછે. ૩ કફાર્શ, કફ કોપે હર્શ થવાથી ખાંશી, શ્વાસ, મુખવાટે લાળ ગળે, શરીરે પરસેવો, મુખે અરૂચી, ભૂખ બેસી જાય સળકમ, બળગમ, પરમો, મળમૂત્રનો અટકાવ, મસ્તક ભારી, તાવ, તાહડીયો તાવ, સ્ત્રીયો વિષે અપ્રીતિ, અગ્નિમંદ, ઊલટી, પેટમાં આમનો વિ-

કાર, અડસંધી, બસ્તી અને નાભિમાં દુ:ખાવો ઈત્યાદિ કફાર્શનાં લક્ષણો થાયછે. ૪ સન્નિપાતાર્શ, વાયુ,પિત્ત અને કફ ત્રણેના દોષો મળેથી હર્શ થવાથી ઉપલા ત્રણે રોગનાં લક્ષણો ભેળાં હોય છે. ૫ રક્તાર્શ, લોહીનો કોપ, લોહી ઉકાળાથી હર્શ રોગ થવાથી દાહાદિક, બળત્તરાદિક સાથે પિત્તનાં લક્ષણો થઈ, ઝાડાવાટે માંસરૂપી અંકુર દાણા મસા વડના ફળ જેવા, અને ચણોઠી કે પરવાળા જેવા લાલ હોય છે; તેમાંથી એકાએક લોહી અતિશે ગળેછે; તે ગરમ હોયછે, મળમૂત્રનો અટકાવ થઈ શરીરમાંથી, લોહી ઘટી જઈ શ્રાવણ મહિનામાં દેડકાના રંગે પીળો થાય છે; તેવી રીતે માણસનો પીળો રંગ, નિસ્તેજ, શક્તિહિણ, આંખોના ડોળા ઝાંખા કુબડા, વાંકા થાય ઈત્યાદિ લક્ષણો થાય છે. ૬ સંસર્ગાર્શ, એ રોગ વંશપરંપરા વારસાથી ઉતરતો આવેલો હોય છે. તે બાળકના જન્મની સંગાથે હર્શનો રોગ ઉત્પન્ન થાયછે. તેને ગ્રંથાંતરી સહજાર્શ કહેછે.

## હર્શનો ભેદ ચર્મકીળ રોગ.

त्रिधेव चर्मकीलानि वातात्पित्तात्कफादपि ॥ २९० ॥

ચર્મકીળ એટલે ( ગુદોષ્ટા ) ઝાડાની જગ્યાનાં હોઠને ચામડોના ખિલા, મેખ જેવા માંસરૂપી મસા હોય છે, તે સ્થિર રહીને સખ્ત ત્રણ પ્રકારે હોયછે, તેમાં ૧ વાત ચર્મકીળ, ૨ પિત્ત ચર્મકીળ, ૩ કફ ચર્મકીળ. એવી રીતે ત્રણ પ્રકારે ચર્મકીળ રોગ થાય છે. ૧ વાયુ કોપથી ગુદ હોઠ મસ્સાને સખ્ત શૂળદિક વેદના. થાય તેને વાતચર્મકીળ કહે છે. ૨ પિત્ત કોપથી ગુદ હોઠના માંસરૂપી મસ્સા લાલ, રક્તવર્ણે છતાં કળાસે થાયછે, તેને પિત્તચર્મકીળ કહેછે. ૩ કફ કોપથી ગુદહોઠના મસ્સા ઘણા સુવાળા હોયછે, તેને કફચર્મકીળ કહેછે.

## કૃમિરોગ એટલે જીવડાનો જંત રોગ.

एकाविंशतिभेदेन क्रमयः स्युर्द्विधोच्यते ॥ बाह्यास्तथाऽभ्यंतरे च तेषु यूका बहिश्चिराः ॥२९१॥ लिख्याश्चान्येंतरचराः कफात्ते हृदयादकाः ॥ अंत्रादा उदरावेष्टाश्चुरवश्च महागुहाः ॥२९२॥ सुगंधा दर्भकुसुमास्तथा रक्ताश्च मातराः ॥ सौरसा लोभविध्वंसा रोमद्वीपा उदुंबराः ॥२९३॥ केशादाश्च तथैवान्ये शकृज्जाता मकेरुकाः ॥ लेलि-

हाश्च सलुनाश्च सौसुरादा ककेरुकाः ॥२९४॥ तथान्यः कफरक्ताभ्यां संजातः स्नायुकः स्मृताः ॥

એકવિશ પ્રકારના કૃમિરોગ થાય; તેમાં બે ભેદ છે, એટલે શરીરની ઉપર રેહનાર એક અને બીજા અંદરના ભાગમાં હોયછે. શરીર ઉપર રેહનાર એક જાતની જુવો, બીજી ચિરા અને ત્રીજી લિખો એ ત્રણ પ્રકારે કૃમિ ઉપરના જાણવા; અને અઢાર પ્રકારે અંદરના કૃમિ રોગ થાય છે, તેનું પ્રસિદ્ધ નામ જંત છે, તેના જુદા ભેદ અને નામો;=૧ પેહલું હૃદયાક, ૨ બીજું અંત્રાદ, ૩ ઉદરાવેષ્ટ, ૪ ચુખ, ૫ મહાગુહ, ૬ સુગંધ, ૭ દર્ભકુસુમ. એવી રીતે સાત પ્રકારે કૃમિ કફજન્ય જાણવા.—૧ માત્તર, ૨ સારસ, ૩ લોમવિધ્વંસ, ૪ રોમદ્વીપ, ૫ ઉદુંબર, ૬ કેશાદ. એ છ પ્રકારે રક્તજન્ય જાણવા.—૧ મકેરૂક, ૨ લેલિહ, ૩ સલૂન, ૪ સૌસુરાદ, ૫ કકેરૂક. એ પાંચ પ્રકારે કૃમિ મળજન્ય જાણવા. એ પ્રમાણે અઢાર અંદર ભાગના અને ત્રણ ઉપરના મળીને એકવીસ પ્રકારે કૃમિરોગ જાણવા. કફરક્ત એટલે કફ અને લોહીના બગાડમાંથી કૃમિરોગ ઉત્પન્ન થાય છે, તેને સ્નાયુક કહેછે, તેનું પ્રસિદ્ધ નામ નારૂ, વાળો છે; તે કેટલાકને શરીરે નિકળેછે. ૧ શરીરના વાળમાં, મેલા વસ્ત્રને આસરે જંત રહેછે, તે તલ જેટલી કાળી અને સફેદ ઘણાક પગ વાળી હોય; તેને જું કહેછે. બીજી તેથી ઝીણી હોય તેને લિખો કહેછે. ત્રિજી ચિરા નામે જુંવોનો ભેદ છે; તે વિશે માધવાચાર્ય રૂષિએ અંતર્ભાવ કીધો; માટે તેના મતે વીસ પ્રકારે કૃમિરોગ છે; અને શારંગધરાચાર્યએ જુદી ગણતરી કીધાથી ચિરાસાથે મેળવી, એકવીસ પ્રકારે કૃમિરોગ ઠરાવ્યા. પેટના કૃમીરોગનો કોપ થવાથી તાવ, શરીરે નિરતેજપણું, શૂળ, હૃદયને પીડા, ઓકારી, ભ્રમતા, અન્નદ્વેષ, અતિસારાદિક ઉપદ્રવ થાયછે.—૧ કફ જન્યરોગમાં હૃદયાક, ૨ અંત્રાદ, ૩ ઉદરાવેષ્ટ, ૪ ચુખ ૫ મહાગુહ, ૬ સુગંધ, ૭ દર્ભકુસુમ. ઉપર લખેલા સાત પ્રકારે કૃમિરોગ કફના આમસ્થાને થાય છે; તેનો કોપ થવાથી ઉપર ચહડે, નિચે ઉતરે ચારેતરફ પસરે છે, તે જંત સફેદ રંગે, તાંબુશ વર્ણે, ન્હાના, મોહટા, લાંબા, અને કેટલાક ધાન્યની ચમરી જેવા હોય છે; તેથી અરૂચી, મુખમાંથી લાળ ગળે, અગ્નિમંદ, મૂર્છા, ઓકારી, તાવ, શરીરે ગળવું, નબળાઈ, છીંકો, બળગમ, સળકમ ઈત્યાદિક ઉપદ્રવ થાયછે.—૧ રક્તવાહી નસો સ્થાનના લોહીમાંથી થતો કૃમીરોગમાં ૧ માત્તર,

૨ સારસ, ૩ લોમવિધ્વંસ, ૪ રોમદ્વીપ, ૫ ઉદુંબર, ૬ કેશાદ, એ ૭ પ્રકારે કૃમિરોગ થાય છે. તેનો રંગ લોહી જેવો, ઝીણા, ટુંકા, નાહના, કેટલાક જણાતા નથી તેવા હોયછે, તે કુષ્ટ, પરૂ કરનાર રોગને ઉત્પન્ન કરેછે.

૧ મળજન્ય કૃમીરોગમાં મકેરૂક, ૨ લેલિહ, ૩ સલૂન, ૪ સૌસુરાદ, ૫ કકેરૂક એ પાંચ પ્રકારે કૃમિરોગ પકવાશયમાં થાય છે, તે સફેદ, પીળા, કાળાસ વર્ણે, લાંબાં અને ગોળ હોયછે, તેનું ગમન, ચોતરફ થાય, ગુદના રસ્તે ઘણી વખતે નીચે ઉતરેછે, તેનો ઘણો કોપ થવાથી આમસ્થાને ઉપદ્રવ થાયછે, તેથી શ્વાસ, ઓડકાર, ચળ, ખજવાળ, બળહિણતા, નબળાઈ, શૂળ, અગ્નિમાંદ્ય, ભૂખ બેશી જાય, શરીરનો રંગ પીળો થાય ઈત્યાદિક ઉપદ્રવ થાય છે.

## પાંડુરોગ.

पांडुरोगाश्च पंच स्युर्वातपित्तकफास्त्रिधाः॥२९१॥ त्रिदोषैर्मृत्तिकाभिश्च।

પાંડુરોગની ઉત્પત્તિ વાતાદિ દોષના કોપે થઈ લોહી બગડી શરીરનો રંગ પિળો, પાંડુરવર્ણ થાય તેના નામ ૧ વાતપાંડુ, ૨ પિત્તપાંડુ, ૩ કફપાંડુ, ૪ ત્રિદોષપાંડુ, ૫ મૃત્તિકાપાંડુ. એ પ્રમાણે પાંચ પ્રકારે પાંડુ રોગ થાયછે.

૧ શરીરની ચામડી, મળમૂત્ર, ચેહરો પિળા રંગે, તેજહિણ, કૃષ્ણવર્ણે, શામળો, અરૂણવર્ણ થાય. શરીરે કંપારો, પીડા, દુઃખ, ભ્રમ ઈત્યાદિક લક્ષણો વાયુના પાંડુરોગને થાયછે. ૨ શરીરની કાંતિ, મળમૂત્ર, નેત્ર પિળાવર્ણે, પિત્તવર્ણે, શરીરે દાહ, બળત્તર, તૃષા, તાવ ઈત્યાદિક લક્ષણો પિત્તપાંડુ રોગને થાયછે. ૩ શરીરની ચામડી, મળમૂત્ર, ચેહરો, આંખો સફેદ વર્ણે, સોજો થોથર, આળસ, આંખોને અંધારા, ઝાંખ, શરીર વજનદાર ઈત્યાદિક લક્ષણો કફપાંડુ રોગને થાય છે. ૪ વાત, પિત્ત, કફ ત્રણે રોગના લક્ષણો મળીને જે પાંડુરોગ થાય, તે ત્રિદોષજ પાંડુરોગ જાણવો. ૫ મટોડી, રાખ ખાધાથી જે પાંડુરોગ થાયછે, તેમાં જે દોષનો કોપ હોય, તેવા લક્ષણો થાય છે.

## કમળો, કામળા, કુંભકામળા, હલીમક રોગ.

तथैका कामला स्मृता ॥ स्यात्कुंभकामला
चैका तथैव च हलीमकम् ॥ २९६ ॥

કમળાનો રોગ એક જાતનો છે. તેને કાવિળ અથવા કામિણ

કહેછે; તે પાંડુરોગોની પરીક્ષા ન થવાથી અથવા રોગીએ દરકાર ન રાખ-
વાથી થાય. કોઈને પોતાની મેળે પણ થાયછે; તેમાં બે ભેદ હોયછે, એક
કુંભ કામળા, બીજો હલીમક કામળા રોગ.—૧ તિખાસ ભરેલા પિત્ત વધા-
રનાર પદાર્થ અતિશે ખાધાથી, પિત્ત અને લોહી, માંસ બગડીને માણસની
આંખો, ચામડી, નખો, ચેહરો, પિળો હળદ જેવો થાયછે, મળમૂત્ર લોહીવર્ણે,
પિળા, પિત્તવર્ણે જેમ શ્રાવણ મહિનાના દેડકાનો રંગ પિળો થાય તેવો
દશે ઇંદ્રિયોને વ્યાકુળતા, ગભરાટ દાહ, અગ્નિમંદ દુર્બળપણું, અજીર્ણ
ઇત્યાદિક લક્ષણો કાવિળ રોગમાં થાયછે.—૨ કાવિળ રોગ ઘણા દિવસ
રહ્યાથી કોઠામાં વાતાદિ દોષનો કોપ થઈ,તેમાંથી કુંભકામળાનો રોગ ઉત્પન્ન
થાયછે, તેનાં લક્ષણ મળમૂત્ર કાળા રંગે, શાંમળા રંગે થાય, શરીરે સૂજ,
થોથર, આંખો લોહી વર્ણે, પિળા રંગે, ઓકારી ઇત્યાદિક લક્ષણો થાયછે;
તે રોગ કષ્ટસાધ્ય જાણવો. પાંડુરોગોમાંથી અવસ્થા બગડી તો હલીમક રોગ
થાયછે; તેનાં લક્ષણ; પિત્ત વાયુનો કોપ થઈ શરીર પાંડુરવર્ણ પિળા, લીલા,
હરિતવર્ણ, કાળાસ, શામળા રંગે, પિત્તવર્ણે થાયછે; શક્તિ ક્ષીણ; આંખે
ઝાંખ અંધારા, ભૂખ બેસી જાય; હલકો તાવ, સ્ત્રીવિશે અપ્રીતિ; શરીરે
પીડા, શ્વાસ, ખાંશી, શોષ, અરૂચિ, ભ્રમ ઇત્યાદિક લક્ષણો થાયછે; તે રોગ
કષ્ટસાધ્ય જાણવો.

### રક્તપિત્ત એટલે લોહી પડવાનો રોગ.

रक्तपित्तं त्रिधा प्रोक्तंऊर्ध्वगं कफसंगतम् ॥ अधोगं मारुताज्ज्ञेयं
तद्द्वयेन द्विमार्गकम् ॥ २९७ ॥

રક્તપિત્ત ત્રણ પ્રકારે થાયછે. તેમાં એક ઊર્ધ્વગામી એટલે મુખવાટે
લોહી પડેછે, તે કફસંબંધી રોગ જાણવો; બીજો અધોગામી એટલે ઝાડાવાટે
લોહી પડેછે, તે વાયુસંબંધી રોગ જાણવો; ત્રીજો ઝાડા અને ઉલટી બેહુ
માર્ગોએ લોહી પડેછે, તે કફ અને વાયુસંબંધી રોગ જાણવો. ૧ અગ્નિનો
શેક, અતિ મહેનતનો થાકોટો, શોકાતુર, ચાલનાર, મંજલ કાપનાર, બે-
પીયો, મૈથુન ઇત્યાદિકની અતિશે ટેવ રાખવાથી, તીક્ષ્ણ, ઉષ્ણ, ક્ષાર, ખાર,
ખટાસ ઇત્યાદિક પદાર્થનું અતિશે સેવન ખાધાપીધાથી પિત્તનો કોપ થઈ
લોહીનો બગાડો, ક્રોધ, ઉછાળો થઈ મુખ અને ઝાડાવાટે લોહી પડેછે,
તેને રક્તપિત્ત કહેછે.

## કાસરોગ ખાંશી, ઠાસો.

कासाः पंच समुद्दिष्टास्ते त्रयस्तु त्रिभिर्मलैः ॥ उरःक्षताच्चतुर्थः स्यात् क्षयाद्धातोश्च पंचमः ॥ २५८ ॥

કાસ રોગ પાંચ પ્રકારે થાયછે. ૧ વાતકાસ, ૨ પિત્તકાસ, ૩ કફકાસ, ૪ છાતીમાં અતિ દુઃખ, લુહાર ઘણ મારે તેવી રીતે ઘણું વાગે, એવું અતિ દુઃખ થાયછે, તે ઉરઃક્ષતકાસ, ૫ ધાતુક્ષય કાસ, એ પ્રમાણે પાંચ પ્રકારે કાસરોગ થાયછે. તેના લક્ષણ વાતાદિ દોષનો કોપ થઈ; મુખવાટે કફ પડે અથવા સુક્રી ખાંશી થાય, તેને કાસ કહેછે.

૧ પેટમાં, પાંસળામાં, હૃદયમાં, લમણામાં, મસ્તકમાં શૂળ, મુખને શોષ, બળહિણ, શબ્દ અને શરીરનું તેજ ક્ષીણ થાય, સુક્રી ખાંશીઆવે, અને તેનો વેગ હમેશા હોય; ગળાનો શબ્દ બગડી બેસુર થાય, ખોખરો અવાજ નિકળે ઈત્યાદિક લક્ષણો વાતકાસને થાયછે. ૨ છાતીમાં દાહ, બળતર, તાવ, મુખને શોષ, તૃષા મુખવાટે કફ પડે, તે પિત્તવર્ણે પિળો દાઝેલો હોય, મુખને સ્વાદ કડવો ઈત્યાદિક લક્ષણો પિત્તકાસને થાયછે. ૩ મુખને ચિકાસ, મસ્તકને પીડા, કફથી શરીર વ્યાપ્ત સખ્ત ભરેલું, મુખવાટે કફ પડે તે ભરગચ અને સફેદ રંગે, ભૂખ બેસી જઈ અરોચક રોગ થાય, અજીર્ણ ખજવાળ, શરીરે ભારીપણું ઈત્યાદિ લક્ષણો કફ કાસને થાયછે. ૪ અતિ સ્ત્રિનો સંગ કરે, અતિ ભાર ઉપાડે, માર્ગે ઘણું ચાલે, મલ્લયુદ્ધ કરે ઈત્યાદિકથી શરીરનું તેજ હિણ થઈ, છાતીમાં વાયુથી ક્ષત, ચાઠું, વ્રણ, બગાડ, નાસુર જેવી ટુંટફાટ થાય, તેથી પ્રથમ સુક્રી ખાંશી આવે, પાછળથી મુખવાટે લોહી સાથે કફ પડે; કંઠને પીડા, તાવ, શ્વાસ, તૃષા; ખબુતર જેમ ઘુંઘું કરેછે તેમ.ગળામાંથી શબ્દ થાય, પાંસળામાં શૂળ અને સર્વે સાંધામાં વેદના ઈત્યાદિક લક્ષણો ઉરઃક્ષત કાસને થાયછે. ૫ શુક્રાદિ ધાતુનો ક્ષય થવાથી ખાંશી થાય, શરીર ઘસાઈ ક્ષીણ થાય, તાવનો ઉપદ્રવ ઉપજે ઈત્યાદિક લક્ષણો ધાતુક્ષય કાસને થાયછે.

## ક્ષયરોગ.

क्षयाः पंचैव विज्ञेयास्त्रिभिर्दोषैस्त्रयश्च ते ॥ चतुर्थः सन्निपातेन पंचमः स्यादुरःक्षतात् ॥ २५९ ॥

ક્ષયરોગ પાંચ પ્રકારે થાયછે. તેમાં ૧ વાતક્ષય, ૨ પિત્તક્ષય, ૩ કફક્ષય, ૪ સન્નિપાત ક્ષય, ૫ ઉરઃક્ષત ક્ષય, તેને રાજયક્ષ્મા કહેછે.

૧ કંઠના શબ્દમાં ભેદ, હાથ પગ, પાંસળામાં શૂળાદિક ઉપદ્રવ થઈ શરીર ક્ષીણ થાય, તેને વાતક્ષય કહેછે. ૨ તાવ, દાહ, બળતર, અતિસાર, લોહીનો ઉકાળો—ઉછાળો ઈત્યાદિક લક્ષણો પિત્તક્ષયને થાયછે. ૩ મસ્તક ભારી જડ, અન્નાદિ ખોરાકનો દ્વેષ, ખાંશી, ગળામાં પીડા ઈત્યાદિક ઉપદ્રવ કફ ક્ષયને થાયછે. ૪ વાત, પિત્ત, કફ એ ત્રણે દોષનાં લક્ષણો મળેલાં હોય તો તેને સન્નિપાત ક્ષય કહેછે. ૫ બળવંતોથી મલ્લયુદ્ધ કરવું, ઘણું પડી રેહવું, ઘણી મેહેનત કરવી, શરીર ઉપર અતિભાર ઉપાડવો, ઘોડા ઈત્યાદિની અગાઉ દોડવું અતિ વજનદાર જણસ અથવા પથર ઉપાડી ફેંકવા, એકાએક દુરથી દોડી આવી છલંગ મારવી, મહાનદી અથવા સમુદ્રમાં ઘણું તરવું, તાણીને મ્હોટા શબ્દે વારંવાર પોકારવું. ધનુષ્યાદિકનું આકર્ષણ ખેંચતાણ કરવી ઈત્યાદિક ક્રૂર કર્મો કીધાથી, વાતાદિ દોષનો કોપ થઇ છાતીમાં ક્ષત, ચાઠું, બગાડ, ઘારૂં નાસુર થઈને, હૃદયમાં અતિશે વેદના થાયછે; અને બળ, કાંતિ, રૂચિ, જઠરાગ્નિ ઈત્યાદિક અવયવ નબળા થઈ તાવ, દુરબળતા, મુખ વાટે કલાસે પીળો દુરગંધી ભરેલો અને ગાંઠાનો હરહમેશા કફ પડે ઈત્યાદિક લક્ષણો થાયછે; તેને ઉરઃક્ષત ક્ષય કહેછે.

## ક્ષયનો ભેદ, શોષ રોગ.

शोषाः स्युः षट्प्रकारेण स्त्रीप्रसंगाच्छुचोव्रणात् ॥ अध्वश्रमाच्च व्यायामाद्वार्धकादपि जायते ॥ २६० ॥

શોષ રોગ છ પ્રકારે થાયછે, તેનું મુખ્ય કારણ સ્ત્રિઓનો અતિશે સંગ કરવાથી, રસાદિ સાત ધાતુનું શોષણ થઇ; અગર કોઈ પ્રકારે શોકાતુર થવાથી શરીર ક્ષીણ થાય, તેને શોષ રોગ કહેછે. ૧ અતિશેસ્ત્રીસંગ કે ભોગ-મૈથુન કરવાથી શરીર શોષાયછે. ૨ અતિશે સંકટ, ધનશોક, મિત્રશોક, પુત્રશોક, સ્ત્રીશોક ઇત્યાદિક અતિ શોકે શરીર શોષાયછે. ૩ શરીરને વ્રણ, આગંતુક જખમ, ધારા, નાસુર ઈત્યાદિક મહારોગથી શરીર શોષાયછે. ૪ માર્ગે અતિ ચાલવાથી, ખેપો, કાસદાં કરવાથી, શરીરે અતિ મેહેનત કરવાથી શોષાયછે. ૫ અતિમેહેનત વારંવાર કરવાથી શરીર શોષાયછે. ૬ શરીરને વૃદ્ધ અવસ્થામાં અથવા તાવ ઈત્યાદિક રોગથી શરીર શોષાયછે. એ પ્રમાણે છ પ્રકારે શરીરને શોષ રોગ થાયછે.

## દમ, આફૂણ, શ્વાસરોગ.

श्वासाश्च पंच विज्ञेयाः क्षुद्रः स्यात्तमकस्तथा ॥ ऊर्ध्वश्वासो महाश्वासश्छिन्नश्वासाश्च पंचमः ॥ २६१ ॥

શ્વાસ રોગ પાંચ પ્રકારે થાયછે. તેમાં ૧ ક્ષુદ્ર શ્વાસ, ૨ તમક શ્વાસ, ૩ ઊર્ધ્વ શ્વાસ, ૪ મહાશ્વાસ, ૫ છિન્નશ્વાસ. એ પાંચ પ્રકારે શ્વાસ રોગ.

૧ વાયુનો અલ્પ કોપ થઈ, તેમાંથી જો ઊર્ધ્વ (ચડતો) શ્વાસ થાયછે અને શરીરને અતિશે પીડા થતી નથી, તે ક્ષુદ્રશ્વાસ; સાધ્ય જાણવો. ૨ વાયુનો કોપ થઇ ગરદન, મસ્તકને આકૃર્ષણ કરી ખેંચાય, તે વાયુ કફ-યુક્ત થઇને, તેમાંથી અતિ જલદ વેગે શ્વાસ ઉપર ચડેછે, અને ગળામાં ઘુર ઘુર અવાજ, શળકમ, બળગમ, મુખે સુકવણી, પાંસળામાં વેદના, મુખવાટે કફ પડતી વખતે અતિશે દુઃખ થાયછે; કફ પડવાથી ઘડીક સુખ જણાય, સુતાથી દમ ઘણો ઉછળે, બેઠાથી કંઇક સુખ ઉપજે ઇત્યાદિક લક્ષણો તમક શ્વાસને થાયછે; તે કષ્ટસાધ્ય જાણવો. ૩ વાયુ કોપે અતિ ચડતો શ્વાસ થઇ આંખો ચડાવે, ચંચળ દૃષ્ટિ ઇત્યાદિક લક્ષણો ઊર્ધ્વ શ્વાસને થાયછે. ૪ વાયુના અતિકોપે ઘણો ચડતો શ્વાસ થઈ, દૃષ્ટિ ચંચળ, જ્ઞાનનો અ-ભાવ, બેશુધ, મુખથી શબ્દ કાઢવાને અસમર્થ ઇત્યાદિક લક્ષણો મહાશ્વાસને થાયછે. ૫ વાયુકોપે ચડતો શ્વાસ, હૃદયાદિક મર્મોને વેદના, મૂર્છા, પરસેવો, મુખે સુકવણી, બડબડ ઇત્યાદિક લક્ષણો છિન્ન શ્વાસને થાયછે; એ છિન્ન ઉર્ધ્વ શ્વાસ, મહાશ્વાસ થયા પછી તેની દરકાર ન કીધાથી અસાધ્ય થાયછે.

## હેડકી, ઊચકી, હિક્કા રોગ.

कथिताः पंच हिक्कास्तु सुक्षुद्रा तान्नजा तथा ॥ गंभीरा यमला चैव महत्ती पंचमीति च ॥ २६२ ॥

હિક્કારોગ પાંચ પ્રકારે થાયછે. ૧ ક્ષુદ્રા હિક્કા, ૨ અન્નજા હિક્કા, ૩ ગંભીરા હિક્કા, ૪ યમળા હિક્કા, ૫ મહતી હિક્કા. એ પાંચ પ્રકારે થાયછે.

૧ વિસામો ખાઈ રહી રહીને મંદ વેગે વાયુ ઉપર ચડી, કાખ, છા-તીના સાંધા સુદ્ધી, જે ઉચકી આવેછે; તેને ક્ષુદ્રા હિક્કા કહેછે. ૨ અન્નાદિક ખોરાક અતિશે ખાવામાં અને પાણી ઘણું પીધામાં આવ્યું તો, વાયુનો કોપ થઈ ઉપર ચડે, તેને અન્નજા હિક્કા કહેછે. ૩ જબરો મ્હોટો, ગંભીર શબ્દ નાભીમાંથી નિકળી, વાયુ ઉપર ચડી હેડકી આવે, તેને ગંભીરા હિક્કા

કહેછે. ૪ વાયુ ઉપર ચડી જઈ એક પછી એક રહી રહીને ઘડીકમાં બે વખતે ઉચકી આવે, મસ્તક, ગરદન ધ્રુજાવે, તેને યમળા હિક્કાં કહેછે. ૫ વાયુ ઉપર ચડી જઈને, સર્વે ગાત્રોને, શરીરાવયવને ધ્રુજાવે સર્વે મર્મોને પીડા કરી હમેશા ઉચકી આવે, તેને માહહિક્કા કહેછે. એવી રીતે વાયુ અને કફની મદતે પાંચ પ્રકારે હેડકી ઉત્પન્ન થાયછે.

## ભુખ, જઠરાગ્નીના વિકાર.

चत्वारोऽग्निविकाराः स्युर्विषमो वातसंभवः ॥ तीक्ष्णः पित्तात्कफान्मंदो भस्मको वातपित्तकः ॥ २६३ ॥

જઠરાગ્નિનો વિકાર ચાર પ્રકારે થાયછે. વાયુના દોષે વિષમાગ્નિ જાણવો, ૨ પિત્ત દોષે તીક્ષ્ણાગ્નિ જાણવો, ૩ કફ દોષે મંદાગ્નિ જાણવો, ૪ વાતપિત્ત દોષે ભસ્મકાગ્નિ જાણવો. એપ્રમાણે ચાર વિકાર થાયછે.

૧ કોઈ કોઈ વખતે અન્નાદિક ખોરાકનું પાચન થાયછે, અને કોઈ કોઈ વખતે થતું નથી, તે વિષમાગ્નિ જાણવો. ૨ ખોરાક ખાધા પછી ફરીને તરત જમ્યા હોય, તેનું પાચન સુખે થતું હોય તો, તે તીક્ષ્ણાગ્નિ જાણવો. ૩ થોડુંક ખાધાથી પાચન થતું ન હોય તો, તે મંદાગ્નિ જાણવો. ૪ ભૂખ ઘણી લાગે માટે વારંવાર અન્નાદિક ખોરાક ખાયછે, તેનું પાચન થાય પણ શરીર પુષ્ટ ન થાય; અને તવાય તેને ભસ્મરોગી કહેછે, તે વીશે ગ્રંથો તીક્ષ્ણાગ્નિ મધ્યે ભસ્મકાગ્નિનો અંતર્ભાવ કહેછે.

## અજીર્ણનો ભેદ, ક્ષુધાભાવ, અરોચક રોગ.

पंचैवारोचका ज्ञेया वातपित्तकफैस्त्रिधा ॥ सन्निपातान्मनस्तापात् ॥

અરોચક રોગ પાંચ પ્રકારે છે. ૧ વાતારોચક, ૨ પિત્તારોચક, ૩ કફારોચક, ૪ સન્નિપાતારોચક, ૫ મનને સંતાપ થઈ તેના દુઃખે થાય, તે સંતાપારોચક; એ પ્રમાણે પાંચ પ્રકારે અરોચક જાણવા.

૧ વાયુદોષથી દાંતને ખટાસ, મુખને તૂરાસ, હ્રદયને પીડા ઇત્યાદિક લક્ષણો વાતા રોચકને થાય છે. ૨ પિત્ત દોષથી મુખને કડવાસ, ખટાસ, ઉષ્ણતા, સ્વાદહિણ, તૃષા, દાહ, બળતર ઇત્યાદિક લક્ષણો પિત્તારોચકને થાય છે. ૩ કફ દોષથી મુખને ખારાસ, મીઠાસ, ચીકાસ, શરીરે શૈત્ય, શીતળતા સહિત વજનદાર, સુવાળું ઇત્યાદિક લક્ષણો કફારોચકને થાયછે. ૪ વાયુ,

પિત્ત, કફ ત્રણેનો દોષો મળેલો હોય તો. તેને સન્નિપાતારોચક કહે છે. ૫ મનનાં સંતાપેથી જે અરોચક થાય, તે મધ્યે જે દોષોનો કોપ થયો હોય તેના લક્ષણો થાય.

## ઉલટી, છર્દિ રોગ.

छर्दयः सप्तधा मताः ॥२६४॥ त्रिभिर्दोषैः पृथक् तिस्त्रः कृमिभिः सन्निपाततः ॥ घृणया च तथा स्त्रीणां गर्भाधानाच्च जायते ॥२६५॥

છર્દિ રોગ સાત પ્રકારે થાયછે. ૧ વાતા છર્દિ, ૨ પિત્તા છર્દિ, ૩ કફાછર્દિ, ૪ જીવાતના વિકારે થાય તે જંત છર્દિ, ૫ સન્નિપાત છર્દિ, ૬ ખરાબ,તીક્ષ્ણ, પદાર્થોની દુરગંધીથી મનને વિકાર થવાથી અમેધ્યા છર્દિ, સ્ત્રીઓને ગર્ભ રહેવાથી ધાન્યાદિક ખોરાકનો અભાવ થાયછે, તે ગર્ભાધાના છર્દિ. એવી રીતે સાત પ્રકારે છર્દિ, એટલે ઉલટીનો રોગ થાયછે.

૧ હ્રદય, પાંસળાને પીડા, મુખને શોષ, મસ્તક, નાભિમાં શૂળ, ખાંશી,કંઠના શબ્દમાં ભેદ ઈત્યાદિક લક્ષણો, ઉલટી મધ્યે થઈને, ફીણ સાથે મળેલી, કૃષ્ણવર્ણે, પાતળી પાણી જેવી, સ્વાદે તૂરી થાય, ઉલટી અને ઓડકારનો શબ્દપણ બળવંત હોય, ઉલટીનો વેગ કે ઉપકો રહી રહીને મ્હોટી મેહેનતે આવે ઈત્યાદિક લક્ષણો વાતા છર્દિને થાયછે. ૨ મૂર્છા, મુખે તૃષા, શોષ, મસ્તકે પીડા, પડજીભનો પડદો નીચે લબડે, આંખો વિચાય, મતિભ્રમ ઈત્યાદિક લક્ષણો ઉલટીને થઈ લિલા પિળા રંગે કૃષ્ણવર્ણે છતાં તાંબુસ વર્ણે, કડવા સ્વાદે, દાહ બળતર ઈત્યાદિક લક્ષણો મળેલા હોય તો, તેને પિત્તા છર્દિ કહેછે. ૩ આંખોને ઝાંક. અંધારા, મુખને મિઠાસ, ખાંશી, પરસેવો, નિદ્રા અતિ, અજીર્ણ, શરીરે વજન, ઉલટીમાં ચિકાસ, મિઠઠી, સફેદ રંગે ઈત્યાદિક લક્ષણો ઉલટી સાથે મળીને થાય, તે વેળા શરીરે પીડા અલ્પ, રૂવાટાં ઉભાં થાય, તેને કફા છર્દિ કહેછે. ૪ તાવ, શરીરે તેજહિણ, શૂળ, હ્રદયને પીડા, મતિભ્રમ, અન્નદ્વેષ, અતિસાર, અતિશે ઝાડા ઈત્યાદિક લક્ષણો કર્મના જીવડા, જંતમાંથી ઉત્પન્ન થયેલી ઉલટીને થાયછે, તેને જંત છર્દિ કહેછે. ૫ શરીરે શૂળ, જઠરાગ્નિ મંદ, અજીર્ણ, દાહ, બળતર, તૃષા, શ્વાસ, દમ, મતિભ્રમ, ઉલટીનો સ્વાદ ખારો, ખાટો, લીલા પિળા રંગે, ગરમ,ઉષ્ણ, રક્તવર્ણે, લાલ ઈત્યાદિક લક્ષણો મળીને ઉલટી થાય, તેને સન્નિપાત છર્દિ કહેછે. ૬ ખરાબ, તીક્ષ્ણ પદાર્થોની દુરગંધીથી મનને બગાડી ઉલટી ઉત્પન્ન

થાય, તેમાં જે દોષ નો કોપ હોય તેના લક્ષણો થાય, તેને દુર્ગન્ધી ઘૃણયાત અમેધ્ય છર્દિ કહે છે. ૭ સ્ત્રીઓને ગર્ભ રેહવાથી, અન્નાદિક ખોરાકનો અભાવ થઈ, ઉલટી ઉત્પન્ન થાયછે, તેના લક્ષણો માણસના કંઠ સ્વરોનો કંઈક તિરસ્કાર, કંટાળો, અભાવ થાયછે, તેને સ્વરભેદ ગર્ભાછર્દિ કહેછે.

### શબ્દભેદ, સ્વરભેદ રોગ.

स्वरभेदाः षडेव स्युर्वातपित्तकफैस्त्रयाः ॥ मेदसा सन्निपातेन क्षयात् षष्टः प्रकीर्तितः ॥ २६६ ॥

સ્વભેદ ૭ પ્રકારે થાયછે. ૧ વાતસ્વરભેદ, ૨ પિત્તસ્વરભેદ, ૩ કફસ્વરભેદ, ૪ શરીરમાંથી મેદ દુષ્ટ થઈને તેમાંથી થાયછે, ૫ સન્નિપાત સ્વરભેદ. ૬ ક્ષયરોગમાંથી અથવા ધાતુક્ષયમાંથી થાયછે.

વાયુ કોપેથી આંખો, મુખ, મળમૂત્ર, શામળા રંગે, ગળામાંથી શબ્દ મંદ નિકળે, ગધેડાના જેવો ખોખરો, આકરો, શબ્દ ઈત્યાદિક લક્ષણો જે કંઠસ્વરભેદને થાય તેને વાતસ્વરભેદ કહેછે. ૨ પિત્તકોપેથી આંખો, મુખ, મળમૂત્ર, પિળા રંગે, ગળાને દાહ, બળતર ઈત્યાદિક લક્ષણો છતાં, રોગીનો શબ્દ તીક્ષ્ણ નિકળે, તેને પિત્તસ્વરભેદ કહેછે. ૩ કફકોપથી કંઠ, કફથી હમેશા ભરેલો, અટકેલો અને શબ્દ અલ્પ, મંદ નિકળેછે, રાતથી દિવસે કફનું બળ ઓછું હોય, તેથી દિવસે જોરથી શબ્દ નિકળેછે, રાતના પાછો મંદ થાય ઈત્યાદિક લક્ષણો હોય, તેને કફસ્વરભેદ કહેછે. ૪ મેદ અથવા કફથી કંઠ લીપાયલો અને ગળામાં અવાજ રહી, બહાર આવેલો સમજાતો નથી ઈત્યાદિક લક્ષણો થાય, તેને મેદસ્વરભેદ કહેછે. ૫ વાત, પિત્ત, કફ એ ત્રણે દોષના લક્ષણો સહિત, જે સ્વરભેદ હોય તેને સન્નિપાતસ્વરભેદ કહેછે. ૬ ધાતુક્ષય કૃત સ્વરભેદોને ગળામાંથી ધુવાડા નિકળવા જેવો બાફનો ભાસ થઈ, શબ્દ નિકળે અને વાગિંદ્રિય નષ્ટ થાય, એટલે અવાજ બગડીને શબ્દ ચોકસ સમજાતો નથી ઈત્યાદિક લક્ષણો થાય તેને ક્ષયરોગસ્વરભેદ કહેછે.

### તૃષા, પ્યાસ, તૃષ્ણા રોગ.

तृष्णा च षड्विधा प्रोक्ता वातात्पित्तात्कफादपि ॥ त्रिदोषैरुपसर्गेण क्षयाद्धातोश्च षष्ठिका ॥ २६७ ॥

તૃષ્ણા રોગ ૭ પ્રકારે થાયછે. ૧ વાત તૃષ્ણા, ૨ પિત્ત તૃષ્ણા, ૩ કફ તૃષ્ણા, ૪ ત્રિદોષ તૃષ્ણા, ૫ આગંતુક, શસ્ત્રાદિક હથીઆરના જખમ,

ધારા, નાસૂર થઇ તેમાંથી થાયછે, તે ઉપસર્ગ તૃષ્ણા, ૬ ધાતુ ક્ષયમાંથી થાય, તે રોગીને સર્વકાળ પાણી પીવાની ઈચ્છા થાય, પાણી પીવા છતાં શાંતિ ન થાય અને ફરી ગળું સુકાઈ પ્યાસ લાગે, તેને તૃષ્ણા રોગ કહેછે.

૧ મુખે ગળાની દુરબળતા, રસવાહિ અને જળવાહિ નસોના વહિવટનો અટકાવ, ખોરાક ખાધાથી તે સ્વાદિષ્ટ ન લાગે, મસ્તકને શંખધા જેવી વેદના, શીતળ પાણી પીધાથી તરસ રહે નહી, વધારે પ્યાસ લાગે ઈત્યાદિક લક્ષણો વાતતૃષ્ણા રોગને થાયછે. ૨ મૂર્છા, અન્નદ્વેષ, બડબડ, દાહ, આંખો રક્તવર્ણે, તૃષા ઘણી, શીતળ પદાર્થ ઉપર અતીશે પ્રેમ, તેવી વસ્તુ ખાધાથી ઘડીક આનંદ થાય, મુખને કડવાસ ઈત્યાદિક લક્ષણો પિત્ત તૃષ્ણાને થાયછે. ૩ નિદ્રા ઘણી, શરીર જડ ભારી, મુખે મિઠાસ, અન્નદ્વેષ ઈત્યાદિક લક્ષણો કફતૃષ્ણાને થાયછે. ૪ વાત, પિત્ત, કફ ત્રણે દોષના લક્ષણો મળેલા હોય, તેને ત્રિદોષજા તૃષ્ણારોગ કહેછે. ૫ કંઠનો શબ્દ ઉંડાણમાં, મતિભ્રમ, દુરબળતા, કંઠ, ગળું, તાળુને શોષ ઈત્યાદિક લક્ષણો થાય, તેને ઉપસર્ગજા તૃષ્ણા કહેછે. ૬ રસાદિ ધાતુક્ષયમાંથી જે તૃષ્ણા ત્રણે દોષો મળીને હોય, તે રોગીએ રાત દિવસ પાણી પીધાથી, તેની તૃપ્તિ થતી નથી, તેને સન્નિપાતજા તૃષ્ણા કહેછે. અન્નજા તૃષ્ણા સાતમો રોગ ગ્રંથોમાં છે; પણ તે વાતાદિક તૃષ્ણા મધ્યે અંતર્ભૂત છે, માટે તેના લક્ષણો ત્રણે દોષો મળેલા હોય તેથી જુદા લખ્યા નથી.

## શુદ્ધિવિનાનો, મતિભ્રમ, મૂર્છા રોગ.

मूर्छा चतुर्विधा ज्ञेया वातपित्तकफैः पृथक् ॥ चतुर्थी सन्निपातेन

મૂર્છા રોગ ચાર પ્રકારે થાય. ૧ વાતમૂર્છા, ૨ પિત્તમૂર્છા, ૩ કફમૂર્છા, ૪ સન્નિપાતમૂર્છા. એટલે હરએક માણસ ચાલતા હાલતા એકાએક મતિભ્રમ થઈ પડી જાયછે, તે ચાર પ્રકારે રોગ થાયછે. તે પિત્ત અને તમોગુણમાંથી થાય તેને મોહ પણ કેહેછે. મૂર્છા એટલે સંજ્ઞા અને ચેષ્ટાને વેહવડાવનારી, નસો(નાડી)તે સર્વે વાતાદિકોનું આચ્છાદિક હોવા છતા, અકસ્માત શરીર મધ્યે તમોગુણ જણાઈ સુખ દુઃખોનું જ્ઞાન જઈ, માણસ લાકડા કે પથ્થર જેવો અચેત થઈ પડી જાય, તે રોગને મૂર્છા કહેછે.

૧ ગુળીના શ્યામ કે કાળા અથવા લાલ રંગનું આકાશ દેખાય, શરીરમધ્યે તમોગુણ ક્રોધ વધી, આંખોને અંધારાં આવી શુદ્ધિવિનાનો રોગી

થઈ પડેછે, તે પાછો શુદ્ધિમાં તુર્ત આવેછે, તેના શરીરે કંપારો, મરડાવું અંગાય, હૃદયને પીડા, શરીર દુબળું થવું, શરીરની કાંતિ કાળાસ રંગે, લાલરંગે ઈત્યાદિક લક્ષણો જે મૂર્છાને થાય, તેને વાતમૂર્છા કહેછે. ૨ જે રોગીને લાલ'લીલા પીળા રંગે આકાશ દેખાય, બેશુદ્ધ થાય, શરીરે પરસેવો વળેથી પાછો તુર્ત શુદ્ધિમાં આવે, તૃષા, સંતાપ, બળતર, નેત્ર રક્તવર્ણું, પિળાવર્ણે, તાંબુસવર્ણે, ઝાડો ઢિલો, પાતળો, શરીરની કાંતિ પિળારંગે ઈત્યાદિક લક્ષણો જે મૂર્છાને થાયછે, તેને પિત્તમૂર્છા કહેછે. ૩ મેઘની ઘટા ઘણા વરસાદમાં અંધારાની વખતે, આકાશનો રંગ હોય તેવો રંગ રોગીને દેખાય નેમૂર્છા થાય, અને વિલંબે શુદ્ધિમાં આવે, શરીરે લીલા તાજા ચામડા વિટાળેલા જેવું ભારી થઈ પરસેવો, મુખવાટે લાળ પડે ઈત્યાદિક લક્ષણો કફમૂર્છાને થાયછે. ૪ અગાઊ કહેલા વાત પિત્ત કફ ત્રણે દોષોનો મેળાપ થઈ, સર્વે લક્ષણો ભેળા થાય, તેને અપસ્માર કે ફેફરાનો રોગ કહેછે; તે માણસ ઉપર કહ્યા પ્રમાણે બેશુદ્ધ થાય, એકાએક પડી જાય, પછડાય, મુખમાંથી ફીણના પરપોટા બહાર આવે; શરીર હાથ પગ ધુજાવે, હલાવે, પછાડે, જીભ બાહાર નિકળે એટલા લક્ષણો થાય; તેને સન્નિપાતમૂર્છા કહેછે.

### ભ્રમ, નિદ્રા, તંદ્રા, સંન્યાસ, ગ્લાની રોગ.

तथैकश्च भ्रमः स्मृतः ॥ २६८ ॥ निद्रा
तंद्रा च संन्यासो ग्लानिश्चैकैकशः स्मृतः ॥

૧ ભ્રમ, ૨ નિદ્રા, ૩ તંદ્રા, ૪ સંન્યાસ, ૫ ગ્લાનિ, એ પાંચ રોગ જુદા જુદા પ્રકારે થાય, તેના અનુક્રમે લક્ષણો નિચે લખેલાછે.

૧ રજોગુણ, પિત્ત કફ વાયુ એ ત્રણેમાંથી થાય, અને કુંભારનું પયડું ફરે તે ઉપર બેસનારની જેવી અવસ્થા થાય, તેવી રીતે ફેર આવે તેને પિત્તભ્રમ કહેછે. ૨ તમોગુણ પિત્ત અને કફ બેહુમાંથી ઉત્પન્ન થઈ, ઇંદ્રિયો, મનને મોહ પમાડી, બાહરના હરએક પદાર્થોનું ભાન ન રહે, તેને નિદ્રા કહેછે. ઇંદ્રિયોને મોહ પમાડી, કંઇક ઉંઘેલો અને કંઈક જાગૃત હોવા છતાંઆંખોને અંધારાં આવે, તેને તંદ્રા કહેછે. ૪ વાચા, શબ્દ, દેહ, શરીર, મન ઈત્યાદિનો વહિવટ અટકી મુવા જેવો; લાકડું થઈ પડે, તેનો ઉપાય તુર્ત ન થવાથી મરણ પામેછે, તેના હાથપગના આંગળે સોઈના ટોચા મારી લોહી કહાડી જગાડવો, ન જાગે તો હાથે કે પગે કે નફસ સંગરા મુકાવવી, તે રોગને સંન્યાસ કહેછે, તે વીશે છઠ્ઠા અધ્યાયમાં વિસ્તાર લખેલો છે.

## ઉન્મત્ત, કેફનો મદરોગ.

मदाः सप्त समाख्याता वातपित्तकफैस्त्रयः ॥ २६९ ॥
त्रिदोषैरसृजा मद्याद्विषादेपि च सप्तमः ॥

મદરોગ સાત પ્રકારે થાયછે. ૧ વાતમદ, ૨ પિત્તમદ, ૩ કફમદ, ૪ ત્રિદોષમદ, ૫ લોહીના કોપે થાય, ૬ દારૂ, મદ્ય, જલદ અથવા વધારે પીધાથી, ૭ વચનાગ ઈત્યાદિક ઝેરી વસ્તુ વાપરેથી, ખાધાપીધાથી, સોપારી, કોદરા નામે ધાન્ય, ધંતૂરો ઈત્યાદિક કેફી પદાર્થ ખાધાથી કેફ ચડે, તેથી વાતાદિક દોષ બગડી મનને વિભ્રમ થાય છે, તેને મદરોગ કહેછે; તેમાં જે દોષના કોપ હોય તેવાં લક્ષણો થાયછે.

### દારૂ જલદ કે વધારે પીધાથી ઝેર ચડે, તેનો મદાત્યય રોગ.

मदात्ययश्चतुर्धा स्याद्वातात्पित्तात्कफादपि ॥ २७० ॥
त्रिदोषैरपि विज्ञेय एकः परमदस्तथा ॥ पानाजीर्णं तथा
चैकं तथैकः पानविभ्रमः ॥ २७१ ॥ पानात्ययस्तथा चैके ।

૧ દારૂ પીવાના વજનથી વધારે પીધાથી અથવા જલદ દારૂ પીધાથી આઠ પ્રકારે રોગ થાયછે. ૧ વાતમદાત્યય, ૨ પિત્તમદાત્યય, ૩ કફમદાત્યય, ૪ ત્રિદોષમદાત્યય, ૫ પરમદમદાત્યય ૬ પાનાજીર્ણમદાત્યય, ૭ પાન વિભ્રમમદાત્યય, ૮ પાનાત્યય મદાત્યય રોગ.

મંદાગ્નિના રોગવાળાએ દારૂ, મદ્ય પીવાને નિયમ રાખનારે સવારે ઝાડો, પિસાબ, દાંતણ, સ્નાન, વિધિ થવા પછી દરાખ, તાડી ઈત્યાદિકનો નબળો દારૂ માણસની શક્તિ પ્રમાણે સુખાકારી ઉપજે તેટલો થોડોજ એક તોલાથી ચાર તોલાસુધી પીવો, તે ઉપર બપોરે ઘી, ગોળ સાથેનો અથવા પાતળો, પાણી જેવો ખોરાક, ઘીમાં બનાવેલી રાબ, દુધમાં બનાવેલી કાંજી, દુધપાક, ઘઉં ઈત્યાદિ લોટની કાંજી, બકરા ઈત્યાદિક માંસની રાબ, કાંજીનો ખોરાક પીવો, રાતના ઉપર લખેલા વજનથી બમણો દારૂ પીવો, એ પ્રમાણે શરીરને સુખાકારી ઉપજે તો, તેનું સેવન કરવાથી રસાયણ રીતે ગુણકારી થઈ, આયુષ્ય અને શરીરની વૃદ્ધિ કરી બળવાન થઈ, અમૃત પ્રમાણે હિતકારક થાયછે; પણ દારૂ પીવાના નિયમ ઉપરાંત પીધાથી, જલદ દારૂ પીધાથી, પ્રકૃતિને માફક ન આવવાથી, નિયમમાં ફેરફાર થવાથી, વધારે પીધાથી બુદ્ધિને ભ્રંશ થાય એટલુંજ નહી પણ

તે દારૂ ઝેરી થઈ, દાહાદિક ઉપદ્રવ કરી અનેક પ્રકારે ચિન્હ કરેછે, ગભરાટ, પ્રાણ નાશ, મરણ પામેછે. વધારે દારૂ કે જલદ દારૂ પીનારનાં મસ્તક ઉપર દારૂનો કેફ ઉતરે ત્યાંસૂધી થંડું પાણી નાખી નહવાડવો.

૧ વાતમદાત્યય રોગને હેડકી, ઉચકી, શ્વાસ, મસ્તકને કંપારો, પાંસળામાં શૂળ, નિદ્રાનો નાશ, બડબડ ઈત્યાદિક લક્ષણો થાયછે. ૨ પિત્તમદાત્યયને તૃષા, ખ્યાસ, સંતાપ, દાહ, તાવ, શરીરે પરસેવો, મતિભ્રમ, અતિસાર, ભ્રમતા, કાંતિ પિળાવર્ણ ઈત્યાદિક લક્ષણો થાયછે. ૩ કફમદાત્યયને ઉલટી, અજીર્ણ, મુખમાટે લાળ પડે, આંખોને થોથર, અંધારાં, ઝાંખ, શરીર ભારે જડ ઈત્યાદિક લક્ષણો થાયછે. ૪ ત્રિદોષમદાત્યયને વાતાદિક ત્રણ દોષોના સર્વે લક્ષણો થાયછે. ૫ પરમદમદાત્યયને નાકમાંથી કફનું વહેવું, શરીર ભારે, શરીરે નિસ્તેજ, મળમૂત્રની સંખ્યા ઘણી, આંખોને થોથર, ઝાંખ, અજીર્ણ, તૃષા, મસ્તકને પીડા ઈત્યાદિક લક્ષણો થાયછે. ૬ પાનાજીર્ણમદાત્યયને દારૂ પીધાથી અજીર્ણ થઈ પેટ ફુગે, હોડકાર, ઉલટી, દાહ ઈત્યાદિક લક્ષણો થાયછે. ૭ પાનવિભ્રમમદાત્યય રોગને હૃદય, ગાત્રો, શરીરાવયવને પીડા, મુખાદિકેથી કફનું વેહવું, ગળામાંથી ધુવાડા નિકળે, મુર્છા, ઉલટી, તાવ, મસ્તકને પીડા ઈત્યાદિક લક્ષણો થાયછે. ૮ પાનાત્યય મદાત્યય રોગને હેડકી, તાવ, ઉલટી, કંપારો, શ્વાસ, શૂળ, ખાંશી, ભ્રમ ઈત્યાદિક લક્ષણો થાયછે.

## બળત્તરનો દાહ રોગ.

दाहाः सप्त मतास्तथा ॥२७२॥ रक्तपित्तात्तथा रक्तात्तृष्णायाः पित्ततस्तथा ॥ धातुक्षयान्मर्मघाताद्रक्तपूर्णोदरादपि ॥ २७३ ॥

શરીરે સાત પ્રકારે બળતરનો દાહ રોગ થાયછે. ૧ રક્ત અને પિત્તના કોપે થાય, ૨ લોહી કોપે થાય, ૩ તૃષા ખ્યાસ અટકાવેથી તેના કોપે થાય, ૪ પિત્ત કોપે થાય, ૫ રસાદિ સાતે ધાતુના કોપે થાય, ૬ શરીરાવયવ, મર્મસ્થાનના અઘાત કોપે થાય, ૭ શસ્ત્રાદિકના મ્હોટા જખમો પડી, તેનું લોહી કોઠામાં બંધાઈ એકઠું થઈ તેમાંથી થાય.

૧ થોડાક લોહી ઉકાળાના અને થોડાક પિત્ત કોપના લક્ષણો જે દાહમાં થાય, તેને રક્તપિત્તજન્ય દાહ કહેછે. ૨ લોહીના ઉકાળાથી જે દાહ ઉત્પન્ન થાય, તેથી માણસનું શરીર તવાય, સૂકાય, ઝરી જાય, ગરમ તપે, શરીરની કાંતિ,

અને આંખો લાલરંગે થાય, શરીરે મુખેથી લોખંડની ગંધ અથવા દુરગંધી નિકળે. શરીર અગ્નિમાં તપાવેલું હોય તેવું તપે ઈત્યાદિકે લક્ષણો થાય, તેને રક્તજન્ય દાહ કહેછે ૩ તૃષા, તર્સ, પ્યાસ લાગે તે વખતે પાણી ન પીધાથી દાહ ઉત્પન્ન થાય, કંઠ, તાળુ, જીભ, ઓઠ સૂકાય અને જીભ ખેંચાય, શરીરે કંપારો ઈત્યાદિ લક્ષણો થાય, તેને તૃષ્ણાનિરોધજન્ય દાહ કહેછે. ૪ પિત્તજન્ય દાહને પિત્તજ્વરના દાહ બળતર ઈત્યાદિક લક્ષણો થાય, તેનો ઉપાય પિત્તજ્વર માટે જે લખ્યો હોય તે કરવો. ૫ રસાદિ સાત ધાતુના ક્ષયથી, જે દાહ ઉત્પન્ન થાય, તેને મૂર્છા, તૃષા, કંઠશોષ, શબ્દની ક્ષીણતા થાય, દાહસંબંધથી ધાતુક્ષીણ, દુરબળ માણસ થઈ, ચલનાવલનાદિક ગાત્રોની ક્રિયા હીણ એટલે સર્વે સાંધે સાંધા ઢીલા થઈ લબડે, શરીરની સર્વે ક્રિયા અટકી મરણ પામેછે, તેને રસાદિ ધાતુક્ષયજન્ય કહેછે. ૬ મર્મસ્થાને, શરીરાવયવના સાંધેસાંધામાં માર,જખમનું દુઃખ થઈ, જે દાહ ઉત્પન્ન થાય તે અસાધ્ય છે,તેને મર્મસ્થાનજન્ય કહેછે. ૭ તિક્ષણ શસ્ત્રોથી ઉંડો જખમ મ્હોટો થવાથી, લોહી શરીરમાં ઉતરી બંધાઈને જે દાહ ઉત્પન્ન થાય તો ભાયગે જીવે, કોઠાના શબ્દોથી હૃદય, આમાશય, અગ્ન્યાશય, પક્વાશય, મૂત્રાશય, બસ્તિસ્થાન અને યકૃત્, પ્લીહા, ઉંદુક, ફેફસામાં બગાડ થવાથી પ્રાણનાશ થાયછે.

## ઉન્મત્તનો ઉન્માદ રોગ.

उन्मादाः षट् समाख्यातास्त्रिभिर्दोषैस्त्रयश्च ते ॥ सन्निपाताद्विषाज्ज्ञेयः षष्ठो दुःखेन चेतसः ॥ २७४ ॥

ઉન્માદ રોગ એટલે વાતાદિક દોષનો કોપ પસરેલો, વધેલો. વીખરાઈ, પોતાના નિત્ય માર્ગો છોડી. અઘટિત રીતે મનોવાહિની ધમની નસોમાં ભરાઈ ચિત્તભ્રમ માણસ થાય, તેમાં ૧ વાતોન્માદ, ૨ પિત્તોન્માદ, ૩ કફોન્માદ, ૪ સન્નિપાતોન્માદ, ૫ વિષોન્માદ, ૬ દુઃખોન્માદ છે. એવી રીતે છ પ્રકારે રોગ થાયછે.

૧ પોતાના સ્વકારણથી, અતિ ચિંતાથી દુષ્ટ થયેલો જે વાયુ, મનને પ્રવેશ કરી ધારણ, રૂપ, બુદ્ધિ અને સ્મૃતિને બગાડે; તે પછી માણસ કારણવિના હસે, નાચે, ગાય, રડે, અઘટિત ચાળા, ખરાબ શબ્દો બોલે, તેનું શરીર તેજહિણ, કળાસ વર્ણે રૂપ થાય, ખોરાક પચવા છતાં રોગનું બળ અતિશે થાય, ઈત્યાદિક લક્ષણો વાતોન્માદને થાય છે. ૨ અજીર્ણ, તીખા, ખાટા, ઓડકાર, વિદાહી એટલે વંશલોચન, રાઈ, સરશી, બાંધુ

ઇત્યાદિ ઉષ્ણાદિ ગર્મ પદાર્થનું, અતિ સેવન કરવાથી પિત્તનો કોપ થઈ, ચિંતાદિકે દુષ્ટ થયેલો રોગ અંતઃકરણમાં ભેડાઈ, બુદ્ધિને ભ્રષ્ટ કરી અતિ ઉગ્ર ઉન્માદ ઉત્પન્ન થાય, તેથી માણસને કઈ પણ સેહવાય નહીં, ક્રોધ, ગર્વ, વસ્ત્રાદિક પોશાકનો ત્યાગ, અતિ નિંદા, નાસે, દોડે, તેના હોઠે વિકાર થાય, દાહ, પડછાયા જોય, શીતળ અન્ન પાણી ઉપર ઇચ્છા, શરીરની કાંતિ પીળા વર્ણે ઇત્યાદિક લક્ષણો મળેલા હોય, તેને પિત્તોન્માદ કહે છે. ૩ કફોન્માદ હોય તો ચાલવું. હાલવું, ધ્રુજવું, કંપારો જે માણસોને થાય, તેણે અતિ ભોજન કીધાથી કફ દુષ્ટ થઈ, મર્મસ્થાને પિત્ત સહવર્તમાને ભરાઈ, બુદ્ધિ અને સ્મૃતિને બગાડી, ચિત્ત ભ્રમ ઉન્માદ ઉત્પન્ન કરે, તેથી માણસોનું બોલવું, વાણી, શરીરનો વેહેવાર મંદ થાય, અરોચક, અજીર્ણ, સ્ત્રીવિશે પ્રીતિ, અતિ નિદ્રા, ઉલટી, મુખેથી લાળ ગળે, પોતાના નખોને કરડે, નખો અને આંખો સફેદ વર્ણ થાય ઇત્યાદિક લક્ષણો કફોન્માદને થાય. ૪ અગાઉ લખેલા વાતાદિ ત્રણે દોષના સર્વે લક્ષણો, મળેલા હોય તો તે અત્યંત બળવાન ભયંકર થાય છે. ૫ ઝેરી વસ્તું ખાધાથી પીધાથી, વાપરેથી જે ઉન્માદ થાય, તેની આંખો ઘણી લાલ, અને ઇંદ્રિયો બળવાન, કાંતિક્ષીણ થાય, દીનપણું, દુરબળપણું, મુખને કાળાસવર્ણ ઇત્યાદિક લક્ષણો થાય, તે માણસ ચેતનારહિત બેશુધ પડે, તેને વિષોન્માદ કહે છે. ૬ ધનદોલત, ભાઈબંધ, સગા, મિત્રનો નાશ થવાથી અંતઃકરણમાં અતિ દુઃખરૂપ ક્ષત, ચાઠા, ઘારા પડી, તેમાંથી મનોવિકાર ઉન્માદ ઉત્પન્ન થાય, તેને સર્વે દોષ મળવાથી અનેક પ્રકારે, જેમ તેના મનમાં આવે તેવી રીતે ભાષણ કરે, બોલે, છાની વાત પ્રગટ કરે, મૂર્ખ જેવા ગપાટા મારે, એકલો બડબડ કરે, રડે, હસે, બેશુદ્ધ થાય, તેને દુઃખોન્માદ કહે છે.

## ભૂતોન્માદ.

भूतोन्मादा विंशतिः स्युस्ते देवाद्दानवादपि ॥ गंधर्वात्किन्नराद्यक्षात्पितृभ्यो गुरुशापतः ॥ २७५ ॥ प्रेताच्च गुह्यकाद्वृद्धात्सिद्धाद्भूतात्पिशाचतः ॥ जलादिदेवतायाश्च नागाच्च ब्रह्मराक्षसात् ॥ २७६ ॥ राक्षसादपि कूष्मांडात् कृत्यावेतालयोरपि ॥

ભૂતોન્માદ વીસ પ્રકારે થાય છે. ૧ દેવગ્રહ ( ગણમાતૃકાદિક), ૨ દાનેવ (પાપબુદ્ધિ અસુર). ૩ ગંધર્વ ( દેવગાયકાદિ ), ૪ કિન્નર, ૫ યક્ષ,

૬ પિતર (અગ્નિષ્વાત્તાદિક), ૭ ગુરૂ, ૮ પ્રેત ૯ ગુહ્યક, ૧૦ વૃદ્ધ, ૧૧ સિદ્ધ ૧૨ ભૂત, ૧૩ પિશાચ, ૧૪ જળાદિ દેવતા, ૧૫ નાગ, ૧૬ બ્રહ્મરાક્ષસ, ૧૭ રાક્ષસ ૧૮ કૂષ્માંડ રાક્ષસ ૧૯ કૃત્યા, ૨૦ વેતાળ. એવી રીતે વીસ પ્રકારે દેવતાદિ ગ્રહના રોગ છે; તેમાંથી જે ગ્રહનો શરીરમાં સંચય થાય, તેના જેવી ચેષ્ટા કરે. તેને ભૂતોન્માદ કહે છે.

૧ ગણમાતૃકાદિ દેવતાનો દોષ થવાથી ઉન્માદ થાય, તે માણસ સર્વકાળ સંતોષમાં, ખુશ, સ્વચ્છ, નિર્મળ રહે, તરેહવાર ફુલોની સુગંધથી રાજી થાય, તેની આંખોને અંધારાં કે ઝાંખ ન આવે, સર્વકાળ બુદ્ધિવાન, સત્ય ભાષણ કરે; તેજસ્વી છતાં, સ્થિર દૃષ્ટિ હોય. આશીર્વાદ, વરદાન આપે, દેવ બ્રાહ્મણ વિશે પ્રીતિ કરે ઇત્યાદિક લક્ષણોસહિત રહે. ૨ અસુરદોષથી ઉન્માદ થાય તેમાં માણસ ધર્મસહિત છતાં બ્રાહ્મણ, ગુરૂ, દેવની નિંદા કરે, ચકર વકર આંખો ફેરવે, ભયવિનાનો હોય, અન્નાદિક ખોરાક ખાતાં અને પાણી પીતાં જેની તૃપ્તિ ન થાય, બુદ્ધિવાન ઇત્યાદિ લક્ષણોસહિત હોય, ૩ ગંધર્વગ્રહની પીડાથી સર્વકાળ સંતોષી હોય, ફળફુલ, જળાશય ઇત્યાદિકો સહિત, વન, ઉપવનમાં ક્રીડા કરે, કોઇની નિંદા કે ફોકટ વાતોનો દ્વેષ ન કરે, આચારવિચારથી વર્તે, ગાયન, સારા ચંદનાદી સુગંધ, ફુલના વાસે સંતોષ થાય, રૂડી રીતે રમે, નાચે. હળવા શબ્દે, મિઠા શબ્દે બોલે, ખુશીમાં, હૃદયમાં રહી હસે ઇત્યાદિ લક્ષણો થાય. ૪ કિન્નર ગ્રહના લક્ષણો, ગંધર્વગ્રહો જેવા જાણવા. ૫ યક્ષગ્રહથી જે માણસ દુઃખી થાય; તેની આંખો લાલરંગે સારી તેજદાર ઝીણી હોય, લાલ રંગનો પોશાક પેહેરવાને આતુર, ગંભીર સ્વભાવે દેખાય, ઝડપથી ચાલે, થોડું બોલે, ક્ષમા શાંતિ રાખે, તેજસ્વી દેખાય, ઉદાર મનનો, સ્વભાવે ધર્માતું થાય. ૬ પિતૃ ગ્રહથી એટલે અગ્નિષ્વાત્તાદિક દુઃખી થાય, તે દર્ભસંબંધી ક્રિયા, પિતૃનું પિંડદાન, જળદાન કરવાનું આચરણ કરેછે, તેના અંતઃકરણમાં ભ્રાંતિ થાય, ડાબે હાથે વસ્ત્ર પેહેરે અને હરેક કામ કરે, માંસ, તલ, ગોળ, દુધ, ખાવાને ઇચ્છે, પિતૃની ભક્તિ રાખે. ૭ ગુરૂ, એટલે બ્રાહ્મણાદિક ગુરૂના શ્રાપે ઉન્માદ થાય, તેમજ ૮ પ્રેત; ૯ ગુહ્યકના લક્ષણો સિદ્ધ ભૂતોના નિચે લખેલા લક્ષણો થાય. ૧૦ વૃદ્ધ. ૧૧ સિદ્ધ. ૧૨ ભૂત ઇત્યાદિકના લક્ષણો એક સરખા થાય. ૧૩ પિશાચ, ભૂતનો ભેદ છે, તે શરીરસંબંધી રક્તમાંસ ખાય, તેને પિશાચ કેહેછે. પોતાના હાથોને ઉંચા રાખે, શરીર દુબળો, કૃશ નિ-

રતેજ થાય, અતિ બડબડ કરે, દુર્ગંધસહિત અશુધ, મેલો રહે, સર્વે રીતે કામ કરવાને અતિ ચંચળપણું બતાવે, અતિશે ખાય, ઉજાડ જગ્યા કે વનમાં જઈ ફરે, ભટકે, ઉલટી રીતે, ખરાબ નખરાં કરે, રડતો ફરે. ૧૪ જળઅને સ્થળ દેવતા ઉપર પ્રેમ ઇત્યાદિ લક્ષણો કરે. ૧૫ નાગ સર્પ ગ્રહથી દુઃખી હોય, તે કોઈ વખતે ધરતી ઉપર છાતી લગાડી ઉંધો પડે, સર્પની રીતે પેટે ચાલે, પોતાના હોઠ ઉપર જીભ ફેરવે, ચાટે, અતિકોપ, ક્રોધી હોય, ગોળ, મધ, દુધ, ખાવાને અતિ ઇચ્છા કરે. ૧૬ બ્રહ્મરાક્ષસ સંબંધી જે દુઃખી થાય, તે માણસ, દેવ બ્રાહ્મણ, ગુરૂ, વેદ, શાસ્ત્રો ઇત્યાદિની નિંદા કરે, પોતાના શરીરને પીડા કરે, ચીખલ, રંગ, નરક ઇત્યાદિક ચોપડે, લગાડે, વેશ બદલી બ્રહ્મરાક્ષસ બને. ૧૭ રાક્ષસ ગ્રહના દુઃખે માંસ, લોહી ખાવાની તથા અનેક પ્રકારના દારૂ પીવાની ઈચ્છા રાખે. નિર્લજ, નાગો, ઉઘાડો ફરે, ક્રૂર, દુષ્ટ કામ કરે, દયાવિનાનો થાય, શૂરાપણું દેખાડે, ક્રોધી બળવાન થાય, રાત્રે રખડતો ફરે, શુભ કામનો દ્વેષ કરે ઇત્યાદિ દુષ્ટ કામ કરે. ૧૮ કુષ્માંડ રાક્ષસ અને ૧૯ કૃત્યા તથા ૨૦ વેતાળ ત્રણે રોગી વેતાળની રીતે ઉલટા ટંગાય ઇત્યાદિ દુષ્ટ ક્રૂર રાક્ષસોના લક્ષણો કરે.

## ફેફરાનો, અપસ્માર રોગ.

अपस्मारश्चतुर्धा स्यात् समीरात्पित्ततस्तथा ॥ २७७ ॥
श्लेष्मणोऽपि तृतीयः स्याच्चतुर्थः सन्निपाततः ॥

અપસ્માર રોગ ચાર પ્રકારે થાયછે. ૧ વાતાપસ્માર, ૨ પિત્તાપસ્માર ૩ કફાપસ્માર, ૪ સન્નિપાતાપસ્માર. તેના લક્ષણ.

વાતાદિ ત્રણે દોષ બગડી, આંખે અંધારાં આવે, તેથી સ્મૃતિ રૂપ જ્ઞાન અને અનુભવજન્ય બુદ્ધિ બગડી ભ્રમ થાય, પછાડી ખાય, આંખો વ્યાકુળ થઈને કંપારો, ધભરાટ થાય, હાથ પગ ઢીલા કરી હલાવે, ધ્રુજાવે, પછાડે. હૃદયને કંપારો ધ્રુજારો થાય, ચેતનાશક્તિ શૂન્ય થાય, શરીરે પરસેવો, મુખે ફીણ આવે. એ રોગનો ઉછાળો કોઈને દસ દિવસે, કોઈને પંદર દિવસે અથવા મહિને મહિને રોગ એકઠા થયાથી તેનો કોપ થાય, પણ ઘણો જુનો કે બળવાન રોગ થાય તો રોજ ઘડી ઘડીએ થાયછે.

૧ શરીરે કંપારો, મુખે ફીણ,દાંત કકડાવે, મ્હોટેથી શ્વાસોચ્છ્વાસ છોડે, નજરે તાંબુસવર્ણ, શ્યામવર્ણ પદાર્થો દેખાય ઇત્યાદિક વાયુકોપના લક્ષણો

વાતાપસ્મારને થાય. ૨ મુખેથી પીળા રંગે ફીણ નિકળે, હાથ પગ, ચેહરો, આંખોનો રંગ પીળો થાય, અને આંખેથી લાલ, પીળો રંગ દેખાય ઈત્યાદિક પિત્તકોપના લક્ષણો પિત્તાપસ્મારને થાય. ૩ મુખેથી સફેદ ફીણ, હાથ પગ, ચેહરો, આંખો સફેદ વર્ણે થાય, શરીરે શીતળતા, રૂવાટા ઉભા થાય, વજનદાર, નજરે સફેદ પદાર્થો દેખાય ઈત્યાદિક કફ કોપના, લક્ષણો થાય તેને કફાપસ્માર કેહેછે. ૪ વાત, પિત્ત, કફ ત્રણેના લક્ષણોસહિત હોય તો, સન્નિપાત અપસ્માર જાણવો. તે રોગ અસાધ્ય હોયછે.

## આમવાયુનો આમવાતરોગ.

चत्वारश्चामवाताः स्युर्वातपित्तकफैस्त्रिधा ॥ २७८ ॥
चतुर्थः सन्निपाताच्च

આમવાત રોગ ચાર પ્રકારે થાયછે. ૧ વાત, ૨ પિત્ત, ૩ કફ, ૪ સન્નિપાત. તેને આમવાયુ કહેછે, તેના લક્ષણ. વાતાદિ દોષનો કોપ થઈને જઠરાગ્નિ મંદ પડેથી ખાધેલા ખોરાકનું પાચન ન થાય, કાચો રહે તેને આમવાત કહેછે. તે સર્વે નસોના દરવાજે શરીરમાં પ્રવેશ કરે, તેથી મસ્તક અને સર્વે ગાત્રોને પીડા થાય, કફ અને વાયુ એક વેળા કુંભરના સાંધામાં જઈ, સર્વે ગાત્રોને અટકાવે, શરીરે વેદના, તાવ, અજીર્ણ, પાણીનો શોષ, આળસ, શરીરે અતિભાર, ખાધેલો ખોરાક ન પચે, ખાવાની અરૂચી થાય, શરીરે સોજો, થોથર ચહડે, પથ્થરજેવું ભારી શરીર ઈત્યાદિક લક્ષણો થાય.

૧ જે આમવાયુ મધ્યે શરીરે અતિશે શૂળ નિકળે, તે વાતજન્ય, ૨ દાહસહિત હોય તે પિત્તજન્ય, ૩ શરીરે નિશ્ચળપણું, સ્થિરતા, વજનદાર, ખજવાળસહિત હોય તે કફજન્ય, ૪ વાયુ, પિત્ત, કફ ત્રણેના લક્ષણો પ્રથમ કહેલા સહિત હોય તો, તેને સન્નિપાતજન્ય આમવાત કહેછે.

## શરીરે ચસકા નિકળવાનો શૂળ રોગ.

शूलान्यष्टौ बुधा जगुः ॥ पृथग्दोषैस्त्रिधा द्वंद्वभेदेन. त्रिविधान्यपि ॥ २७९ ॥ आमेन सप्तमं प्रोक्तं सन्निपातेन चाष्टमम् ॥

શૂળ રોગ આઠ પ્રકારે થાય છે. ૧ વાતશૂળ, ૨ પિત્તશૂળ, ૩ કફશૂળ, ૪ વાતપિત્ત શૂળ, ૫ પિત્તકફ શૂળ, ૬ કફવાત શૂળ, ૭ આમશૂળ, ૮ સન્નિપાત શૂળ. તેમાં વાયુબળ અતિશે જાણવું.

૧ વાયુ કોપે, રૂક્ષ પદાર્થ ખાધાથી વાયુ બગડીને, હૃદય, પાંસળા, બસ્તી, કંબરના સાંધામાં, વાંસામાં, શૂળ ઉત્પન્ન થાય, અપચો કે અજીર્ણ ગ્રીષ્મઋતુ એટલે ઉનાળામાં, રાતની વખતે, શીતળ પદાર્થ ખાધાથી, મળમૂત્ર, વાયુનો અટકાવ થઈ, શૂળનો વધારો થાય, તે ઉપર ઉષ્ણ હિંગાદીક, તેલાદિક પદાર્થનું મર્દન કરેથી, ગરમ મસાલાદાર કાંજી કે પાણી જેવો પદાર્થ પીધાથી, શરીરેથી પરસેવો નિકળે તેવો ઉપાય કરેથી, વાયુ છુટો પડી શાંતિ થાય તો વાતશૂળ જાણવો. ૨ પિત્તકોપમાં શીતોષ્ણાદિ પદાર્થ ખાધાથી, પિત્ત બગડીને તેમાંથી નાભિમાં શૂળ ઉત્પન્ન થઈ, ભ્રમ, ભ્રાંતિ, શોષ, તૃષા, દાહ, અપ્રીતિ ઉપજાવે, પરસેવો, મૂર્છા ઈત્યાદિ લક્ષણો પિત્ત કોપના થાય, મધ્યરાત્રે, બપોરે ખોરાકનું પચન થતી વેળાએ, કે શરદ ઋતુના ચોમાસા શીયાળામાં શૂળનો વધારો થાય, તે વખતે શીતળ, મધુર પદાર્થ ખાધાથી શાંતિ થાય છે. ૩ કફનો કોપ, મધુરાદિક પદાર્થનું અતિ સેવન કરેથી, કફ બગડીને, આમાશયમાં શૂળ ઉત્પન્ન થાય, મુખવાટે લાળ ગળે, ખાંશી, અજીર્ણ, ધભરાટ, મળમૂત્રનો અટકાવ, મસ્તક ભારી, અન્નાદિક ખોરાક ખાધા પીધાથી દુઃખ વધે, સૂર્યોદય થતી વેળાએ, શિશિરે કે વસંત ઋતુમાં અતિશે દુઃખ વધે ઈત્યાદિક કફકોપના લક્ષણો સહિત પીડા થાય. ૪ જે શૂળમાં દાહ, તાવ ઈત્યાદિ પીડા થાય; તે વાતપિત્તજન્ય શૂળ જાણવો. ૫ પાસળામાં, હૃદયમાં, ગળામાં, નાભિમાં શૂળ થાય તે પિત્તકફશૂળ જાણવો. ૬ બસ્તિમાં, હૃદયમાં, ગળામાં, પાસળામાં શૂળ થાય તે કફવાત શૂળ જાણવો. ૭ પેટમાં ગુડગુડ શબ્દ થાય, ઉલટી, બગાસાં, સ્થિરતા, અચળ ચિત્ત, મુખે લાળ ગળે ઈત્યાદિક લક્ષણો સહિત કફ કોપના જે શૂળમાં હોય તે આમશૂળ જાણવો. ૮ વાતાદિક ત્રણે દોષોના લક્ષણો મળીને જે શૂળ થાય, તે સન્નિપાત શૂળ જાણવો.

## ખાધેલા ખોરાકનું પચન થતાં, પરિણામ શૂળ રોગ.

परिणामभवं शूलमष्टधा परिकीर्तितम् ॥२९०॥ मलैर्यैः शूलसंख्या स्यात्तैरेव परिणामजं ॥ अन्नद्रवभव शूलं जरत्पित्तभवं तथा ॥२९१॥ एकैकं गणितं सुज्ञैः ॥

ખાધેલા પીધેલા ખોરાકનું પાચન થતાં પણ જે શૂળ રોગ ઉત્પન્ન થાય, તેને પરિણામશૂળ કહે છે, તે આઠ પ્રકારે વાતાદિ ત્રણે દોષથી થાય

છે, તેમાં ૧ અન્નદ્રવ શૂળ, ૨ જરત્પિત્ત શૂળ, એ બેહું જુદા પ્રકારના છે, પણ તેમાં વાયુ બળવાન હોય છે —૧ ખોરાક ખાધા પછી તેનું પાચન થતાં અથવા ન થતાં જે શૂળ ઉત્પન્ન થાય, અને પરેહજી કરે અથવા ન કરે, જમે કે ભુખ્યો રેહે તો પણ શાંત થતો નથી, તેને અન્નદ્રવ શૂળ કહેછે. ૨ આમ્લપિત્ત એટલે પિત્ત બગડી ખાટું થઈ શુળા ભોકાય છે, તેને જરત્પિત્તશૂળ કહે છે.

## હાજત કે જરૂરયાત અટકાવેથી ઉદાવર્ત રોગ.

उदावर्तास्त्रयोदश ॥ एकः क्षुन्निग्रहात्प्रोक्तस्तृष्णारोधाद्द्वितीयकः ॥ २८२ ॥ निद्राघातात्तृतीयः स्याच्चतुर्थः श्वासनिग्रहात् ॥ छर्दिरोधात्पंचमः स्यात् षष्ठः क्षवथुनिग्रहात् ॥ २८३ ॥ जृंभारोधात्सप्तमः स्यादुद्गारग्रहतोष्टमः ॥ नवमः स्यादश्रुरोधाद्दशमः शुक्रवारणात् ॥ २८४ ॥ मूत्ररोधान्मलस्यापि रोधाद्वातविनिग्रहात् ॥ उदावर्तास्त्रयश्चैते घोरोपद्रवकारकाः ॥ २८५ ॥

ઉદાવર્ત રોગમાં ૧ ક્ષુધા, ૨ તૃષા, ૩ નિદ્રા, ૪ શ્વાસ, ૫ ઉલટી, ૬ છિંક, ૭ બગાસાં, ૮ ઓડકાર, ૯ નેત્ર સંબંધી જળ, ૧૦ શુક્રધાતુ, ૧૧ મૂત્ર, ૧૨ ઝાડો, ૧૩ પાદ વાયુ. એવી રીતે તેર તરેહની જરૂર બાતની પ્રાપ્તિ થવા છતાં, તેના વેગનો અટકાવ થવાથી, તેર પ્રકારે ઉદાવર્ત ઉત્પન્ન થાય, તેમાં ભૂખ તૃષા, પિશાબ અને ઝાડો ઈત્યાદિ અટકાવેથી, વાયુનો મેળાપ થઈ ભયંકર પ્રાણસંકટ ઉદાવર્ત વાયુ થાય છે.

૧ ભૂખ લાગે તે વખતે ન ખાતાં, તેનો અટકાવ કરેથી આંખે ઝાંખ, અંધારી, નબળાઈ, શરીર દુઃખે, અંબાય, અજીર્ણ, ભ્રમ ઈત્યાદિક લક્ષણો થાય. ૨ તૃષા પ્યાસનો અટકાવ થવાથી, કંઠને શોષ, કાનને બેહેર, હૃદયને પીડા ઈત્યાદિક લક્ષણો થાય છે. ૩ નિદ્રાનો અટકાવ થવાથી બગાસાં, શરીર દુઃખે અંબાય, આંખો ભારી અને ઝાંખ, મસ્તક ભારી ઈત્યાદિક લક્ષણો થાય. ૪ શરીરમાં શ્વાસોચ્છ્વાસ ચાલેછે, તેનો અટકાવ થવાથી હૃદયરોગ, મૂર્છા, અનેક દુઃખ, પેટ કે પાસળામાં શૂળાદિક, ગોળાનો ગુલ્મ ઈત્યાદિક રોગ ઉત્પન્ન થાય છે. ૫ ઉલટીનો અટકાવ થવાથી ખજવાળ, માંખીના ચટકા જેવી ફોડકીઓ, અપચી રોગની ગાંઠો, વાંગરોગ, સૂજ, પાંડુરોગ, જ્વર, કુષ્ટ રોગનો સડો, મુખે લાળ ગળે, પિશાબના ઈત્યાદિક રોગ થાય છે.

૬ છીંકોનો અટકાવ થવાથી ગરદન અકડે, મસ્તકને શૂળ, અર્ધાંગ વાયુ, અર્ધા મસ્તકે શૂળ, ઇંદ્રિયોને દુર્બળતા ઇત્યાદિક રોગ થાયછે. ૭ બગાસાંનો અટકાવ થવાથી ગળુ અથવા ગરદન અકડે, મસ્તકમાં વાયુનો રોગ ઉત્પન્ન થાય, તેમજ આંખે, નાકે, મુખે તીક્ષ્ણ રોગ ઉપજે ઇત્યાદિક રોગ થાય. ૮ ઓડકારનો અટકાવ થવાથી, કંઠ, મુખ ખેંચાય, હૃદય અને આમાશયમાં દુઃખ, બુદ્ધિ વિનાનું ભાષણ, અપાન વાયુ ફરી ન શકે, તેથી હેડકી હિક્કા રોગ ઉત્પન્ન થાયછે. ૯ આનંદજન્ય અથવા શોકજન્ય એટલે અતિશય, એકાએક, ધનનો લાભ કે ખુશી થવાથી, આનંદજન્ય તથા અતિપ્રિય વસ્તુ ખોવાથી, અતિસ્નેહના મરણના શોકથી ઉત્પન્ન થાયછે, તે શોકજન્ય; તે વેળાએ આંખોમાં પાણી ભરાઈ આવે, તેનો અટકાવ થવાથી મસ્તક ભારી, મુખસંબંધી રોગ, તીક્ષ્ણ સળકમ, બળગમ ઉત્પન્ન થાયછે. ૧૦ શુક્ર ધાતુ વેહેતા, ખલિત થતી વેળાએ, તેને મળેલા ઝરાનો અટકાવ થવાથી, મૂત્રાશયમાં કે વૃષણમાં તે ઉતરી પીડા થાય, મૂત્ર અટકે, પથરીનો રોગ થાય; શુક્ર ધાતુ જરૂરની વેળાએ વેહે છે. ૧૧, મૂત્રની હાજતનો અટકાવ થવાથી, બસ્તિ અને લિંગ ઇંદ્રિમાં શૂળ, મૂત્રબંધ, મસ્તક અને અંડ સંધિમાં દુઃખ, ઇત્યાદિક લક્ષણો થાયછે. ૧૨ ઝાડાની હાજતનો અટકાવ થવાથી, શૂળસહિત પેટમાં ગુડગુડ શબ્દ થાય, પકવાશયમાં મરડો, ઝાડાનો અટકાવ થાય, ઓડકારો અતિશય આવે, કોઈ વખતે ચડતા વાયુના બળે, ઉલટી સાથે મુખમાંથી નરક નિકળે. ૧૩ અપાન વાયુનો વેગ અટકેથી, વાયુ, મૂત્ર, નરકનો અટકાવ થઈને, ફુલેલી ધમણ રીતે પેટ ફુલે, ગ્લાનિ થાય, પેટમાં અનેકપ્રકારે પીડા થાયછે.

## મળમૂત્ર અટકવાનો આનાહ રોગ.

आनाहो द्विविधः प्रोक्त एकः पक्वाशयोद्भवः ॥ आमाशयोद्भवश्चान्यः प्रत्यानाहः स कथ्यते ॥ २८६ ॥

વાયુવિકારે આમ અને મળ, એક પછી એક બંધાઈને, બગડેલા પાદ વાયુ અગાઊની રીતે, છુટતો નથી, તે વિકારને આનાહ રોગ કેહે છે; તે બે પ્રકારે થાયછે. તેમાં ૧ પકવાશયમાં રોગ બંધાય, તેથી કુંખર, પીઠ વાંસો અકડે, મળમૂત્ર સાફ ન થાય, બંધ પડે, શૂળ, મૂર્છા, મુખવાટે નરક નિકળે, શ્વાસ, આળસ, પેટ ફુગે ઇત્યાદિક લક્ષણો થાય. ૨ આમાશયમાં રોગ બંધાવાથી, તૃષા, સળકમ, બળગમ, મસ્તકને દાહ, આમાશયમાં શૂળ, શરીરે

ભાર, મુખવાટે લાળ ગળે, ઓડકારનો અટકાવ, ઇત્યાદિક લક્ષણો થાયછે, તેને પ્રત્યાનાહ કહેછે.

### હૃદયનો આંતરડા સૂજવાનો, ઉરોગ્રહ અને હૃદ્રોગ.

**उरोग्रहस्तुथा चैको हृद्रोगाः पंच कीर्तिताः ॥ वातादिभिस्त्रयः प्रोक्ताश्चतुर्थः सन्निपाततः ॥ २८७ ॥ पंचमः कृमिसंजातः**

છાતી ખેંચી લીધા પ્રમાણે દેખાય, તે રોગ એક પ્રકારે ઉરોગ્રહ નામે થાયછે, અને હૃદ્રોગ પાંચ પ્રકારે થાયછે. તેના બે ભેદ છે, માટે હરિશ્ચંદ્રે વિશેષ પરીક્ષા થવા માટે જુદા કહેલા છે, તેમાં રક્ત, માંસ, પ્લીહા, ફેફ્સાદિક, યકૃત, કલેજું, તલ્લી, આંતરડા ફુગે વૃદ્ધિ થાય, વાતાદિ ત્રણ દોષો અટકી, રસ ધાતુને બગાડી હૃદયમાં ભરાઈ, અનેક પ્રકારે દુઃખ ઉત્પન્ન થાયછે, તેને હૃદ્રોગ કહેછે.

૧ વાત હૃદ્રોગથી હૃદય ખેંચાયલા જેવું, સોઈયોથી ટાચેલા જેવું, દંડ્કાથી ફોડી જુદું પાડીનાંખવા જેવું, ચીરવા જેવું, ઠાર મારવા જેવું, કુહાડાથી ફાડી નાંખવા જેવા ઇત્યાદિક લક્ષણો થાયછે. ૨ પિત્ત હૃદ્રોગથી તૃષા, કંઠને શોષ, શરીરે દાહ, હૃદયને ગ્લાનિ, મૂર્છા, અજીર્ણના ઓડકાર, પરસેવો, મુખે શોષ ઇત્યાદિક લક્ષણો થાયછે. ૩ કફ હૃદ્રોગથી શરીરને અતિભાર, ખાંશી, અજીર્ણ શરીર અકડે અંબાય, ભુખ બેસી જાય, અગ્નિમંદ, મુખને મિઠાસ ઇત્યાદિક લક્ષણો થાયછે. ૪ સન્નિપાત હૃદ્રોગમાં વાતાદિ, ત્રણ દોષના લક્ષણો મળેલાં હોય છે. ૫ કૃમિજન્ય હૃદ્રોગમાં ઉલટીનો ઉછાળો, શૂળ, અજીર્ણ, મુખવાટે લાળ ગળે, થુંકો અતિશે, શરીર અકડે અંબાય, આંખો શ્યામવર્ણી, અંધારા, ઝાંખ પડે, શોપ ઇત્યાદિક લક્ષણો.

### પેટમાં થતો ઉદરરોગ.

**तथाष्टावुदराणि च ॥ वातात्पित्तात्कफात्त्रीणि त्रिदोषेभ्यो जलादपि ॥ २८८ ॥ प्लीन्हः क्षताद्बद्धगुदादष्टमं परिकीर्तितम् ॥**

ઉદર રોગ આઠ પ્રકારે, વાતાદિ ત્રણ દોષ બગડી, રસવાહી અને જળવાહી, નસોના વહિવટમાં અટકાવ થઈ, હૃદયસ્થ અગ્નિ અને અપાન, વાયુને બગાડી ઉદરસ્થ રોગ થાય.

૧ વાતોદર એટલે વાયુના કોપથી, હાથ, પગ, નાભિ, પાંસળામાં અને

સાંધેસાંધાને સોજો, દુઃખ, શૂળ, સુકી ખાંશી, શરીર અંબાય, નાભિસ્થાને અતિ વજન, મળમૂત્ર સાફ ન થાય; ચામડી, આંખો, નાક, કાન ખરબચડાં થાય; પેટમાં અનેક વેદના, શરીરની નસો ઝીણી, શ્યામવર્ણે દેખાય; ચેહેરો કળાસવર્ણે, ધમણની રીતે પેટ, ફુગીને વાયુ ગડગડ શબ્દ કરે; વાયુ શૂળ અને શબ્દો પેટમાં થાય, અને ફરે ઇત્યાદિક લક્ષણો થાય. ૨ પિત્તોદર એટલે પિત્તના કોપથી તાવ, મૂર્છા, દાહ, તૃષા, મુખને કડવાસ, ભ્રમ, અતિસાર, શરીરની ચામડી, પેટ, નસોનો રંગ પિળો, લીલો, તામ્રવર્ણે થાય, નસોતણાવાછતા શરીરે ઉષ્ણતા, દાહ, મુખમાંથી ધુવાડો નિકળે. અજીર્ણના ઓડકાર, પેટ નર્મ છતાં ખાધેલો ખોરાક પાચન, ન થતાં અતિ દુઃખ ઈત્યાદિ લક્ષણો થાયછે. ૩ કફોદર એટલે કફના કોપે શરીરને ગ્લાનિ, નિદ્રા, શરીરે વજન, ચિકણો પરસેવો, અજીર્ણ, ખાંશી, શ્વાસ, શરીર, નસો સુવાળી અને સફેદવર્ણે, પેટ સખ્ત, શીતળતા, વજનદાર, જકડાયલું, શબ્દ ન કરે, લાબે દિવસે વૃદ્ધિ થાય, ઈત્યાદિ કફકોપના લક્ષણો થાયછે. ૪ ત્રિદોષોદર અથવા દૂષ્યોદર નામેવાતાદિ,ત્રણે દોષોના કોપથી ભલાભુંડાની સમજ ન પડે, વિવેક અથવાબુદ્ધિરહિત થાય, કોઈ સ્ત્રી કે પુરૂષે નખો, વાળકે નિમાળા, મળમૂત્ર અને સ્ત્રીનો વિટાળ,ધાતુ, લોહીથી બગાડેલા ધાન્ય પાણી, હરએક જણસ કોઈને વશ કરવાને દગાથી ઉપલી જણસ ખવાડે,હરએકનો શત્રુ દુર્બુદ્ધિથી ઝેર ખવાડે, અથવા પોતે ખાય, દુષ્ટ પાણી કે ઝેરી વસ્તુ ખાય, પીએ, ચોપડે ઈત્યાદિ કારણોથી વાતાદિ ત્રણે દોષ, અને લોહી સાતેધાતુ બગાડીને, પેટ રોગથી અતિશય મ્હોટું થાય, તેમાં શીત વાયુ, ઉષ્ણતા અથવા ઘેરાયલા વાદળાની, વેળાયે કે વર્ષાઋતુમાં તેનો અતિ કોપ થાયછે, અને સર્વે શરીરે દાહ, મુર્છા, મોહ, શરીરનો રંગ પાંડુરવર્ણે, તવાવું, તૃષાની પીડા ઇત્યાદિક લક્ષણો થાયછે. ૫ જળોદર કે જળન્દર રોગની ઉત્પત્તિ, જે માણસે અતિ સ્નેહપાનાદિક, પાતળી વસ્તુ ખાધાપીધાથી,અને બસ્તિપ્રયોગ, ઓષડ, અતિ ઉલટી ઝાડા થવા છતાં, શીતળ પાણી અતિશે પીધાથી, માણસની ઉદકવાહી નસો બગડેછે, સ્નેહાદિક પાતળા પદાર્થોનું,અતિશય લેપ શરીરે કીધાથી, કે પીધાથી પૂર્વવત વૃકોદર રોગ ઉત્પન્ન થાયછે,તે ચિકાસ ભરેલો ટેકરો નાભિની આસપાસ ફરતો ઉંચો પ્રથમ થાયછે, જેમ પાણી અતિશય પીવામાં આવે; તેમ આસ્તે અસ્તે પેટમાં, બીજા રોગોનો વધારો થઈ ફુગે, અને ઉપરથી આરસીની રીતે ચળકે તકતકે ઈત્યાદિક લક્ષણો થાયછે. ૬ પ્લીહોદર રોગ, પિત્તનો કોપ કર્તા વિદાહી ઉષ્ણાદિક પદાર્થ, અને કફકોપકર્તા ઈત્યાદિક પદાર્થનું,અતિ

સેવન કરવાથી, પિત્ત અને કફ બગડીને, પ્લીહા, કલેજુ રોગની વૃદ્ધિ થાય, પ્રથમ ડાહબી બાજુએથી, તેની વૃદ્ધિ થવાને શરૂવાત થાય,તેથી શરીર તવાય, દુર્બળ થાય, હલકો તાવ, અગ્નિમંદ, ચામડીનો રંગ પિળો,ઈત્યાદિક લક્ષણો થાયછે. ૭ ક્ષતોદર કે પરિશ્રાવી ઉદરરોગની ઉત્પત્તિ, અન્ન ઈત્યાદિક ખોરાક ખાવામાં, કાંકરી, પથરી, ઠીકરી, હાડકું, કાચ, કાંટો ઈત્યાદિક હરએક પદાર્થ, ખોરાકસાથે પેટમાં જવાથી, તે પક્વાશયમાં ન જતાં આંતરડામાં ભરાયતો, સર્વે વહીવટનો અટકાવ કરી, ખાધેલા ખોરાકનું પચન, ન થતાં વિપરીત દુ:ખ થાય. તે પછી ત્યાં પાણી એકઠું થઈ, થોડું થોડું ગુદ માર્ગે પડે, અને પેટમાં નાભિની વચ્ચે વધે ઈત્યાદિક દુ:ખ થાયછે. ૮ બદ્ધ ગુદોદર રોગની ઉત્પત્તિ, ભાતના છાલા, તૂસ, કુંડો, રેતી, કાંકરા ઈત્યાદિસહિત ધાન્યાદિક ખોરાક સાથે મેળવેલો, હરએક માણસે ખાધાથી આંતરડામાં ભરાયતો, તેથી નસોમાં મળ બંધાઇ, વાતાદિ ત્રણે દોષો હળવે હળવે એકઠા થઈ, ઝાડા પીસાબને રસ્તે મળમૂત્રનો અટકાવ થાય, મ્હોટી મેહનતે થોડો થોડો મળ નિકળે, અથવા બાકીનો જથ્થો હૃદય, નાભિની વચ્ચે રોગનો વધારે, જમાવ થઈ ઈત્યાદિ રોગ થાયછે.

## પેટમાં ગાંઠ કે ગોળાનો ગુલ્મરોગ.

गुल्मास्त्वष्टौ समाख्याता वातपित्तकफैस्त्रयः ॥ २८९ ॥ द्वंद्वभेदात्त्रयः प्रोक्ताः सप्तमः सन्निपाततः ॥ रक्तादष्टम आख्यातो

ગુલ્મરોગ આઠ પ્રકારે થાય છે. વાતાદિ ત્રણે દોષોનો કોપ થઈ, ગાંઠરૂપે પાંચ સ્થાને થાય છે. તેમાં બેહુ પાંસળામાં, હૃદયમાં એક, નાભિમાં એક, બસ્તિમાં એક, એવી રીતે પાંચ સ્થાને, ગુલ્મ રોગ ઉત્પન્ન થાય, તે ગાંઠ આંબાના ગોટલા જેવી, ચળ અને અચળ ગોળાકાર હોય, કોઈને વધે અને કોઈને ઘટે, તેને ગુલ્મરોગ કહે છે.

૧ વાતગુલ્મ, વાયુના કોપથી થાય, તે નાભિ, બસ્તિ કે પાંસળામાં કદાચિત શુલાદિક વેદના થાયછે, તેનો ઉષ્ણાદિક ઉપાય થવાથી, એક જગ્યાએથી બીજી તરફ ખસે, અને કોઈ વેળા હલકી પીડા, કોઈ વેળા અતિ પીડા થાય, તેમાં મળમૂત્ર વાયુ બળે અટકે, કંઠ મુખને શોષ, ટાહાડી ઓ તાવ, શરીરે કળાસ કે તાંબુશ વર્ણ થાય. હૃદયમાં, પાણીની ડેલીમાં, પાંસળામાં, ખભામાં, મસ્તકમાં શૂળાદિક પીડા થાય; પેટમાં ભુખ લાગેથી ગાંઠની પીડા વધે, અને ખોરાક ખાધાથી નરમ પડે, પણ ખોરાક ખા-

ધાથી તેનો રસ રૂક્ષ, તુરો, કડવો, તીખો થાય, તેથી શાંતી થતી નથી. ૨ પિત્ત ગુલ્મને રાઇ, મરચાં, વગેરે વિદાહી પદાર્થ, ખટાસ, ઉષ્ણ ઇત્યાદિ વસ્તુ ખાંધાપીધાથી, પિત્તનો કોપ થઇ તેમાંથી ગુલ્મ થાય છે, તેમાં તાવ, તૃષા, શરીરે મુખે રતાસ, ખાધેલી વસ્તુનો પાક થતા પેટમાં શૂળ, શરીરે હાથ લગાડેથી પીડા, પરસેવો, દાહ ઇત્યાદિક લક્ષણો થાય. ૩ કફ ગુલ્મ, શરીરે શીતળતા, વજનદાર અને કફ કોપ કર્તા, સ્નિગ્ધ પાતળા પદાર્થનું સેવન કરેથી થાય છે, તેથી શરીર અંબાય, અકડે, તાવ, સાંધેસાંધા વ્યાકુળ, ઉલટીના ઉપકા, મુખે લાળ ગળે, ખાંસી, અજીર્ણ, દુઃખ અલ્પ ઇત્યાદિક લક્ષણો થાય, તે ગુલ્મ સખ્ત છતાં ઉંચો ચડેલો ટેકરો હોય છે. ૪ વાતપિત્ત ગુલ્મ, વાયુ અને પિત્ત બેહુ કોપના લક્ષણોસહિત હોયછે. ૫ પિત્ત કફ ગુલ્મ, એ બેહુના લક્ષણોસહિત હોયછે. ૬ કફ વાત ગુલ્મ, એ બેહુંના લક્ષણોસહિત હોયછે. ૭ સન્નિપાત ગુલ્મ વાતાદિક ત્રણે દોષના કોપસહિત લક્ષણો થાય, તે ગુલ્મમાં અતિશય પીડા, શરીરે અતિ દાહસહિત દુઃખ છતાં, પથર જેવી સખ્ત અને ઊચી ટેકરા જેવી ગાંઠ થઇ, તીવ્ર શુલાદિક વેદના થાય, તેથી અંતઃકરણ, જઠરાગ્નિ ઇત્યાદિક શરીર બળ જાય છે. ૮ રક્ત ગુલ્મ સ્ત્રીઓને પેટમાં (છોડ)ની ગાંઠ થાય છે, તે સુવાવડી સ્ત્રીઓને અથવા કાચી સુવાવડમાં કે અટકાવ ઋતુપ્રાપ્તિમાં, અપથ્ય અપરેજી કરેથી, ખરાબ વસ્તુ ખાધા પીધાથી કે તેનું સેવન કરવાથી, તે સ્ત્રીના ગર્ભસ્થાનમાં (છોડ)ની ગાંઠ, વાયુબળે લોહી એકઠું થઇ, શૂળ દાહસહિત ગાંઠ ઉત્પન્ન થાય, તેમાં ઘણું કરી પિત્ત ગુલ્મ જેવા લક્ષણો, અને તેથી વધારે પણ થાય છે, એ ગુલ્મ ઘણા દિવસ રેહતાં ગોળાકારે, વધતા વધતા અવયવ કે ગાત્રોને અતિદુઃખ થવા છતાં, ખરા ગર્ભની રીતે પેટમાં બાળકના ગુઠણ્યા વાગે, શૂળસહિત દુઃખ લોહી સંબંધી સર્વે અડકાવ, અને થાનની ડીટલી કાળારંગે ઇત્યાદિક, ગર્ભના સર્વે લક્ષણો થાયછે, તેની પરીક્ષા દસ મહિના વહી ગયા પછી થાય છે.

## પિશાબ બંધનો મૂત્રાઘાત રોગ.

मूत्राघातास्त्रयोदश ॥ २९० ॥ वातकुंडलिकापूर्वं वातष्ठीला ततः परम् ॥ वातबस्तितृतीयः स्यान्मूत्रातीतश्चतुर्थकः ॥ २९१ ॥ पंचमं मूत्रजठरं षष्ठो मूत्रक्षयः स्मृतः ॥ मूत्रोत्संगः सप्तमः स्यान्मूत्रग्रंथिस्तथाऽष्टमः ॥ २९२ ॥ मूत्रशुक्रं तु नवमं विट्घातो दशमः स्मृतः॥

मूत्रासादश्चोष्णवातो बस्तिकुंडलिका तथा ॥ १९३ ॥ त्रयोप्येते मूत्रघाताः पृथग्घोराः प्रकीर्तिताः ॥

મૂત્રાઘાત રોગ તેર પ્રકારે થાયછે. તેમાં મૂત્રાસાદ, ઉષ્ણવાત, બસ્તિકુંડલિકા એ ત્રણ મૂત્રાઘાત, મ્હોટા ભયંકર, પ્રાણ સંકટ દુઃખ ઉપજાવનારા રોગછે, તેની પીડા અલ્પ છતાં, મૂત્ર ઝરાનો અટકાવ, અતિશય થાયછે, તે મૂત્રાઘાત અને મૂત્રકૃચ્છ્ર રોગ, મધ્યે મૂત્રનો અટકાવ જુજ છતાં, દુઃખ અતિશે થાય છે. તેટલોજ મૂત્રાઘાત, અને મૂત્રકૃચ્છ્ર એ બેહુમાં ભેદ છે.

૧ વાતકુંડલિકા એટલે મળમૂત્રાદિકોની, પ્રાપ્તિ થવાથી તે ઝરાને અટકાવેથી, વાયુનો કોપ થઈ બસ્તિમાં, પ્રવેશ કરી વેદનાસહિત, મૂત્રનો અટકાવ થાય છે, અને બસ્તિની આજુ બાજુ ફરે છે. તેથી થોડું થોડું મૂત્ર તનખ મારીને બહાર આવે છે. ૨ વાતષ્ઠીલા વાયુ, બસ્તિ અને મળાશયને ફુગવી, અટકાવી, બસ્તીની જગ્યાએ ચળ, પથર જેવી ગાંઠનો ટેકરો થઈ, ઘણી પીડા, મળમૂત્રનો માર્ગ અટકાવેછે. ૩ વાત બસ્તિ; મૂર્ખ માણસ મળમૂત્રાદિક, ઝરાનો અટકાવ કરેથી, તેની બસ્તીની જગામાં વાયુ ભરાઈ, તેનું મુખ બંધ કરી મૂત્રનો અટકાવ કરેછે, તેથી બસ્તી, પડખાંમાં, પેટમાં અતિશય પીડા થાયછે. ૪ મૂત્રતીત; જે માણસને મૂત્રની હાજત થવાથી, ધીરજ રહેતી નથી, અથવા ધીરજ રાખેથી ફરીને, પાછી, પિશાબ આવતી નથી, કે થોડી થોડી આવછે. ૫ મૂત્ર જઠર; મૂત્ર ઝરાને અટકાવ કરેથી, આંતરડામાં ફરતા વાયુને કારણ મળેછે, તે અપાન વાયુને અટકાવી પેટને અતિશે ફુગવેછે, અને બસ્તી વચ્ચે ભરાઈ ફુગવે, તીવ્ર વેદના થાયછે. ૬ મૂત્રક્ષય; જે માણસ કઈક કારણે, તેજહિણુ કે દુર્બળ થયો હોય, તેની બસ્તીમાં પિત્ત, વાયુનો કોપ થઈ, રહીરહીને શૂળ દાહ ઈત્યાદિક, મૂત્રનો ક્ષય થાયછે. ૭ મૂત્રોત્સંગ; બસ્તિ, શિશ્ન મણીના છેડાને, તનખ મારી કંટાળો આપી, લોહી સાથે પિશાબ થોડો થોડો ગળેછે. ૮ મૂત્રગ્રંથિ; બસ્તીના મુખમાં ગોળાકાર, અને સ્થિર ગાંઠ એકાએક ઉત્પન્ન થાયછે, અને તે અસ્મરી (પથરીનો રોગ) સરખી પીડા કરેછે, એ મૂત્રગ્રંથિ અને અસ્મરી બેહુંમાં, ભેદ એટલોજ છે કે અસ્મરી રોગ, આસ્તે આસ્તે પથરી એકઠી થઈ, રોગ વધેછે અને મૂત્રગ્રંથિની, ગાંઠ એકાએક થાયછે. ૯ મૂત્ર શુક્ર; જે માણસને પિશાબની હાજત, થવા છતાં સ્ત્રીના સંગ કરે તો, તેનાં વીર્યસ્થાનમાં વાયુ ભરાઈ, તેને ભ્રષ્ટ કરી પાડી

નાંખેછે, પછી તે માણસે પિશાબ કરવાથી, રાખોડીના રંગે થાયછે. ૧૦ વિડ્ઘાત; જે માણસ કંઈ કારણે દુર્બળ થયો હોય, તેનો મળવાયુ બળેથી મૂત્રાશયની વચ્ચે ભરાઈ, મૂત્રવાહી નસોમાં એકઠો થાય તો, તે માણસ ઘણા કષ્ટેથી પિશાબ કરેછે. ૧૧ મૂત્રાસાદ; એટલે પિત્ત અને કફ સાથે કે, જુદાનો કોપ થવાથી ઘણા કષ્ટેથી, તેને પિશાબ થાયછે, અને પિત્ત કોપે પિશાબ લાલ કે પીળા રંગે થાય, કફ કોપે સફેદ રંગે થાય, સન્નિપાતના વાતાદિ ત્રણે દોષના કોપેથી, ત્રણે રંગ મળેલો હોયછે; પિત્ત કોપનો પિશાબ સુકવેથી, ગોરૂ ચંદનના ચુરણ જેવું થાય, કફકોપનો પિશાબ સુકવેથી, શંખના ચુરણ જેવું સફેદ થાય, સન્નિપાત કોપનું ત્રણે રંગ સહિત ચૂર્ણ થાયછે. ૧૨ ઉષ્ણવાત; અતિશય માર્ગે ચાલવાથી, અગ્નિના અતિ શેકથી, તીક્ષ્ણ કે વિદાહી પદાર્થ ખાધાપીધાથી, કે તેનું સેવન કરેથી પિત્તનો કોપ થઈ, વાયુ સાથે મળી મૂત્રાશયમાં ભરાઈ, લિંગ, ગુદની જગ્યામાં દાહ થાયછે, તેથી પિશાબ પીળો હલદ જેવો કે, લાલ રંગે મ્હોટાં કષ્ટેથી, થોડો થોડો બહાર પડેછે. ૧૩ બસ્તિ કુંડલિકા; અતિ ઉતાવળેથી ચાલતા, ફલાગ મારવાથી, લાંઘણ કરવાથી, માર ખાધાથી, કોપ કર્તા પદાર્થ અતિશે ખાધા પીધાથી, એક બીજા સાથે રોગ મળેથી, અતિ મેહનત ઈત્યાદિક કારણે બસ્તિ, મૂત્રાશય પોતાના સ્થાનેથી ચાતરી, ઉપર ચઢી ઉતરીને ગર્ભની રીતે, મ્હોટી ગાંઠ થઈ રેહેછે, વખતે જરા ખસીને પીડા કરે, શૂળ, દાહ ઈત્યાદિક લક્ષણો થાયછે, પિશાબ માર્ગે ટપકે, બસ્તિ, નાભિની વચ્ચે પિશાબનો જમાવ થઈ, અતિ પીડા ઈત્યાદિક લક્ષણો થાય, એ રોગ પ્રાણનાશ કરનારો છે, તેમાં વાયુ અતિ બળવાન હોય છે, તેને પિત્તનો સંબંધ થવાથી બસ્તિમાં શૂળ, દાહ, પિશાબ રંગે પીળો, લાલ હોયછે, કફ સંબંધ થવાથી બસ્તિસ્થાને, અતિ વજન, સોજો પણ આવે અને પિશાબ પાતળો, જાડો, સુવાળો, શીતળ થાય છે.

## પિશાબ અટકવાનો મૂત્રકૃચ્છ્ર રોગ.

मूत्रकृच्छ्राणि चाष्टौ स्युर्वातपित्तकफैस्त्रिधा ॥ सन्निपाताच्चतुर्थं स्याच्छुक्रकृच्छ्रं च पंचमं ॥ विट्कृच्छ्रं षष्ठमाख्यातं घातकृच्छ्रं च सप्तमं ॥ २९९ ॥ अष्टमं चाश्मरीकृच्छ्रं

મૂત્રકૃચ્છ્ર આઠ પ્રકારે થાયછે. વાતાદિક ત્રણે દોષો પોતાના કારણે

કે, જુદા જુદા અથવા સાથે, મળીને કોપસહિત થવાથી, મૂત્રાશયમાં પ્રવેશ થઈ, પિશાબ માર્ગે ઘણી પીડા કરેછે, તેથી અતિ કષ્ટે પિશાબ થાય.

૧ વાત મૂત્રકૃચ્છ્રને અંડસંધિમાં, બસ્તિમાં, લિંગમાં અતિ ભયંકર પીડા થાય, થોડો થોડો વારંવાર ઘણા કષ્ટેથી, પિશાબ આવે છે. ૨ પિત્ત કૃચ્છ્રને દાહ, તનખસહિત લાલ રંગે, થોડો થોડો વારંવાર, પિશાબ આવેછે. ૩ કફ મૂત્રકૃચ્છ્રને બસ્તિમાં વજન, સોજો થાય અને તેલ જેવો, પિશાબ આવેછે. ૪ સન્નિપાત મૂત્રકૃચ્છ્રને વાતાદિ ત્રણે, દોષના લક્ષણોસહિત મળેલા હોય છે. ૫ શુક્રકૃચ્છ્રને વાતાદિ ત્રણે દોષના કોપે, શુક્ર ધાતુ બગડી પિશાબનો માર્ગ બંધ થાય, બસ્તિ અને લિંગ સ્થાને શૂળસહિત, શુક્ર ધાતુ સાથે મળેલો પિશાબ મ્હોટા કષ્ટેથી થાયછે. ૬ વિટ્કૃચ્છ્રને મળમૂત્રના ઝરાનો અટકાવ થયાથી, વાયુ બગડીને પેટ ફુગવે, શૂળ ઉત્પન્ન થાય, તેથી અતિ કષ્ટે પિશાબ થાયછે. ૭ ઘાત કૃચ્છ્રને મૂત્રવાહિ, નસોને શસ્ત્રાદિ હથિયારે, ઘા, કાંટો કે જખમનું દુઃખ થવાથી, અથવા એક બીજા રોગ સાથે મળવાથી, વાત મૂત્ર કૃચ્છ્રને મળતા લક્ષણો થાયછે. ૮ અશ્મરી કૃચ્છ્રને બસ્તિ ઝાડાની જગ્યામાં, લિંગને શૂળાદિક, ઉપદ્રવ અને પથરની ગાંઠ બંધાયછે.

## પિશાબમાં પથરીનો અશ્મરી રોગ.

चतुर्धा चाश्मरी मता ॥ वातात्पित्तात् कफात् शुक्रात्

અશ્મરી રોગ ચાર પ્રકારે થાયછે. જેમ ગાયના મસ્તકમાં, પિત્તની જગાએ ગોરૂચંદન અનુક્રમે થાયછે, તે પ્રમાણે કોઈ પુરૂષને, વાયુનો કોપ થઈ, મૂત્રાશયમાં ભરાઈ મૂત્ર, શુક્રધાતુ, પિત્ત, કફને શોષી, મૂત્રાશયના મુખમાં રહી અનુક્રમેથી, પથરની લખોટી જેવી ગાંઠ ઉત્પન્ન થાયછે, તેને અશ્મરી રોગ કહેછે; તેથી બસ્તિ ફુગે, મૂત્રાશય અને લિંગમાં, વૃષણમાં શૂળ, પિશાબ અટકે, અપચી રોગ, અજીર્ણ ઈત્યાદિક ઉપદ્રવ થાયછે; તે રોગ પાકટ થવાથી રેતી જેવી, કણી પિશાબ માર્ગે બહાર પડે, તેને શર્કરાશ્મરી કહેછે.

૧ વાતાશ્મરીથી માણસ કળાસ વર્ણે, રૂક્ષ, માંસરૂપી કાંટાસહિત, ઈત્યાદિક અત્યંત પીડાં ભોગવે, દાંત કકડાવે, કંપારો થાય, લિંગ, નાભિ અને હાથ પિલાય, અવાજ સાથે ગુદમાર્ગે ઝાડો થાય, કુથીકુથીને મ્હોટા કષ્ટેથી, એક એક ટીપું પિશાબ ટપકે. ૨ પિત્તાશ્મરીમાં પિત્ત કોપથી, ભીલામાંના મગજ જેવી ઝીણી ગાંઠ હોય, તે લાલ અથવા પીળા કે શ્યા

મવર્ણું થાય, મૂત્રાશય ગર્મ ધગધગતી હોય, પાકેલા ગુમડાં જેવી થાયછે. ૩ કફાશ્મરીમાં મૂત્રાશયને પીડા થાય, શીતળતા, વજનદાર, મ્હોટી ગાંઠ છતાં સફેદ, કે મધ જેવા રંગે હોયછે, એ વાતાદિક ત્રણેનાકોપે, રોગ કોઈ બાળકને થાયછે. ૪ શુક્રાશ્મરી નામે રોગ; કોઈ કોઈ પુરૂષને થાયછે, તેને શુક્ર ધાતુનો ઝરો પ્રાપ્ત થયેલો હોય, તે વખતે તેને મૈથુન કે સ્ત્રીસંગ ન મળવાથી, શુક્ર ધાતુ પોતાના સ્થાનમાંથી ભ્રષ્ટ થઈ, લિંગઅને વૃષણવચ્ચે આવી રહ્યાથી, વાયુનો કોપ થઈ, શુક્ર ધાતુનું શોષણ કરી, પ્રથમ ગાંઠ બંધાય, અને તે આસ્તે આસ્તે તેમાં વધારો થઈ, મૂત્રાશયમાં પીડા, પિશાબ અટકે, વૃષણને સોજો ઈત્યાદિક મહાદુઃખ થાય, એ ચોથો રોગ બાળકને ન થતાં, જુવાન પુરૂષનેજ થાયછે.

## પરમાનો પ્રમેહરોગ.

तथा मेहाश्च विंशतिः ॥ २९६ ॥ इक्षुमेहः सुरामेहः पिष्टमेहश्च सांद्रकः ॥ शुक्रमेहोदकाख्यौ च लालामेहश्च शीतकः ॥ २९७ ॥ सिकताव्हः शनैर्मेहो दशैते कफसंभवाः ॥ मंजिष्टाख्यो हरिद्राव्हो नीलमेहश्च रक्तकः ॥ २९८ ॥ कृष्णमेहः क्षारमेहः षडैते पित्तसंभवाः ॥ हस्तिमेहो वसामेहो मज्जामेहो मधुप्रभः ॥ २९९ ॥ चत्वारो वातजा मेहा इति मेहाश्च विंशतिः ॥

મેહ એટલે પરમાનો રોગ, વીસ પ્રકારે થાયછે. ૧ ઈક્ષુમેહ. ૨ સુરામેહ, ૩ પિષ્ટમેહ, ૪ સાંદ્રમેહ, ૫ શુક્રમેહ, ૬ ઉદકમેહ, ૭ લાળામેહ, ૮ શીતમેહ, ૯ સિકતામેહ: ૧૦ શનૈર્મેહ; એ દસ પ્રકારનો પરમો કફકોપે થાયછે. ૧૧ મંજીષ્ઠમેહ, ૧૨ હરિદ્રામેહ, ૧૩ નીળમેહ, ૧૪ રક્તમેહ, ૧૫ કૃષ્ણમેહ, ૧૬ ક્ષારમેહ, એ છ પ્રકારે પિત્ત કોપે થાયછે. ૧૭ હસ્તિમેહ, ૧૮ વસામેહ, ૧૯ મજ્જામેહ, ૨૦ મધુમેહ; એ ચાર પ્રકારે વાયુના કોપે.

૧ ઈક્ષુ મેહ, ડોહોવાએલા છતાં ચિકાસ ભરેલો, સેરડીના રસ જેવો મિઠો, લિંગમાર્ગેથી પરમો પડેછે. ૨ સુરામેહ, દારૂ જેવો લિંગમાર્ગેથી પરમો પડેછે, તે પાંત્રાં ઉપર રાખેથી, નિતરેલું પાણી ઉપર અને નીચે રગડો બંધાયછે. ૩ પિષ્ટ મેહ, રૂવાટાં ઉભાં થાય, લોટ જેવો પરમો સફેદ રંગે પડેછે. ૪ સાંદ્ર મેહનો પરમો પડેથી, તે ઠરે તો બંધાય છે. ૫ શુક્ર મેહ, લિંગમાર્ગેથી શુક્ર ધાતુ એકલી કે પિશાબ સાથે ભળેલો

પરમો પડેછે. ૬ ઉદકમેહ, પાણી જેવો સ્વચ્છ સફેદ વર્ણે, ગંધ વિનાનો, શીતળ અતિશે પરમો પડેછે. ૭ લાળા મેહ, મધ્યે તાતણા કે વાણા નિકળે, લાલ રંગે પરમો પડેછે. ૮ શીત મેહ, અત્યંત શીતળ અને ઘણું કરી સવાદે મધુર પરમો પડેછે. ૯ સિકતામેહ, રેતી જેવા દાણાનો પરમો પડેછે. ૧૦ શનૈર્મેહને, લિંગમાર્ગે થોડો થોડો મંદ પરમો પડેછે. ૧૧ મંજીષ્ટમેહને આમગંધી, અને મંજીઠના રંગ જેવો પરમો પડેછે. ૧૨ હરિદ્રા મેહને, હલદના રંગે ક્ષીણ પરમો પડેછે. ૧૩ નીળ મેહને, ગુલીના રંગ જેવો પરમો પડેછે. ૧૪ રક્ત મેહને આમગંધિ, ઉષ્ણતા, ખારા સવાદે, લાલ રંગે પરમો પડેછે. ૧૫ કૃષ્ણ મેહને, મેશના કાળા રંગ જેવો પરમો પડેછે. ૧૬ ક્ષારમેહ, ગંધે, રંગે, વર્ણે, સ્પર્શે, સવાદે સમુદ્રના પાણી જેવો પરમો પડેછે. ૧૭ હસ્તિમેહને, જેમ હાથીના મુખ ઉપરથી, હમેશા મેદનો મધુર રસ ઝરે છે, તે પ્રમાણે ચિકાસ ભરેલો લિંગમાર્ગેથી, થોડો થોડો પરમો ટપકેછે. ૧૮ વસામેહને ચરબી, માંસ, મજ્જા, ચામડીનો સાર, રક્તદ્રવ, સર્વે ભેળસેલ વારંવાર પરમો પડે છે. ૧૯ મજ્જામેહને, હાડ સાંધા ગળાઈ, તેનો કે ચરબીનો રસ થઈ ભેળસેલ, અથવા એખલાના રસ જેવો પરમો પડેછે. ૨૦ મધુમેહને, તુરો, મધુર, રૂક્ષ એવો પરમો પડે છે.

## પિશાબ ડોહોવાયલાનો સોમરોગ.

सोमरोगस्तथा चैकः

સોમ રોગ એક પ્રકારે થાયછે, તે આખા શરીરમાંથી પાણી કે ધાન્યાદિક, ખોરાકનું પાચન ન થતાં તેના રસમાંથી, ડોળ થઈ પિશાબ માર્ગે સોમરોગ પડે છે.

## પરમામાંહેથી પ્રમેહપિટિકા રોગ.

प्रमेहपिटिका दश ॥ ३०० ॥ शराविका कच्छपिका पुत्रिणी विनताळजी ॥ मसूरिका सर्षपिका जालिनी च विदारिका ॥३०१॥ विद्रधिश्च दशैताः स्युः पिटिका मेहसंभवाः ॥

પરમા માંહેથી પિટિકા રોગ, દશ પ્રકારે થાયછે. પરમાનો રોગ થવાથી તેનો ઉપાય કે દરકાર ન કરેથી, શરીરનું લોહી, માંસ, ચરબી, બગડીને પિટિકા, કેડ, ગળે, પગે, જાંગે, ખાંદે, સાંધાના વિભાગે, ગરદને, વાંસે,

ઝાડાની જગાએ, લિંગે, હાડકાના સાંધામાં, વૃષણે ઈત્યાદિક જગાએક સાંધામાં, ફોડકી અને ગાંઠો થાય સરાવિકા રેહેછે.

૧ સરાવિકા નામે ગાંઠ ફોડકી સાથે ઉંડી હોય, અને ઘેરાવે ઉલટા કોડિયાના ટકરા જેવી હોયછે. ૨ કચ્છપિકા નામે ગાંઠ ફોડકા સાથેની થાય, તેમાં બળત્તર છતાં તેનો આકાર, કાચબાની પીઠ જેવો હોયછે. ૩ પુત્રિણી નામે હોય તે મ્હોટી છતાં, તે ઉપર બીજી બારીક બારીક ગાંઠો કે ફોડકી થાયછે. ૪ વિનતા નામે હોય તે મ્હોટી છતાં, શ્યામવર્ણી વાંસા કે પેટ ઉપર થાય, તેના તળિએથી અતિ તનખ મારી વેદના થાયછે. ૫ અલજી નામે અતિ મ્હોટી ગાંઠ ફોડકા સાથે થઈ, તે જગાની ચામડીને બળતર, દાહસહિત પસરે અને બીજા ગડ ગુમડાં, કેસતોડની ગાંઠો,લાલ કે શ્યામવર્ણી થાય, તેથી તૃષા, દાહ, ભ્રમ, તાવ ઈત્યાદિ ઉપદ્રવ થાયછે. ૬ મસુરિકાની ગાંઠ સાથેનો ફોડકો, મસુરના દાણા પ્રમાણે થાયછે. ૭ સર્ષપિકાની ગાંઠ સાથેની ફોડકી, સફેદ શરસિના દાણા જેવી થાયછે. ૮ જાળિની નામે ગાંઠને, તીવ્ર દાહ છતાં માંસને ઘેરાયલી હોયછે. ૯ વિદારિકાને વિદારી નામે કુંદમૂળ, જેવી ગાંઠ મ્હોટી થઈ સખ્ત થાયછે. ૧૦ વિદ્રધિકા નામે નાસૂર, પાઠાની ગાંઠો કે ફોડકી સાથે, વિદ્રધિ રોગ જેવા લક્ષણો સહિત થાય છે.

## માંસ ચરબી અતિશે વધીને મેદ રોગ.

### मेदोदोषस्तथा चैकः

મેદો રોગ એક પ્રકારે થાયછે. તે મેદો સર્વે પ્રાણીમાત્રને, હૃદયસ્થાને ઘણું કરીને હોયછે, પણ જે માણસને મેદ રોગ થાય, તેના પેટને ઘણો વધારો થઈ, નસો ઈત્યાદિના માર્ગો બંધ કરી, કોઠાની અગ્નિમાં પ્રવેશ થઈ, અગ્નિને પ્રદીપ્ત કરી આહારને શોષિ લેછે, માટે માણસે ખાધેલો ખોરાક, જલદી પાચન થઈને બીજો ખાવાને, ઈચ્છા કરે અને કદાચીત જમવાની વેળા ચુકી, અથવા તે વખત ટળેથી કે, ખોરાક ન મળેથી અનેક મ્હોટા, રોગમાં પ્રમેહપિટિકા, તાવ, ભગન્દર, વિદ્રધિ, નાસૂર ઈત્યાદિ વાયુ કોપના, રોગમાંથી કોઈ પણ વિશેષ કરી, અગ્નિ તથા વાયુકોપનો ઉપદ્રવ થાયછે. મેદો રોગનો માણસ મર્ણ પામેથી, તેનું શરીર બળતી વખતે, જેમ વનમાં આગ લાગી વાયુ જોરે, ઝપાટામાં વન બળી ખાક થાયછે, તેમ મેદ રોગે શરીર બળેછે, પણ તે મેદ રોગ ઘણો કોપાયમાન થવાથી, એકાએક વાયુનો

અથવા વાતાદિક ત્રણે દોષનો કોપ થઈ, અતિ ભયંકર રોગ ઉત્પન્ન થાય, વખતે તાકીદે મોત લાવે, તે રોગથી શરીર ઘણું મ્હોટું થવાથી, માણસનું પેટ, સ્તન, કુલા ચાલતી વખતે લટલટ સર્વે હાલેછે, અને કોઈ કોઈ વખતે વિસર્પ, ભગન્દર, તાવ, અતિસાર, પરમો, હર્સ, શ્લીપદ ઈત્યાદિક રોગ થાયછે, તે રોગની ઉત્પત્તિમાં કફ ઉત્પન્ન કરનારી વસ્તુનો અતિશે ખોરાકમાં શાકર, ખાંડ, ગોળ કે મિઠાસભરેલો રસ, સ્નેહપાન, ઘી, પકવાન્ન, દુધ, દહીં, લાડુ, બરફી, પેંડા, માવો ઈત્યાદિક મિઠાઈ, વારંવાર ખાધાથી મેદ વધેછે, તેથી હાડકા અને શુક્રધાતુમાં વધારો થતાં, જે બગડેલી ધાતુ વધવાથી, તેનું પોષણ ન થતાં અતિશે, મેદ વધેથી તે માણસ સર્વે કામ કાજ, કર્મો વિશે અશક્ત થાય, અલ્પશ્વાસ, તૃષા, ભ્રમ, નિદ્રા અને શ્વાસા વિરૂદ્ધ થઈ, નિદ્રામાં અતિશે ઘોરે, શરીરે ગ્લાનિ, શક્તિહીણ, છીંકો, દુરગંધ ભરેલો પરસેવો, અલ્પપ્રાણ, અલ્પમૈથુન ઈત્યાદિક રોગ ઉત્પન્ન થાયછે.

## સોજાનો શોથ રોગ.

शोथरोगा नव स्मृताः ॥ ३०१ ॥ दोषैः पृथग्द्वयैः सर्वैरभिघाताद्विषादपि ॥

શોથ રોગ નવ પ્રકારે થાય, તેને સોજો કહેછે, તે પોતાના કારણે વાયુનો કોપ કે દુષ્ટ થઈ, લોહી, પિત્ત કફને બગાડી નસો માર્ગે લઈ જાય, પછી તે વાયુ લોહી પિત્તની શક્તિ અટકાવી, ચામડી, માંસ આશ્રેથી સોજાને અકસ્માત ઉત્પન્ન કરેછે.

૧ વાતશોથ નામે સોજો, વગરકારણે એકાએક થાય, વધે, ઘટે, વેદના સહિત થાય, દિવસે દુઃખ ઘટે રાતના વધારે થાય, સોજો ચંચળ છતાં તેની ચામડી પાતળી અને ખડબચડી, અરૂણવર્ણે, તાંબુસ કે કળાસ વર્ણે થાય, તે ઉપર હાથ ફેરવેથી દુઃખ ન થાય, ઝણઝણી આવે, રૂવાટા ઉભા થાયછે. ૨ પિત્ત શોથનો સોજો દાહસહિત છતાં, હાથ લગાડેથી દુઃખે, બળે, પાકે, નબળો સોજો છતાં ઉષ્ણતા, ગંધસહિત હોય, રતાસ કે પિળારંગે હોયછે, તેથી રોગીને ભ્રમ, તાવ, પરસેવો, તૃષા, ઉન્મત્ત, આંખો લાલ રંગે થાય, ઈત્યાદિક પિત્ત કોપના લક્ષણો થાયછે. ૩ કફશોથનો સોજો. રાત્રે બળવાન થાય, તેની ઉત્પત્તિ, કફકોપકર્તા પદાર્થનું અતિ સેવન કરેથી, રોગની વૃદ્ધિ થઈ અતિ દુઃખદાયક પીડા થાય, તે સોજો નર્મ ન પડે, અગ્નિનો શેક ઈત્યાદિક ઉષ્ણ, વસ્તુંનો ઉપાય કરેથી શાંતિ થાયછે. શરીરે અતિ વજન

છતાં સ્થિર, પાંડુરવર્ણે, અજીર્ણે, મુખેથી લાળ ગળે, નિદ્રા, ઉલટી, અગ્નિમંદ ઇત્યાદિક કફ કોપના લક્ષણો થાયછે. ૪ વાતપિત્તશોથને વાયુ, પિત્ત કોપ સહિત બેહુંના લક્ષણો મળેલા હોયછે. ૫ પિત્તકફશોથને પિત્ત કફ બેહુંના લક્ષણો હોયછે. ૬ વાતકફશોથને કફ વાયુ, બેહુંના લક્ષણો હોયછે. ૭ ત્રિદોષશોથને વાયુ, પિત્ત અને કફ કોપસહિતના લક્ષણો હોયછે. ૮ અભિઘાતશોથને શસ્ત્રાદિક અથવા કુહાડાદિકનો ઘા પડવાથી, તે ઉપર શીતળ વાયુ લાગેથી; ભિલામાનું તેલ, કે કુયલી અથવા ખાજવણી, વેલની શિંગના રૂવાટા લગાડેથી, શરીરે વિંછુ કે સર્પોના ડંખ લાગેથી, જેવી રીતે આખા શરીરે આગ પસરેછે, તેવી રીતે આખા શરીરે, સોજો ઉત્પન્ન થાય, તે સોજો ઉષ્ણ છતાં, લાલવર્ણે થાય, તેને ઘણું કરી પિત્તકોપના લક્ષણો થાયછે. ૯ વિષશોથનો સોજો, વિંછુ કે સર્પાદિ ઝેરી પ્રાણી, માણસના શરીર ઉપર ફરી જવાથી, ડંખવાથી કે તેણે ઝાડો, પિશાબ કીધાથી કે તેની ધાતુ ખલિત થયાથી, અથવા હરએકના વસ્ત્ર ઉપર, ઉપલી વસ્તુ પડી હોય, તેના ઝેરથી ભીજાયલો પોશાક, હરએક વખતે કોઇ માણુસે પેહરવાથી, અથવા ઝેરવિનાનો પ્રાણી, માણસ, જનાવર ઇત્યાદિકના દાંત, દાઢ, નખો, શરીરસાથે ઘસાવાથી, અથવા ઝેરી વનસ્પતિ કે, ઝાડસાથે શરીર ઘસાવાથી, વાયુનો સંબંધ ઝેરી ઝાડ સાથે થવાથી, ઝેરી વાયુનો ફુકારો લાગવાથી, વચનાગ ઇત્યાદિક ઝેરી વસ્તુ, શરીરે ઘસાવાથી ચામડીને ઝેર પસરી શરીરે સોજો આવેછે, અને તે સોજો ચંચળ થવા છતાં, નબળો હોય અને નીચે ઉતરતો જાયછે, તે એક જગાએથી બીજી જગાએ ખસે, તેવા રોગીને દાહસહિત પીડા થાયછે.

## વધરાળનો વૃદ્ધિ રોગ.

वृद्धयः सप्त गदिता वातात्पित्तात्कफेन च ॥ २०३ ॥ रक्तेन मेदसा मूत्रादंत्रवृद्धिश्च सप्तमः ॥

વૃદ્ધિ રોગ એટલે વૃષણ મ્હોટો થાય, તે રોગ સાત પ્રકારે થાયછે; તેમાં વાયુ પોતાના કારણે, ભયંકર કોપીને સોજો અને શૂળ, અંડસંધિમાં પ્રથમ ઉત્પન્ન થઇ, નસો માર્ગેથી વૃષણમાં ભરાઇ, વૃષણવાહિની નસોને, જબરીથી બગાડી બેહું ગોળીમાં, અને ઉપરની ચામડીમાં, રોગનો વધારો કરેછે.

૧ વાતવૃદ્ધિ એટલે વાયુથી, ફુગેલી ધમણ જેવો વૃષણ ફુગે, તેને હાથે દાબે તો વાયુનો ગુડગુડ શબ્દ નિકળે, તેનું શરીર તેજહિણ દેખાય, કારણવિના દુઃખ થાયછે. ૨ પિત્તવૃદ્ધિ, ઉંબરાના પાકેલા ફળ જેવો નાંબુસ વર્ણે, નર્માસ, બળત્તર, ઉષ્ણ, પાકસહિત વૃષણ થાયછે. ૩ કફવૃદ્ધિ, વૃષણે શીતળતા, વજન, ચિકાસ, સખ્ત, ખજવાળ, દુઃખ અલ્પ થાયછે. ૪ રક્તવૃદ્ધિ, બગડેલું લોહી વૃષણમાં ભરાવાથી, પિત્તકોપના લક્ષણો થવા છતાં, તે ઉપર કળાસરંગે ફોડકા ભરાયછે. ૫ મેદાવૃદ્ધિને, કફવૃદ્ધિના લક્ષણસહિત નર્માસ, તાડના પાકેલા ફળ જેવું વૃષણ, કાળા રંગે ગોળાકાર થાયછે. ૬ મૂત્રવૃદ્ધિ, પિશાબની હાજત અટકાવેથી, વૃષણમાં ભરાય તો ચાલતીવખતે, પાણી ભરેલી પખાલની રીતે હાલે, અતિ પીડાસહિત નર્મ હોય, તે મૂત્રકૃચ્છ્ર રોગને મલતા લક્ષણસહિત વેદના થાય. ૭ અંત્ર વૃદ્ધિને, વાયુનો કોપ કરનાર ખોરાક ખાધાથી, અતિ શીતળ પાણીમાં, ખુડકીઓ મારી નાહવાથી, પિશાબની હાજત અટકાવેથી, પિશાબની હાજત લાવવાને, અતિ ઉપાય કરવાથી, શરીર ઉપર અતિ ભાર ઉપાડેથી, અતિ માર્ગ ચાલવાથી, ચઢઉતર કે કુડકા મારવાથી, નસો ઇતિયાદિસાંધામાં, દુઃખ થઇ તે ખસવાથી, બળવાનથી અંગયુદ્ધ કરવાથી, ઇત્યાદિ કારણે વાયુ બગડી, અટકી તેનો કોપ થઇ, ઝીણા આંતરડામાં ભરાઇ, તેમાંથી રોગ ઉત્પન્ન થઇ, વાયુસહિત રોગ નીચલા ભાગે, અથવા અંડસંધિ પેડુંની, આજુબાજુમાં ગાંઠરૂપે સોજો, કે બદ નામે ગાંઠ ઉત્પન્ન થાયછે. તેનો ઉપાય લાગુ ન પડવાથી, કે દરકાર ન કરેથી તે પાકીને રોગ, વાયુબળે વૃષણમાં ઉતરી, ફુગવે અકડાવેછે, એકાદવેળાએ તે વૃષણ ડાબેથી, ઉપર ચડી વાયુનો, ચમત્કારી શબ્દ થાય, અને મુકેથી અગાઉની જગ્યા પાછી ફુગેછે.

### અંતરગળ, અંડવૃદ્ધિ રોગ.

अंडवृद्धिस्तथा चैकः

અંડવૃદ્ધિ રોગને કુરંડપણ કહેછે, તે રોગ એક પ્રકારે થાય, અગાઊ વૃદ્ધિ અને અંત્રવૃદ્ધિ, રોગના લક્ષણો લખેલાં છે, તેને મળતાં લક્ષણોછે.

### ગંડમાળા, ગળગંડ અપચી રોગની ગાંઠો.

तथैका गंडमालिका ॥ २०४ ॥ गंडापचीति चैका स्यात्

૧ ગંડમાળા, ૨ ગળગંડ, ૩ અપચી એ ત્રણે રોગ, જુદા જુદા

પ્રકારે થાયછે. તેમાં ૧ ન્હાના કે મ્હોટા બોર, અથવા આમળા જેવી ગાંઠો, કાખે, હાથને સાંધે, ગરદને, ગળે, અંડસંધિને, પેડું ઇત્યાદિ સાંધામાં કફ, મેદ દુષ્ટ થઈને થાય, તેને ગંડમાળા કહેછે, તે ગાંઠો મળેલી એક પછી એક કે સાથે નિકળેછે, અને તે લાંબે દિવસે હળવે હળવે પાકેછે. ૨ ગરદને, ગળે, દાઢીને, હડપચીને સાંધાવોમાં વૃષણ, ગ્રાંઠ રૂપે સોજો ન્હાનો કે મ્હોટો થાય, તે ઝુલતો હોય, તેને ગંડ અથવા ગળગંડ કહેછે, તે ગળાસ્થાને વાયુ અને કફ બગડી, ગરદનના મેદને દુષ્ટ કરી, રોગ ઉત્પન્ન થાયછે. ૩ અગાઊ જણાવેલી ગળગંડની, કેટલીક ગાંઠો પાકી ફુટીને વહેછે, અને તે નહતી તેવી ચામડી બરોબર થાય, અને ફરી બીજી ગાંઠો ઉત્પન્ન ત્યાં થાય, તેનો સંબંધ ઘણા દિવસ રહેછે, તેને અપચી રોગ કહેછે.

## ઉઠમી ગાંઠ, ગ્રંથિરોગ.

ग्रंथयो नवधा मताः ॥ त्रिभिर्दोषैस्त्रयो रक्ताच्छिराभिर्मेदसो व्रणात् ॥ ३०९ ॥ अस्थ्नां मांसेन नवमः

ગ્રંથિ રોગ નવ પ્રકારે થાયછે, તેમાં વાતાદિ ત્રણ દોષ, માંસ લોહી મેદ સર્વેને બગાડી નસો, મારફતે ફરીને ગોળાકાર, ટેકરાજેવી ગાંઠો સોજા સાથે ઉત્પન્ન થાયછે.

૧ વાત ગ્રંથિ, શરીરના સર્વે અવયવને શૂળો ભોકાય, ખેંચાય તોડાય, અતિ દુઃખ થાય, શરીર કળાસ વર્ણ છતાં નર્માસે હોય, તેનો દેખાવ પથરના ઉલટા ખલ જેવો, પરૂ અને દુષ્ટ લોહીને વેહવડાવેછે. ૨ પિત્ત ગ્રંથિ, અત્યંત બળતરા છતાં, તેમાંથી રાંધ્યા જેવી બાફ નિકળે, અગ્નિમાં બળ્યાં જેવી વેદના છતાં, લાલ કે પીળા વર્ણે હોયછે, તે ગાંઠ ફુટીને અત્યંત દુષ્ટ લોહીને વેહવડાવેછે. ૩ કફ ગ્રંથિ, શીતળ છતાં શરીરના વર્ણે હોય, પીડા અલ્પ, ખજવાળ, પથરજેવી સખ્ત, લાંબે દિવસે વધે અને પાકે, ફુટેથી સફેદ સખ્ત પરૂ વેહેછે. ૪ રક્તગ્રંથિ, લોહીનો બગાડ થઇ ગાંઠો ઉત્પન્ન થાય, તેના લક્ષણો પિત્ત ગ્રંથીને મળતાં હોય છે. ૫ શિરાજ ગ્રંથિ, જે બળવત માણસની બરોબરી કરવા, નબળો માણસ અતિ બળેથી, હમેશા ચાલે દોડે, તે થાકાટાથી વાયુનો કોપ થઈ, ઝીણી ઝીણી નસોને સંકોચવાનું, દુઃખ થઇ શરીરનું શોષણ થાય, ગોળાકાર ઊંચી ગાંઠો થાય, તે ચંચળ, ઘણું દુઃખ છતાં કષ્ટસાધ્ય, અને દુઃખવિનાની પણ હોય, અચંચળ,

મ્હોટી મર્મસ્થાને, ભચે, કંઠ, ગળે. પગે, ખાંદે, વાંસે, ગુદે, ગરદને, લિંગે, હાડે ઉત્પન્ન થયલી ગાંઠ અસાધ્ય હોયછે. ૬ મેદો ગ્રંથિ, શરીરની વૃદ્ધિ થવાથી મ્હોટી થાય, અને શરીર ક્ષીણ થવાથી, ગાંઠ પણ ન્હાની થાય, ચિકણી છતાં અતિ ખજવાળસહિત હોય, તનખસહિત દુઃખ, ફુટેથી દૂધનો માવો કે, ઘીના રવા જેવો મેદ વહેછે. ૭ વ્રણગ્રંથિ, હથિયારે ઘાયલ થવાથી, વિંધની ગાંઠો થાયછે. ૮ અસ્થિ ગ્રંથિ, વાતાદિક ત્રણે દોષના કોપે, હાડકાને બગાડી ગાંઠો ઉત્પન્ન થાયછે. ૯ માંસ ગ્રંથિ, માંસ બગડીને ગાંઠો ઉત્પન્ન થાય, તે અગાઉ જણાવેલી વિંધ્રધીની ગાંઠો, હાડકાની હાડગંભિરની, ગાંઠોમાં જે દોષનો કોપ, લખેલો હોય તેવા લક્ષણો થાયછે.

### ગાંઠનો અર્બુદ રોગ.

षड्विधं स्यात्तथार्बुदम् । वातात्पित्तात्कफाद्रक्तान्मांसादपि च मेदसः ॥ ३०६ ॥

અર્બુદ રોગ ૭ પ્રકારે થાયછે; તેમાં ૧ વાતાર્બુદ, ૨ પિત્તાર્બુદ, ૩ કફાર્બુદ, ૪ રક્તાર્બુદ, ૫ માંસાર્બુદ, ૬ મેદાર્બુદ. શરીરમાં વાતાદિ ત્રણે, દોષનો કોપ થઈ, લોહી અને માંસને બગાડી, ગોળાકાર, સ્થિર, મંદરૂઝ, મ્હોટી, જેના મુળ અતિ ઉંડાણમાં જાય, તેવી લાંબી મુદતે વધે અને પાકે, તેવી માંસની ગાંઠો ઉપડે, તેને વૈદ્ય શાસ્ત્ર જાણનારા, અર્બુદ રોગ કહેછે. તેમાં ૧ થી ૪ પ્રકારના અર્બુદના, લક્ષણ અગાઉ લખેલા વાતાદિક, ગ્રંથિ રોગને મળતા હોયછે. ૫ વાતાદિ ત્રણે દોષનો કોપ થઈ, લોહી, માંસ, નસો શોષાઈ, ધીમે ધીમે પાકે અને વહે, એવી રીતે પ્રથમ માંસનો ગોળો ઉત્પન્ન થાય, તે ગાંઠ માંસના દાણાથી, ભરેલી છતાં ઝડપથી મ્હોટી થાય, હમેશાં લોહી પરૂ વહે, તેથી લોહીના ક્ષય સંબંધી, ઉપદ્રવે, દુઃખી થઈ શરીર, સફેદ વર્ણે નિસ્તેજ થાય, તેને રક્તાર્બુદ કહેછે, તે અસાધ્ય રોગછે. ૬ હરેક માણસના શરીરે, મૂઠથી કે બુક્કી ઈત્યાદિનો, માર કે પ્રહારાદિકે પીડાયલાને, તત્સંબંધી માંસ દુષ્ટ થઈ, મંદ વેદનાસહિત ચીકાસ ભરેલી, શરીર બળજેવી વિસ્તારે ગાંઠ, પથર જેવી સખ્ત અને ન પાકેલી છતાં, સ્થિર માંસના ગોળાજેવો, સોઝો ઉત્પન્ન થાય, તેને માંસાર્બુદ કહેછે; અથવા કોઈ માણસનો સ્વભાવ, માંસ ખાવાનો અતિશે હોય, તેના શરીરનું લોહી, માંસ દુષ્ટ થઈ, તેમાંથી મ્હોટા માંસાર્બુદ ઉત્પન્ન થાય, તે અસાધ્ય જાણવાં; ઉપર લખેલા, કેટલાક સાધ્ય અર્બુદોછે, તે મધ્યે પણ કંઈક અસાધ્ય

થાયછે, જે અર્બુદ સર્વકાળ વહેછે, જે મર્મસ્થાને, હરએક સાંધે કે નસો ઉપર થઈ સ્થિરં હોય, તે અર્બુદ અસાધ્ય જાણવા; પક્ષીના આકારે, અને બીજા પ્રકારે પણ અર્બુદ થાયછે; તેના નામો લક્ષણો—પ્રથમ અર્બુદની ગાંઠ થયા પછી, બીજી તેની પાસે ઉત્પન્ન થાય, તેને અધ્યર્બુદ કહેછે; કોઈને એક વખતે અથવા કોઈને, એક પછી એક બે ગાંઠ ઉત્પન્ન થાય, તેને દ્વિરર્બુદ કહેછે; એ બેહું અસાધ્ય છે.

### હાથે પગે ઈત્યાદિ સ્થાને, સોઝાનો શ્લીપદ રોગ.

श्लीपदं च त्रिधा प्रोक्तं वातात्पित्तात्कफादपि ।

શ્લીપદ રોગ વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષોથી, ત્રણ પ્રકારે રોગ થાયછે, તેમાં તાવસહિત અંડસંધિમાં, પીડા પ્રથમ થઈ એકપછી એક પગે હાથે સોઝો ઉત્પન્ન થાય ,તેને શ્લીપદ રોગ કહેછે; કેટલાકને હાથે, પગે, કાને, આંખે, લિંગે, નાકે, હોઠે થાયછે; તેનું કારણ જે દેશમાં સર્વકાળ, જગ્યા જગ્યાએ ખરાબ કે મેલું પાણી, લાંબા દિવસ સુધી ભરેલું કે, સાચવેલું હોય અથવા જે દેશની, સર્વે ઋતુઓમાં હવા પાણી બગડેછે, તેવા દેશમાં એ રોગની ઉત્પત્તિ ઘણી થાયછે.

૧ વાત સંબંધે શ્લીપદનો સોઝો, લાકડા કે પથર જેવો સખ્ત, કળાસવર્ણે નિસ્તેજ, તત્સંબંધી ચામડીમાં, ઘણી વેદનાસહિત, વિનાકારણે તાવ, અને પીડા ઉત્પન્ન થાયછે. ૨ પિત્તસંબંધી શ્લીપદને દાહ, તાવસહિત છતાં પીળાવર્ણે, નર્માસે સોઝો થાયછે. ૩ કફસંબંધી શ્લીપદને, ચિકાસ સફેદ વર્ણે, વજનદાર, ચંચળ સોઝો થાયછે.

### કોઠામાં કે ઉપર થતી ઉંડમી ગાંઠનો વિદ્રધિ.

विद्रधिः षड्विधः ख्यातो वातपित्तकफैः

स्त्रयः ॥ २०७ ॥ रक्तात् क्षतात् त्रिदोषैश्च

વિદ્રધિ રોગ સ્વ કારણથી, વાતાદિ ત્રણ દોષોના કોપે, ચામડી, લોહી, માંસ મેદને બગાડી, હાડકાં સુધી જઈ, હલવે હલવે મ્હોટો ભયંકર, હાડગંભીર રોગની ગાંઠ થાય, તેના મૂળ ઘણા ઉંડાં જઈ, ઘણાદિવસે પીડાસહિત, ગોળાકાર અથવા લાંબી, ઊંડમી ગાંઠનો સોઝો, છ પ્રકારે ઉત્પન્ન થાયછે.

૧ વાતવિદ્રધિની ગાંઠનો સોઝો, કળાસવર્ણે, તાંબુસવર્ણે છતાં, ઉંચી, નીચી, ચપટી અને ગંઠાયેલી હોય, તેનું મુખ તલીએ જઈ અ-

નેક પ્રકારે વેદના થાયછે. ૨ પિત્તવિદ્રધિની ગાંઠ, ઉંબરાના પાકેલા ફળજેવી, શ્યામવર્ણી, તાવ, દાહસહિત તાકીદે ગાંઠ ઉપડે, અને પાકેછે. ૩ કફવિદ્રધિની ગાંઠ, ઉઠમાં કોડીયા જેવી મ્હોટી, પાંડુરવર્ણી, શીતળ, ચિકણી, મંદ વેદના, ગાંઠ ઉપડયા પછી લાંબે દિવસે પાકેછે. ૪ રક્તવિદ્રધિની ગાંઠ, કાળા રંગે ફોડકાથી ભરેલી હોય, તેના લક્ષણો પિત્તકોપ, વિદ્રધિને મળતા દાહ, તાવસહિત હોયછે. ૫ ક્ષતવિદ્રધિની ગાંઠ, લાકડા કે, પથરાદિ કનો માર કે અભિઘાત થવાથી, અથવા ક્ષત કે ધારા પડયા પછી, અપરેજી કરનાર રોગીને ક્ષતજન્ય, ગરમી સંબંધી વાયુ કોપે, લોહીસહવર્તમાને પિત્તને મળી, બગાડી વિદ્રધિ રોગ ઉત્પન્ન કરે, તેથી તાવ, દાહ, તૃષા ઈત્યાદિક પિત્ત, કોપના લક્ષણો થાય, તેને આગંતુક વિદ્રધિ કેહછે. ૬ ત્રિદોષ વિદ્રધિની ગાંઠો, શ્યામવર્ણી સફેદ છતાં, પીડા, દાહ, ખજવાળ ઈત્યાદિક, અનેક ઉપદ્રવો થઈ, અનેક વિંધે વહેછે, તે ગાંઠ મ્હોટી, ઉંચી, નીચી, પોહલી ગંઠાયેલી હોય; તેના મુખ અને મૂળ મ્હોટાં છતાં, ઉંડાણ તલીએ હોયછે, કોઈ વખતે એક બાજુએ પાકે, જલદી કે લાંબે દિવસે પાકે, તેને સન્નિપાત વિદ્રધિ કહેછે; એ છ પ્રકારે બાહ્ય એટલે ઉપર થતી, વિદ્રધિની ગાંઠો જાણવી; અને બીજો ભેદ અભ્યંતર, વિદ્રધિની ગાંઠ, કોઠાની અંદર થાય; તેના સ્થાનો ગુદ, બસ્તિ, નાભિ અંડસંધિ, પાંસળે, વૃક્કે, પ્લીહે, યકૃત, કલોમે ઉત્પન્ન થાય; તે બેહુના લક્ષણો સરખાજ થાયછે.

## વિંધ, ધારા, જખમનો વ્રણરોગ.

व्रणाः पंचदशोदिताः । तेषां चतुर्धा भेदः स्यादागंतुर्देहजस्तथा ॥ ३०८ ॥ शुद्धो दुष्टश्च विज्ञेयस्तत्संख्या कथ्यते पृथक् । वातव्रणः पित्तजश्च कफजो रक्तजो व्रणः ॥३०९॥ वातपित्तभवश्चान्यो वातश्लेष्मभवस्तथा । तथा पित्तकफाभ्यां च सन्निपातेन चाष्टमः ॥३१०॥ नवमो वातरक्तेन दशमो रक्तपित्ततः । श्लेष्मरक्तभवश्चान्यो वातपित्तासृगुद्भवः ॥ ३११ ॥ वातश्लेष्मासृगुत्पन्नः पित्तश्लेष्मास्रसंभवः । सान्निपातासृगुद्भूत इति पंचदश व्रणाः ॥ ३१२ ॥

વ્રણરોગ પંદર પ્રકારે થાય, તેના ચાર ભેદ છે; તેમાં એક, આગંતુક વ્રણ; શસ્ત્રાદિકના જખમેથી, નાસૂરની ગાંઠ ઉત્પન્ન થાયછે. બીજો દેહજ વ્રણ; વાતાદિક ત્રણે દોષો બગડીને થાયછે. ત્રીજો શુદ્ધ વ્રણ; જે નાસૂરની

ગાંઠ જીભની પીઠના સ્વરૂપે, નર્માંસે, ન્હાની, ચીકણી, પીડાસહિત, સખ્ત અને ભરેલી, ને વહેતી હોયછે. ચોથો દુષ્ટ વ્રણ; જે નાસૂરની ગાંઠ દુર્ગંધ અને પરૂ સહિત, દુષ્ટ લોહીને હમેશા વેહવડાવે, અંદરથી ઝાડના મૂળજેવી, ઢાલ જેવી પોકળ અને લાંબા દિવસસુધી રેહે, તે શુદ્ધ વ્રણના લક્ષણથી, ઉલટી રીતે હોવા છતાં, દુર્ગંધસહિત હોયછે; એવી રીતે જુદાજુદા ચાર પ્રકારો જાણવા.

૧ વાત વ્રણ; જે નાસૂરની ગાંઠ સખ્ત બંધાયલી, હાથ લગાડેથી મજબુત, તેનું વેહવું મંદ, વેદના અતિશે, સોઈથી ટોંચવાજેવી વેદના, ઘડીઘડી એ ઠણકા લાગે, શ્યામ કે તાંબુસવર્ણે, ઈત્યાદિક લક્ષણોસહિત હોયછે. ૨ પિત્તવ્રણ; તૃષા, તાવ, મૂર્છા, લાલ પાણીઝરે, દાહ, અતિશે વેદના, દુર્ગંધસહિત વહે, ઇત્યાદિક લક્ષણો થાયછે. ૩ કફવ્રણ; અતિ સુવાળું, વજનદાર, ચિકણું, વેદના મંદ સહિત, તેમાંથી પાંડુરવર્ણે ચિકાસ નિકળે, અને લાંબે દિવસે પાકેછે. ૪ રક્ત વ્રણ; તાંબુસ વર્ણે છતાં, તેમાંથી હમેશા લોહીને વેહવડાવેછે. ૫ વાત પિત્તવ્રણ; બેહું કોપના લક્ષણો થાયછે. ૬ વાતકફ વ્રણ; ને બેહું કોપના લક્ષણો થાયછે. ૭ પિત્ત કફ વ્રણને; બેહુના લક્ષણો થાયછે. ૮ સન્નિપાત વ્રણને; વાયુ, પિત્ત, કફ ત્રણે કોપના લક્ષણો થાયછે. ૯ વાતરક્ત વ્રણને; બેહુંનાં લક્ષણો થાયછે. ૧૦ રક્ત પિત્ત વ્રણને; બેહુનાં લક્ષણો થાયછે. ૧૧ કફ રક્ત વ્રણને; બેહુનાં લક્ષણો થાયછે. ૧૨ વાત પિત્ત રક્ત વ્રણને; ત્રણેનાં લક્ષણો થાયછે. ૧૩ વાત, કફ, રક્તવ્રણને; ત્રણેનાં લક્ષણો થાયછે. ૧૪ પિત્ત, કફ, રક્તવ્રણને; ત્રણેનાં લક્ષણો થાયછે. ૧૫ સન્નિપાત રક્તવ્રણને; ચારે દોષોના લક્ષણો થાયછે.

### શસ્ત્રાદિકના જખમે આગંતુક વ્રણ.

सद्योव्रणस्त्वष्टधा स्यादवक्लिप्तविलंबिनौ ।

छिन्नभिन्नप्रचालिता घृष्टविद्धनिपातिताः ॥ २१२ ॥

સદ્યોવ્રણ એટલે આગંતુક વ્રણના; જખમ આઠ પ્રકારે થાયછે. હરેક તેજદાર હથિયારે જખમ થવાથી, અનેક પ્રકારે વિંધ, નાસૂર, જખમ, ધારા પડી વહેછે, તે જખમ ઉંડાણ જવાથી, કોઠો વિંધાઈ મરણ પામેછે.

૧ અવક્લિપ્ત વ્રણ; ને કાતરવા પ્રમાણે પીડા થાયછે. ૨ વિલંબી વ્રણ; નું માંસ લબડી પડેછે. ૩ છિન્ન; શસ્ત્રાદિકથી સીધો, વાંકો વિંધ થઈ જખમ ચીરાઈને, લાંબો થાયતો ગાત્રોને ગળાવેછે. ૪ ભિન્ન; ભાલો, બર્છી, તરવાર, દાંતરડું, શિંગી ઇત્યાદિકે, ઉંડાણ જખમ પેટમાં, મળમૂત્રાદિક સ્થાને

થઈ, થોડો થોડો વહેછે. ૫ પ્રચલિત; ગદા કે મોગરીનો માર, પ્રહાર અને પીડાથી હાડકા સુધી, સહવર્તમાને, અંગ છુંદાયું હોય, અને માંસ તથા લોહી, બગડીને ભળીજઈ, તેમાંથી નાસૂર થાયછે; તેને પિચ્ચીત કહેછે. ૬ ધૃષ્ટ; લાકડા લોહડાદિક, ખડબચડાં પદાર્થ સાથે, શરીર ઘસાવાથી અથવા લાગવાથી, શરીરાવયવોની ચામડી, છોલાઈ નિકળી જાયછે, અને તે અવયવ ગરમી અથવા લોહી, પરૂ વહેતા ઝરાસહિત હોયછે. ૭ વિદ્ધ; પ્રથમ ઝીણો વિંધ, અણીયાળા શસ્ત્રે, તીરે, કાંટો કે શલ્ય, કંટકાદિક પેટમાં, મળમૂત્રાદિક સ્થાને, તે શિવાય શરીરાવયવની, બીજી જગાએ પેઠા કે ભરાયો હોયતો, તે શલ્ય અંદર રહી બાહર, ચામડીમાં વિંધ થઈ, મુખ પાડે અથવા તેશલ્ય નિકળી જઈ, ચામડીમાં વિંધ પાડી, મુખ પાડે અને વેહવડાવેછે. ૮ નિપાતિત વ્રણ; ગાત્રો અને અવયવાદિક, સર્વે સમૂળ ગળી જાય, અથવા વિંધ અતિશે ઉંડો ન હોય, અગર વિશેષે કરી જુનો થયો ન હોય, ભાંગી તુટી ફુટીને કટકા થઈ, નિકળી ગયો હોય તો, કોઈ વખતે ઘણી અને કોઈ વખતે, અલ્પ જેવી પીડા થાયછે; તેને ક્ષત વ્રણ કહેછે.

## કોઠાનો જખમ, કોષ્ટ ભેદ.

कोष्टभेदो द्विधाप्रोक्तश्छिन्नांत्रो निसृतांत्रकः ।

કોષ્ટ ભેદ બે પ્રકારે થાયછે; તેમાં ૧ છિન્નાંત્રક; શસ્ત્રાદિકે પેટના જખમે, આંતરડા કપાઈ, તુટીને અંદર રહેછે; તેને છિન્નાંત્રક કહેછે. ૨ નિસૃતાંત્રક, શસ્ત્રાદિકના જખમે આંતરડા, કપાઈ તુટીને બહાર નિકળેછે; તેને નિસૃતાંત્રક કહેછે.

## હાડકાનો અસ્થિભંગ રોગ.

अस्थिभंगोऽष्टधा प्रोक्तो भग्नपृष्टविदारितौ ॥ २१४ ॥ विवर्तितश्च विश्लिष्टस्तिर्यक् क्षिप्तस्त्वधोगतः । ऊर्ध्वगः संधिभंगश्च

અસ્થિભંગ રોગ આઠ પ્રકારે થાયછે; તેમાં હાથ, પગ, કે સાંધાનું હાડકું ભાંગ્યાથી, આસપાસના, બેહું હાડકાને અતિ વેદના થાયછે.

૧ ભગ્નપૃષ્ટ; સાંધાની આજુ બાજુના, બેહું હાડ એક બીજાથી ઘસાઈ, અતિ મેહનતે તે ઉપર, એકા એક સોઝો આવે, અને રાતે વિશેષ વેદના થાયછે. ૨ વિદારિત; સાંધાની આજુ બાજુના, બેહું હાડકામાં અતિશે, કળતર થઈ તુટે, ફુટે, વેદના થાયછે. ૩ વિવર્તિત; સાંધાનાં હાડકાં વાંકા થઈ,

વાંસામાં, પીઠમાં વેદના થાયછે. ૪ વિશ્લિષ્ટ; સાંધાનું હાડકું ખસીને, ઢીલું પડી વેદના થઇ સોઝો આવેછે. ૫ તિર્યકક્ષિપ્ત; સાંધાનું હાડકું. પોતાની જગા છોડી વાંકુ થઇ, ખસીને અતિશે વેદના થાયછે. ૬ અધોગત; સાંધાની નીચેનું હાડકું. ખસીને વેદના થાય છે. ૭ ઊર્ધ્વગત; સાંધાની ઉપરનું હાડકું. ખસીને વેદના થાયછે. ૮ સંધિભંગ; સાંધાના હાડકાનો ચૂરો થાય, કે ભાંગીને બે કટકા થાયછે.

## અગ્નિમાં બળેલાનો વન્હિદગ્ધ રોગ.

वन्हिदग्धश्चतुर्विधः ॥ ३१५ ॥ प्लुष्टोऽतिदग्धो
दुर्दग्धः सम्यकूदग्धश्च कीर्तितः ।

અગ્નિમાં શરીર બળવાથી, ચાર પ્રકારે રોગ થાયછે; ૧ પ્લુષ્ટ; અગ્નિથી બળીને, સ્વરૂપ બદલાયછે. ૨ અતિ દગ્ધ; અગ્નિથી શરીર બળીને, લોહી, માંસ, નસો, સ્નાયુ. સાંધા, હાડકાં ઉઘાડાં પડી, દેખાવા લાગે અને તાવ, દાહ, તૃષા, મૂર્છાદિક લક્ષણો થાયછે. ૩ દુર્દગ્ધ; શરીરાવયવ બળીને, અતિશે દાહ તીવ્ર વેદના થાય, બળેલી રોટલીની રીતે, શરીરે ફોડકા ઉઠે, તે જલદી રૂઝાતા નથી. ૪ સમ્યકૂદગ્ધ; શરીરાવયવ બળી, આખું અંગ, તાડ ઝાડના ફળ જેવું કાળું થાયછે.

## નસોને નાસૂર નાડી વ્રણ.

नाड्यः पंच समाख्याता वातपित्तकफैस्त्रिधा ॥ ३१६ ॥
त्रिदोषैरपि शल्येन

નાડી વ્રણ રોગ પાંચ પ્રકારે,નાસૂરની ગાંઠોથાયછે; જે મૂર્ખને નાસૂરની ગાંઠ, સબંધી પ્રથમ સોઝો ઉત્પન્ન થાય, તે ગાંઠ કાચી કે પાકી હોય, તેનો ઉપાય કે દરકાર ન કીધાથી, તેમાં અતિશે પરૂ થવા છતાં, અપરેજી કીધાથી, શરીરનું લોહી, માંસ ચામડી, માંસ, નસો, સ્નાયુ, હાડ બગડી, ઇત્યાદિકસ્થાને વ્રણ થાય, તે જગા ખેંચી ફાડી, વ્રણોની વચ્ચે પરૂ ઉતરી. હાડકા સુધી જઇ, અંદર પોળાણ દર જેવો માર્ગ પાડી, નળ જેવો લાંબો રસ્તો કરેછે, તે પછી નળમાંથી જેમ, પાણી પડે તેમ પરૂ વહે, તેને નાડી વ્રણ કહેછે.

૧ વાતનાડી; જે નાડી વ્રણની જગા, ખડબચડી, તેનું મુખ બારીક, શૂળસહિત વેદના, રાત્રે ફીણ સહિત પરૂ વધારે વહે છે. ૨ પિત્તનાડી; ને

પા, તાવ, અને નાસૂરની આસપાસ, દાહસહિત વેદના દિવસે, ઉષ્ણ ગુ-
ણોસહિત પીળા વર્ણે, પરૂ વધારે વહે છે. ૩ કફ નાડી; ને વધારે દાહસહિત
વેદના, ન હોવા છતાં સખ્ત, અને સફેદ વર્ણે પરૂ વેહે, ખજવાળ ઘણી
આવે, રાત્રે રોગનો કોપ અતિશે થાયછે. ૪ ત્રિદોષનાડી; અતિશે
દાહ, તાવ, શ્વાસ, મૂર્છા, મુખે શોષ ઈત્યાદિક, લક્ષણોસહિત થાય, તે રોગ
પ્રાણનાશ થવાને, કાળરાત્રી જેવો ભયંકર છે. ૫ શલ્ય નાડી; કંટકાદિક
શલ્ય એટલે ભાલો, ઈત્યાદિકઅણીયાલું હથીયાર, કે કાંટો, ફાંસ, શલ્ય
શરીરના માંસમાં ભોકાઈ, તેમાં નહિ જેવો થઈને રહેવા છતાં, જે માણસ
પોતાના આળસે, તેને કાઢે નહિ અથવા તેની પરીક્ષા ન કરે તો, તે કાંટો
ચામડી અને માંસાદિકની, વચ્ચે જઈ બે ભાગે ખેંચાઈને, લાંબે દિવસે
માર્ગ પાડી બાહેર નિકળે, તેનાં વિંધમાં ફીણસહિત, ગંઠાયલું ગર્મ લોહી અને
પરૂ, પીડાસહિત અકસ્માત્ કે સર્વકાળ વહેછે.

## ભગંદર રોગ.

तथाऽष्टौ स्युर्भगंदराः।शतपोतस्तु पवनादुष्ट्रग्रीवश्च पित्ततः॥२१७॥
परिस्रावी कफाज्ज्ञेय ऋजुर्वातकफोद्भवः । परिक्षेपी मरुत्पित्तादर्शोजः
कफपित्ततः ॥ २१८ ॥ आगंतुजातश्चोन्मार्गी शंखावर्तस्त्रिदोषजः ।

ભગંદર રોગ અતિ કોપકર્તા પદાર્થોનું સેવન કરેથી આઠ પ્રકારે થાયછે;
શરીરના મધ્યભાગે, કુલાની જગાએ ઢિકરા, જેવા પોહોળા બે હાડ છે, તેની
વચ્ચે ઝાડાની જગાએ ગુદછે, તેની ઉપલી બાજુએ, બે આંગળને છેટે, નેમ
પ્રમાણે અતિ પીડા કરનાર, ફોડકી પ્રથમ ઉત્પન્ન થાય, તે જ્યારે દાહ,
ખજવાળ, દુઃખસહિત પાકે અને ફુટે, ત્યારે ગુદ, બસ્તિ ઝાડાની આસ-
પાસની બેહું તરફના અવયવો અવયવ પોતપોતાની તરફ, ખેંચેથી અતિશે
વેદના થાય; તેને ભગંદર કહેછે.

૧ શતપોત; તુરા કે રૂક્ષ પદાર્થોનું, અતિશે સેવન કરેથી, વાયુનો
કોપ થઈ, ગુદ પાસે ફોડકી થાય, તેની દરકાર ન કરેથી, ભયંકર દુઃખ
થતાં થાય, તેવી એક પછી એક થઈ, પાકી ફુટીને અત્યત પીડા થતાં,
લાંબે દિવસે તાંબુસ વર્ણે, ગાંઠ બંધાઈ ફીણસહિત, પરૂને વેહવડાવે, અને
ચાળણીમાં જેમ વિંધ હોય, તેવી રીતે અનેક વિંધ, તે જગાએ પડી,
તેના મુખમાંથી પરૂ, મળ, મૂત્ર, વીર્ય વેહેછે. ૨ ઉષ્ટ્રગ્રીવ; તિખાસ, ખટાસ
ઈત્યાદિક પદાર્થોનું, અતિ સેવન કરેથી, પિત્તના કોપે, ગુદની પાસે ફોડકી,

ઉત્પન્ન થવા પછી, તેની દરકાર ન કરેથી, જલદી પાકીને ઉષ્ણ, અને દુર્ગંધ-સહિત, પરૂને વેહવડાવે, તે ફોડકીનો દેખાવ ઊંટની, ગરદન જેવો હોયછે. ૩ પૃરિસ્રાવી; કફ કોપેથી ભગંદર થાય, તેને ખજવાળ, સફેદ વર્ણે જાડું પરૂ-વહે, તે સખ્ત, મંદ વેદનાથી પરૂને વહેવડાવેછે. ૪ રૂજું; વાયુ અને કફ-કોપના લક્ષણો થઈ, પોતાની મેળે વેહેછે. ૫ પરિક્ષેપી; વાયુ અને પિત્ત-કોપે એહુંના લક્ષણોસહિત થાયછે. ૬ અર્શોજ; કફ પિત્ત કોપથી થાયછે. ૭ ઉન્માર્ગી; માર ખાધાથી કે પ્રહારાદિકે ફોડકી થઈ, પાકી, ફુટીને ગુદ-વાટે પરૂને લઈ જઈ વહેવડાવે, તેનો ઉપાય તાકીદે ન થવાથી, તેમાં જંત ઉત્પન્ન થઈ પસરે, લાંબે દિવસે તેમાં અનેક, વિંધ કે મુખ થઈ અનેક માર્ગે, મળ મૂત્ર અને વીર્યાદિક, પોતાનો માર્ગ મુકીને, ભગંદરેનો માર્ગ પકડેછે. ૮ શંખાવર્ત; વાયુ, પિત્ત કફ ત્રણે દોષોથી ભગંદર થાય, તેમાં અનેક વ્રણ કે વિંધ, અનેક પીડા, અનેક પ્રકારે વહે, સન્નિપાતના સર્વે, લક્ષણોસહિત હોય, તે ફોડકી, ગાયના થાન જેવી લાંબી, નાડી શંખના ઘેરાવા જેવી થઈ, અતિશે પરૂને વેહવડાવે છે.

## દુષ્ટના સંબંધે થતો ઉપદંશ રોગ.

मेढ्रे पंचोपदंशाः स्युर्वातपित्तकफैस्त्रिधा ॥ ३१९ ॥
सन्निपातेनरक्ताच्च

લિંગને ઉપદંશ રોગ પાંચ પ્રકારે થાયછે; કંઇક કારણેથી કે કઠોર સ્પર્શે, સખ્ત વસ્તુ લિંગને ઘસાવાથી, નખ, દાંત ઈત્યાદિક લાગવાથી, સ્ત્રીસં-ભોગ થવા પછી, લિંગને સારી રીતે ન ધોવાથી, કસબણો દાસીયાદિક, સાથે સંભોગ કીધાથી, લાંબા કે કઠોર વાળ, જે સ્ત્રીની યોની ઉપર હોય, રોગાદિકે દુષ્ટ થયેલી જે સ્ત્રિની યોની, અડકાયલી કે રજસ્વળા સ્ત્રીનો, કામ વ્યાપ-વાને અનેક, ઓષડનો ઉપાય કરેલો હોય, ઈત્યાદિક દુષ્ટ સ્ત્રીના સંભોગે, અથવા તેવાજ રોગાદિક પુરૂષના સંગે, લિંગને અથવા યોનીમાં, પરમો ઈત્યાદિકે ઉપદશ રોગ ઉત્પન્ન થાયછે.

૧ વાત ઉપદંશ; ને તનખ, લોહી ધાતુમાંથી આસ્તે આસ્તે, કળાસવર્ણે ફોડકા, ઈત્યાદિક ઉપદ્રવ થાયછે. ૨ પિત્ત ઉપદંશ; પરમાનો પિશાબ પીળો-લહી, અને ફોડકા પીળા વર્ણે થઈ, ઓગળે, પસરે અને દાહ થાયછે. ૩ કફ ઉપ-દંશનો પરમો સફેદ રંગે વહે, અને લિંગે ફોડકા મંદ વેદના સાથે, સફેદ થાય

તે ઉપર અજવાળ, સોઝો, શખ્ત, ઘેરાવે મ્હોટા, પર સફેદ વર્ણે જાડું, વેહ-વડાવે છે. ૪ સન્નિપાત ઉપદંશ; અનેક પ્રકારે વેદનાથી પરમો વહી, અનેક ફોડકા થઈ ત્રણે રોગના કોપે વહે છે. ૫ રક્ત ઉપદંશ; ગુલાબી રંગે લોહી મિશ્રિત, અને સફેદ વર્ણે પરમો અતિ, વેદનાથી વહી ફોડકા થાય અને વહે, તે સર્વે લક્ષણોના કોપ સહિત હોયછે.

## લિંગ ઈન્દ્રિને થતો શૂક રોગ.

मेढ्रे शूकामयास्तथा । चतुर्विंशतिराख्याता लिंगार्शो ग्रथितं तथा ॥ ३२० ॥ निवृत्तमवमंथश्च मृदितं शतपोतकः । अष्ठीलिका सर्षपिका त्वक्पाकश्चावपीटिका ॥ ३२१ ॥ मांसपाकः स्पर्शहानिर्विरुद्धम णिरुद्धवः । मांसार्बुदं पुष्करिका संमूढपिटिकालजी ॥ ३२२ ॥ रक्तार्बुदं विद्रधिश्च कुंभिका तिलकालकः । निरुद्धः प्रकशिः प्रोक्तस्तथैव परिवर्तिका ॥ ३२३ ॥

લિંગની અંદર અને બહાર, ચોવીસ પ્રકારે શૂકરોગ થાયછે; મંદબુદ્ધિનો કે મૂર્ખ માણસ, સ્ત્રીના વિષયવિષે, અતિશે લુબ્ધ થઈ, લિંગ અકસ્માત ઘણો મ્હોટો, થવાને માટે ઉપાય કરે, કે જેથી વિષયની ઇચ્છા પુરણ થાય, અથવા કામશાસ્ત્રનો લાભ, મેળવવા માટે ભિલ્લામાંદિક, ઓષડનો લેપાદિક ઉપાય કરેછે, તે ઉપાય કરવામાં કંઈક ઉલટું થયું અથવા લિંગાર્શાદિક એટલે પાણીના મેલથી, જળતંતુ નામે જીવડા ઉત્પન્ન થાય, તેને શુકજ રોગ કહેછે.

૧ લિંગાર્શ; દુર્વ્યસને લિંગમાં ગાંઠ થાય, તેની સંખ્યા, નિયમો, સ્થાનો, ક્ષુદ્ર રોગ મધ્યે કહેલા છે, તે લક્ષણોને મળતા એ રોગને થાયછે. ૨ ગ્રંથિત; રોગે હમેશા લિંગને દુઃખ, તેની આસપાસ ફરતી ગાંઠો થાયછે. ૩ નિવૃત્ત; દુર્વ્યસનની ગાંઠો વીશે, ક્ષુદ્ર રોગમાં કહેલું પ્રસિદ્ધ છે, તેને મળતા લક્ષણો હોય તેથી શૂક રોગો, મધ્યે એ રોગનો સંગ્રહ કીધો છે, તેમાં કફ કોપનો સંબંધ હોયછે. ૪ અવમંથ; લિંગ બાહરની જગાએ,લાંબી ફોડકી થઈ પાકી ફુટીને પસરેછે, તે રોગ કફ લોહીના કોપે, અતિ પીડા સહિત, આખા શરીરે કાંટા લાવેછે. ૫ મૃદિત; વાયુ કોપેથી લિંગને ફોડકી થઈ, ઘણી પીડા, શખ્ત સોઝો લાવેછે. ૬ શતપોતક; વાયુ અને લોહી કોપેથી, લિંગ ઉપર સેંકડો બારીક બારીક, ફોડકી થઈ આસપાસની જગાએ, ટાકી જેવા વિંધ પડેછે. ૭ અષ્ઠીલિકા; લિંગે વાતજન્યની ફોડકી, લોખંડના વાસણ જેવી

શખ્ત થાયછે. ૮ સર્ષપિકા; વાયુ, કફમાંથી સફેદ શરસી જેવી, ફોડકી લિંગે ઉત્પન્ન થાયછે. ૯ ત્વક્‌પાક; વાયુ, પિત્ત કોપથી, લિંગની ચામડીનો પાક થઇ, તાવ, દાહ ઉત્પન્ન થાયછે. ૧૦ અવપિટિકા; ને મળતા લક્ષણો, ક્ષુદ્ર રોગમાં કહેલા છે, તેવી રીતે લિંગે થાયછે. ૧૧ માંસપાક; વાયુ પિત્ત અને કફ, ત્રણે દોષોના વિકારે, લિંગસંબંધીનું માંસ ખરીને, ગળવા માંડે અનેક વેદના થાયછે. ૧૨ સ્પર્શહાનિ; ને શૂકવિકારેથી લોહીનો કોપ થઇ, લિંગને ફોડકીઓ ઉત્પન્ન થાય, તેને કઇ પણ અડકવાથી, અતિશે વેદના થાય છે. ૧૩ વિરૂદ્ધ મણિ; ને શૂદ્ર રોગમાં કહેલા લક્ષણો છે, તેને મળતા લિંગને થાય, માટે તેનો સંગ્રહ શૂક રોગમાં કરેલો છે. ૧૪ માંસાર્બુદ; શૂક રોગ થયા પૂછી.પ્રહારાદિકે વાગેથી, લોહી માંસ દુષ્ટ થઇ, ઉપલી ગાંઠ ઉત્પન્ન થાયછે. ૧૫ પુષ્કરિકા; કમળના ફુલ વચ્ચે ઝીણા દાણા હોય, તેવી રીતે લિંગે અનેક ફોડકીઓ, રક્ત પિત્તમાંથી ઉત્પન્ન થાય છે. ૧૬ સંમૂઢ પિટિકા; વાયુ કોપેથી લિંગને ફોડકીઓ ઉત્પન્ન થાય, તેને હાથે ચોળવાથી શખ્ત જણાય, અને પાકે નહી. ૧૭ અળજી; રોગની ફોડકીઓનાં લક્ષણો, પ્રમેહ રોગ મધ્યે કહેલા છે, તેના જેવા લિંગને થાય છે. ૧૮ રક્તાર્બુદ; લિંગે કળાસ અને તાંબુસ વર્ણે, ફોડકીઓ ઉત્પન્ન થઇ, લિંગે, ઝાડાની જગ્યાએ, અતિશે પીડા થાયછે. ૧૯ વિદ્રધિ; રોગવિષે અગાઊ લખ્યા પ્રમાણે, ત્રણે દોષોથી અનેક વિધ કે નાસૂરની ગાંઠો, અનેક પીડા સહિત વહેછે. ૨૦ કુંભિકા; લિંગે રક્ત પિત્તમાંથી ફોડકીઓ ઉત્પન્ન થઇ, જાંબુના ઠળિયા જેવી દેખાય છે. ૨૧ તિલકાલક; સન્નિપાતના ત્રણે દોષોના સંબંધે, લિંગને કળાસ વર્ણે, ચિત્ર વર્ણે ફોડકી ઝેરી, શૂક વિકારે ઉત્પન્ન થાય, તેથી લિંગ કળાસ વર્ણે થઇ, તત્સંબંધી માંસ પાકીને, ખરવા કે ગળવા લાગે; એ રોગ કાળા તલ જેવો હોય છે. (૨૨ વિરૂદ્ધ. ૨૩ પ્રકાશી. ૨૪ પરિવર્તિકા) એ ત્રણ રોગ વિષે આ ગ્રંથમાં, રક્ષ રોગના લક્ષણો લખેલા છે, તે પ્રમાણે લિંગે થાયછે.

## ચામડીનો સડો, દરાઝ, કોડનો કુષ્ટ રોગ.

कुष्ठान्यष्टादशोक्तानि वातात्कापालिकं भवेत् । पित्तेनौदुंबरं प्रोक्तं कफान्मंडलचर्चिके ॥२२४॥ मरुत्पित्तात्धृष्यजिव्हं श्लेष्मवाताद्विपादिका । तथा सिध्मैककुष्ठं च किटिभं चालसं तथा ॥ २२५ ॥ कफपित्तात्पुनर्दद्रुपामाविस्फोटकं तथा । महाकुष्टं चर्मदलं पुंडरीकं शतारु-

कम् ॥३२६॥ त्रिदोषैः काकणं ज्ञेयं तथान्यत् श्वित्रसंज्ञितम् । तथा वातेन पित्तेन श्लेष्मणा च त्रिधा भवेत् ॥ ३२७ ॥

કુષ્ટ રોગ; કોપકર્તા પદાર્થોનું, અતિશે સેવન કરેથી, મળમૂત્રાદિ વેગો-નો નિયમ અટકી, ગુરૂ બ્રાહ્મણાદિકનો દ્વેષ કરેથી, ઇત્યાદિક કારણે, વાતાદિ ત્રણે દોષો દુષ્ટ થઇ, ચામડી, લોહી, માંસ અને જળવાહી નસો, એ સર્વ દુષ્ટ થઇ બગડીને, અઢાર પ્રકારે કુષ્ટ રોગ થાયછે.

૧ કાપાલિકા નામે કોડ; વાયુનો કોપ થવાથી, કળાસ કે તાંબુસ વર્ણે, મટોડીના ઠીકરાં જેવા રંગે થઇ, તેજહિણુ, ખડબચડી અને ઘણી પાતળી ચામડી થાયછે. ૨ ઔદુંબર નામે કોડ; પિત્તના કોપે થાય, તેને પીડા, દાહ, ખજવાળ, લાલ કે તાંબુસ વર્ણે, તે ઉપર રૂવાટાં પિળા વર્ણે, ઉમરાના પાકેલા ફળ જેવો, તેનો રંગ દેખાય છે. ૩ મંડળ નામે દરાજ; કફ કોપથી સફેદ, લાલ રંગે,ચળે નહીં, ચિકાસ ભરેલી, ગોળાકાર છતાં, તેની ચારે બાજુએ વધે છે. ૪ વિચર્ચિકા નામે ખરસવું; કફકોપથી પગને કળાસ વર્ણે, ખજવાળસહિત ફોડકીઓ થઇ, અતિશે વહે, કોઇને એક અને કોઇને, બે પગે થઇ ચારે બાજુએ વધે, તે દ્વિપાદિક રોગનો ભેદછે. ૫ ઋષ્યજીહ્વ દેરાઝ; વાયુ અને પિત્તકોપે, ભવાના ઘેરામાં, તાંબુસવર્ણે કઠોર થવા છતાં, વચ્ચેની જગા કળાસ વર્ણે, વેદના સહિત થાય, તે કાળા હરણની જીભ જેવી, ખડબચડી જગ્યા થાયછે. ૬ દ્વિપાદિકા નામે ખરસવું; કફ વાયુકોપે હાથની હથેલી, અને પગના તળિયામાં થઇ, ચારે બાજુએ વધે, તેમાં તીવ્ર વેદના થાયછે. ૭. સિધ્મ કુષ્ટનો સફેદ કોડ; કરોડયા નામે કુષ્ટ, કફવાયુના કોપે, સફેદ વર્ણે છતાં, ચામડી ઘણી પાતળી થાય, તે જગ્યા ઘસવાથી, ચામડી છોલાઇ મેલ જેવી ભુંસી પડે, તે ઘણું કરીને છાતી અને બીજી જગાએ થાય, તેનો દુધી કે કોહોળાના ફુલ, જેવો રંગ દેખાયછે. ૮ કિટિભ; કફવાયુકોપે કાળો કોડ થાય, તેનો દેખાવ કળાસવર્ણે છતાં, ખડબચડી જગા થઇ, કઠોર થાય છે. ૯ અળસ; કફ, વાયુ કોપે ખજવાળસહિત, તાંબુસ વર્ણે, કુંડો ભૂંસી ભરેલો હોયછે. ૧૦. દદ્રુ; નામે દરાઝનો રોગ, કફપિત્તમાંથી ઉત્પન્ન થાય, તે ખજવાળસહિત, લાલ રંગે ફોડકીઓ છતાં, ગોળાકારે હોયછે. ૧૧ પામા; કફપિત્તકોપે, ખરજની ફોડકીઓ, હાથે કે કુંબરે સાંધામાં, તીવ્ર દાહ વેદના સહિત, ઝીણી ઝીણી ઘણીક, ખજવાળસહિત થઇ, ફુટીને વહેછે, તેને કૃચ્છ્ર કહેછે. ૧૨ વિસ્ફોટક; નામે ફોડકા રંડીબાજી કે

કફ, પિત્ત કોપે કાંસાના વર્ણે થવા છતાં, ચામડી ઘણી પાતળી થાય, તેને કાંસા પિટિકા કહેછે. ૧૩ મહાકુષ્ટ; કફ પિત્ત કોપે થાય, તેને પરસેવો ન હોય, તેથી આખાં શરીરે, માંચ્છલીના ભિંગડાં જેવા, ફોડકા થાય, તે ઉપર અતિ ક્રોધે, ખજવાળસહિત વેદના થાય, તેમાં એક પછી એક, રસાદિ ધાતુ ભળે માટે તેને, ચર્મકુષ્ટ કે ગજકર્ણ કહેછે, તે ઘણે દિવસે શખ્ત થવાથી, રોગીની ચામડી હાથીના, ચામડા જેવી જાડી થાય છે. ૧૪ ચર્મદળ; કફપિત્તકોપેથી લાલ રંગે થવા છતાં, શૂળ અને ખજવાળસહિત હોય, તેની ફોડકીને અડકવાથી, દુઃખ સેહવાતું નથી. ૧૫ પુંડરીક; લાલ દરાઝ, કફપિત્તના અતિ કોપે જે કુષ્ટ થાય, તેની વચ્ચે સફેદ વર્ણે થવા છતાં, આજુબાજુએ કમળના, લાલ પાંત્રા જેવા રંગે થાય, ચામડી સુઝે ઊંચે ચઢી ફોડકીઓ થાયછે. ૧૬ શતારૂક; કુષ્ટમાં ઝીણા ઝીણા વિંધની, ઘણીક ફોડકીઓ થઈ, ભેળાયલી હોય, તેને દાહ અતિ પીડા થાયછે. ૧૭. કાકણ; નામે દરાઝ ગોળાકારે, વાતાદિક ત્રણે દોષના કોપે, સન્નિપાતના લક્ષણો, સહિત કળાસ વર્ણે છતાં, તેની ફરતી કીનાર, ચણોઠી જેવી લાલ રંગે હોય, તેમાં પાકસહિત તીવ્ર વેદના થાય, તે રોગ અસાધ્ય હોયછે. ૧૮ ચિત્રકુષ્ટ; વાતાદિક ત્રણે દોષો વિષે, અગાઊ લખેલા કુષ્ટ રોગની બરાબર થાય, તેની નિશ્ચે પરીક્ષા થવા છતાં, વહેતા ન હોય, અને લોહી, માંસ, મજ્જા ત્રણે ધાતુના કોપે ઉત્પન્ન થાય, તેને ચિત્રકુષ્ટ, કિળાસ, વારૂણ, વારૂળ, કોડી કહેછે; તેમાં વાયુના કોપે નિસ્તેજ, તાંબુસ વર્ણે, પીત્તકોપે કમળફુલના, લાલ પાંત્રા જેવા રંગે, દાહસહિત થાય; કફકોપે સફેદ વર્ણે, વરષા રૂતુની રીતે રોગ ઝરે, શરીર ભારી થાયછે. એવી રીતે ત્રણે દોષોના જુદા ભેદ છે.

## ફોડકા, વિસ્ફોટક, મસૂરિકા, ગાંહોનો ( ક્ષુદ્ર ) રોગ.

क्षुद्ररोगाः षष्टिसंख्यास्तेष्वादौ शर्करार्बुदम् । इंद्रवृद्धा पनसिका विवृतांध्रालजी तथा ॥ ३२८ ॥ वराहदंष्ट्रो वल्मीकं कच्छपी तिलकालकः । गर्दभी रेकसा चैव यवप्रख्या विदारिका ॥ ३२९ ॥ कंदरो मसकश्चैव नीलिका जालगर्दभा । ईरिवेल्ली जंतुमणिर्गुदभ्रंशोऽग्निरोहिणी ॥ ३३० ॥ सन्निरुद्धगुदः कोठः कुनखोनुशया तथा । पद्मिनी कंटकाश्चिप्यमलसो मुखदूषिका ॥ ३३१ ॥ कक्षावृषणकृच्छ्रश्च गधः पापाणगर्दभः । राजिका च तथा व्यंगश्चतुर्धा परिकीर्तितः ॥

॥ ३३२ ॥ वातात्पित्तात्कफाद्रक्तादित्युक्तं व्यंगलक्षणम् । विस्फोटाः क्षुद्ररोगेषु तेऽष्टधा परिकीर्तिताः ॥३३३॥ पृथग्दोषैस्त्रयो द्वंद्वैस्त्रिविधः सप्तमोऽसृजः । अष्टमः सन्निपातेन क्षुद्ररुक्षु मसूरिका ॥३३४॥ चतुर्दशप्रकारेण त्रिभिर्दोषैस्त्रिधा च सा ॥ ३३५ ॥ द्वंद्वजा त्रिविधा प्रोक्ता सन्निपातेन सप्तमी । अष्टमी त्वग्गता ज्ञेया रक्तजा नवमी स्मृता ॥ ३३६ ॥ दशमी मांसजा ख्याता चतस्रोन्याश्च दुस्तराः । मेदोऽस्थिमज्जाशुक्रस्थाः क्षुद्ररोगा इतीरिताः ॥ ३३७ ॥

ક્ષુદ્રરોગ ૬૦ પ્રકારે થાયછે; તેના નામો નીચે લખેલા છે, તેમાં ૩૪ પ્રકારે ક્ષુદ્રરોગ; અને વ્યંગરોગમાં વાયુ, પિત્ત, કફ, રક્ત એ ચારનો સંગ્રહ કરેથી ૩૮ પ્રકારે ક્ષુદ્ર રોગ થાય; વિસ્ફોટક રોગ ૮ પ્રકારે; મસૂરિકા નામે રોગ ૧૪ પ્રકારે; એ સર્વે મેળવ્યાથી ૬૦ પ્રકારે ક્ષુદ્ર રોગ થાયછે.

૧ શર્કરાર્બુદના ફોડકા; નસો, સ્નાયુ, કફ, મેદ અને વાયુ, સર્વે બગડી માંસસાથે મળી, ગાંઠો ઉત્પન્ન થાય; તે પાકીને ફુટવાથી, મધ અને ઘી જેવું પરૂ વહે, તેમાં વાયુ કોપસહિત થઈ, ગાંઠસંબંધિ માંસને શોષી રેતી જેવી,સખ્ત ગાંઠો નવી ઉત્પન્ન કરે, તેમાં દુર્ગંધિસહિત પરૂ એકાએક થાય, તેમાં અનેક વિંધ કે નાસૂર પડી,લોહી પરૂને વેહવડાવેછે. ૨ ઇંદ્રવૃદ્ધા; ફોડકીઓનો દેખાવ મધ્યભાગે, કમળફુલ વચ્ચેના દાણા જેવો હોય, ઝીણી ઝીણી બીજી ભાએગે ફોડકીઓ થાયછે. ૩ પનસિકા; નાકમાં વાયુ અને કફ કોપે, ફોડકીઓ અતિવેદનાસહિત થઈ સ્થીર હોયછે. ૪ વિવૃતા; જે ફોડકીઓના મુખ, સરખા મઠેરેલા હોય, તેમાં અતિ દાહ થાય, તે પાકેથી ઉંબરાના ફળ જેવા, ઘેરાવે ગોળાકાર હોયછે. ૫ અંધ્રાલજી; કફ વાયુ કોપે જે ફોડકીઓ, સખ્ત થવા છતાં વિનામુખે, ગોળાકારે ઉંચી થાય, તેમાં થોડું પરૂ હોયછે. ૬ વરાહદંષ્ટ્ર; નામે ગાંઠોનો સોઝો શખ્ત, તેનો આકાર ડુકરની દાઢ જેવો, તેમાં બળત્તર, ખજવાળ, અતિ વેદના, તે ઉપરની ચામડી પાકેછે. ૭ વલ્મીક; ગરદને, ગળે, બગલે, પગે, હાથે અને સાંધામાં, વાતાદિ ત્રણે દાષેથી પોળાણ, ડરકેબીલાની ગાંઠો, એક પછી એક થાય, મસ્તકે હરેક લાગેથી જેમ ઢીમણા આવે, તેવા દેખાવે છતાં તેના મૂળ, ઉંડાણે જઈ અનેક મુખે વહે, ખજવાળ, દાહ ઈત્યાદિક ઉપદ્રવ થઈ, વિસર્પનાં જેવું પસરેછે. ૮ કચ્છપી; કફ વાયુ કોપેથી પાંચ કે છ ગાંઠો, પાસે પાસે થવા છતાં, વચ્ચે કાચ-

બાની પીઠ જેવી, ઉંચાઈ અને સખ્ત હોયછે. ૯ તિલકાલક; વાતાદિ ત્રણે દોષેથી, કાળા તલ જેવી ફોડકીઓ થાય, તે ચામડી બરોબર છતાં, વેદના વિનાની હોયછે. ૧૦ ગર્દભિકા; ગોળાકારે, ઉંચી, તાંબુસ વર્ણે ફોડકીઓ ઉત્પન્ન થાય, તે પીડાસહીત વાયુ, પિત્ત કોપે થાયછે. ૧૧ રકસા, ફોડકીઓ વહેવા છતાં, ખજવાળસહિત હોયછે. ૧૨ યવપ્રખ્યા; શરીરે (જવ) જેવી ફોડકીઓ થવા છતાં, શખ્ત અને માંસ સાથે ભળેલી, વાયુકોપથી થાય, બીજી રીતે પણ ફોડકીઓ થાય; તેને યવ પ્રખ્યા કહછે. ૧૩ વિદારિકા; ભોયકોહલા નામે, કંદ મૂળ જેવી ગોળાકારે ગાંઠો બગલમાં કે અંડસંધિમાં થાય છે. ૧૪ કંદર; ઝીણાઝીણા કાંકરા કે, રેતી હાથે પગે ઘસવાથી, અથવા કાંટાદિકો શરીરે લાગેથી, જખમ પડે, તે જગાએ બોરના ઠલીયા જેવી, મૂંઢવિદ્રધિની ગાંઠો થાય, તેને કંદર કે ભોંવરી કહેછે. ૧૫ મસક; વાયુ કોપથી શરીરે અડદ નામે, અનાજ જેવી ફોડકી કળાસ વર્ણે, શખ્ત અને વેદના રહિત, સ્થિર માંસ થાય, તેને મસક કે મસા કહેછે. ૧૬ નીલિકા; ક્રોધ અને અતિમેહેનતે, વાયુનો કોપ થઈ, પિત્ત સાથે મળીને મુખ તરફ જઈ, એકાએક પીડારહિત મ્હોમાં, અથવા શરીરે કાળારંગે, ગોળાકારે ગોડ ઉત્પન્ન થાય; તે ચામડી બરોબર પાતળા હોય, તેને વાંગ રોગનો ભેદ નીળિકા કહેછે. ૧૭ જાળગર્દભ; શરીરે પિત્ત કોપ થઈ, તેમાંથી સોઝો ઉત્પન્ન થાય, તે સર્પના દંશની રીતે આખાશરીરે, પસરે અને તેનો પાક થતો નથી, તેમાં દાહ, તાવ, તૃષા ઈત્યાદિક લક્ષણો થાયછે. ૧૮ ઈરિવેલ્લી; જે ફોડકીઓ મસ્તકે ગોળાકારે, અતિ વેદનાસહિત ઉત્પન્ન થાય, તેમાં વાતાદિક ત્રણે દોષના લક્ષણો હોયછે. ૧૯ જંતુમણી; શરીરે ચામડીની રીતે થવા છતાં, કંઈક ઊચું અને પીડારહિત, ગોળાકારે કફ રક્ત કોપે થાયછે; કેટલાક ઋષિયોના મતે, એ ચિન્હ શરીરે લાલ લીલું જન્મની, સાથેજ હોય તેને લાખુ કહેછે. ૨૦ ગુદભ્રંશ; જે માણસનું શરીર રૂક્ષ, નિસ્તેજ અને દુર્બળ થયું હોય, તે ઝાડાના અતિસારે કે કુથીકુથીને ઝાડો આવેથી, ઝાડાસાથે માંસ ચામડી બાહેર નિકળે, તેને ગુદભ્રંશ કે આગેરૂ અંગ, બાહેર પડેલું કહેછે. ૨૧ અગ્નિરોહિણી; કાખ, બગલમાં માંસને, બાળનાર ગાંઠ થાય, તેમાં અંતર્દાહ, તાવસહિત, ધગધગતા અગ્નિના બળતા ઉત્પન્ન થાય, તે રોગ સન્નિપાતના ત્રણે, દોષોના કોપે થાય; તેથી ૭,-૧૨,-૧૫ દિવસમાં રોગી મરણ પામેછે. ૨૨ સન્નિ રૂદ્ધગુદ; મળમૂત્રાદિ ઝરાનો, અટકાવ થવાથી, વાયુ ગુદને આસરે જઇ, ગુદસંબંધી નસોને અકડાવી, ગુદદ્વાર ઝીણો થાય, તેથી મ્હોટા કષ્ટેથી ઝાડો, પિસાબ

બહાર નિકળેછે. ૨૩ કોશ; કફ, પિત્ત,રક્તના કોપે શરીરને,ગાંધિણુ માંખીના ચટકા જેવી, તાંબુસ વર્ણે ઝીણી ઝીણી, ફોડકીઓ અતિ ખજવાળ સહિત, ઘડીકમાં ઉત્પન્ન થાય, અને ઘડીકમાં તે પાછી, ન થવા જેવી પણ દેખાયછે. ૨૪ કુનખ; કઈક કારણેથી માર, કે લાગવાના કારણે, હાથપગના નખ દુષ્ટ થઇ, રૂક્ષ અને કળાસ વર્ણે ખડબચડા થાયછે. ૨૫ અનુશયા; પગે અંતઃપાકસહિત ફોડકીઓ ઉત્પન્ન થાય,તેને થોડો સોઝો છતાં તેનો રંગ, શરીર જેવો હોય, વખતે પાકે શુકાય, તેને ખરસવુ કહેછે. ૨૬ પદ્મિની કંટક; શરીરે પાંડુર વર્ણે ગોળાકારે, ગાંઠ કે ફોડકીઓ ઉત્પન્ન થાય, તે ઉપર કાંટા સરખા માંસના, દાણા થવા છતાં ખજવાળ થાય, તેને ખરસવું કહેછે. ૨૭ ચિપ્પ; કફપિત્તથી નખસંબંધી,માંસમાં રોગ જઈ,દાહ કરી,આંગળાને પકવી ફુટે; તેને નહયું, ખીલી, ચિપ્પ, અંગુળવેષ્ટ, નખોડો, નખસુઈ રોગ કહેછે. ૨૮ અળસ; સડેલો કે બગડેલો ચિખલ, સારા પાણીને સેડવેછે, તેમાં નહાવાથી, ખુલ્લા પગે ચાલવાથી, કે ભીના આંગળા રહેવાથી, તેના સાંધે સાંધા સડે, ખજવાળ, દાહસહિત રસી વહે, તેને ચિખલ્યા કહેછે. ૨૯ મુખદૂષિકા; જુવાન પુરૂષોને મુખ ઉપર, ઘણુ કરીને સાંવરીના કાંટા, જેવી ફોડકીઓ કફ, વાયુ, લોહી કોપે થાય, તેને મુખદૂષિકા, યૌવનપિટિકા, બુર્ધુલ્યા, મુર્મો, ખીલ કહેછે. ૩૦ કક્ષા; હાથના ભૂજે, પાસળે, ખાંદે, બગલે, કળાસ વર્ણે ફોડકી સહિત, વેદના પિત્ત કોપે થાયછે. ૩૧ વૃષણકૃચ્છ્ર; કફકોપે અથવા જે માણસ, નાહવા પછી કપડાથી, શરીર અને વૃષણ, અંડસંધી સારી રીતે લુછતો નથી, તેથી શરીર સંબંધી મેલ, અંડસંધીએ એકઠો થાય તો, પરસેવાથી તે પિગળી, ખજવાળ આવેથી, ફોડકા ઉત્પન્ન થઈ વહેછે. ૩૨ ગંધ; પિત્તોના કોપે અગાઉ લખેલા, કક્ષાપિટિકાના લક્ષણોસહિત, પ્રથમ ઝીણી એક ફોડકી થઈ, તે પછી મ્હોટી ફોડકા જેવી, ચામડીસાથે મળી થાયછે. ૩૩ પાષાણગર્દભ; કફવાયુ કોપેથી હડપચીના સાંધામાં, સોઝો ચિકાસસહિત થવા છતાં, સ્થિર મંદ વેદના થાયછે. ૩૪ રાજીકા; કફ વાયુ કોપેથી શરીરે, રાઈ જેવી ફોડકીઓ થાય, તેને રાજીકા, કોદ્રવ કહેછે. ૩૫ થી ૩૮ સુધી ચાર પ્રકારે, વ્યંગ અથવા વાંગ રોગ વાયુ, પિત્ત અને કફકોપે થાય; અતિ ક્રોધે,મેહેનતે, દુષ્ટકર્મે વાયુનો કોપ થઈ, પિત્તોને ભળી મુખ તરફ જઈ, અકસ્માત પીડારહિત, ચામડી બરોબર પાતળી, ચેહેરા ઉપર કળાસ વર્ણે, ગોળાકાર ગોડ, ગુમડા, ફોડકા, ઉત્પન્ન થાય, તેને વાંગ રોગ કહેછે; તે રોગ વાત, પિત્ત, કફ, રક્ત ચાર પ્રકારે ભેદોમાં, વાંગનીળિકા એક જાતનો છે, પણ વાંગ શ્યામવર્ણે, કળાસવર્ણે હોય, જોવાથી તેનો ભેદ સમજાય.

## વિસ્ફોટક રોગ.

कट्वम्लतीक्ष्णोष्णविदाहिरूक्षक्षारैरजीर्णाध्यशनातपैश्च । तथर्तुदोषेण विपर्ययेणकुप्यंति दोषाः पवनादयस्तु ॥ १ ॥ त्वचमाश्रित्यते रक्तमांसास्थीनि प्रदूष्य च । घोरान् कुर्वंति विस्फोटान् सर्वान् ज्वरपूरःसरान् ॥ २ ॥

વિસ્ફોટ રોગે શરીરે ફોડકા થાય છે; તેથી ક્ષુદ્ર રોગોમાં તેનો સંગ્રહ કીધોછે, તે આઠ પ્રકારે થાય; તે તિખાસ, ખટાસ, અતિ ગર્મ વસ્તું, ઉષ્ણ, રૂક્ષ, ખરાસ, અજીરણ કર્તા પદાર્થનું અતિશે સેવન કરેથી, રૂતુદોષ ઈત્યાદિકે વાતાદિક ત્રણે દોષનો કોપ થઈ, શરીરની ચામડીમાં રહે, અને લોહી, માંસ, હાડકા, એ સર્વેને બગાડી અત્યંત, અઘોર વિસ્ફોટ રોગ, તાવસહિત ઉત્પન્ન કરે, તેનું મુખ્ય કારણ રક્ત પિત્ત જેવું હોયછે; તેનું સ્વરૂપ પ્રથમ તાવ આવે, પછી અગ્નિમાં બળેલા જેવા, ફોડકા થોડા કે ઘણા અને કોઈને, આખા શરીરે ઉત્પન્ન થાયછે. ૧ વાતવિસ્ફોટ; શ્યામ વર્ણે ફોડકા થવા છતાં. અતિ વેદના મસ્તકે શૂળ, તાવસંબંધી પીડા, સાંધાને દુઃખ ઈત્યાદિક, વાયુકોપનાં લક્ષણો થાયછે. ૨ પિત્ત વિસ્ફોટ; ને ફોડકા પિત્ત લોહિત વર્ણે થઈ, પાકે અને વહે. તાવ. દાહ, પીડા, તૃષા ઈત્યાદિક લક્ષણો, પિત્તકોપસહિત થાય છે. ૩ કફવિસ્ફોટ; ને ઉલટી, અરોચક રોગ, શરીરે વજન, ખજવાળ, સખ્તપણું, પાંડુર વર્ણે, અલ્પ પીડા, ફોડકા લાંબે દિવસે પાકે, ઈત્યાદિક કફકોપના લક્ષણો થાયછે. ૪ વાત પિત્ત વિસ્ફોટ; ને તીવ્ર વેદનાસહિત, બેહું કોપના લક્ષણો થાયછે. ૫ કફપિત્ત વિસ્ફોટ; ને ખજવાળ, દાહ, તાવ, ઉલટી ઈત્યાદિક લક્ષણોસહિત થાયછે. ૬ વાતકફ વિસ્ફોટ; ખજવાળ, શરીર અકડાય અને અતિ, ભારસહિત બેહું કોપના લક્ષણો થાયછે. ૭ રક્ત વિસ્ફોટ; ને લોહી કોપથી ફોડકા ઉત્પન્ન થાય, તે તાંબુસ વર્ણે ચણોઠીના રંગે થાય, તે ઉપર સેંકડો સિદ્ધ ઓષડનો, ઉપાય કરવા છતાં, સાધ્ય કે સારો થતો નથી. ૮ સન્નિપાત વિસ્ફોટ; ના ફોડકા લોહીના રંગે, મધ્યભાગે ઉંડાણે, કીનારેથી ઉંચો ટેકરો હોય, તે શખ્ત છતાં, પાક અલ્પ હોય; દાહ, લોહીકોપ, તૃષા, મોહ, મૂર્છા, ઉલટી, અતિ પીડા, બડબડ, તાવ, કફ, આંખોને ઝાંખ, અંધારા ઈત્યાદિક લક્ષણોસહિત હોયછે, એની વીગતે વિસ્ફોટ રોગ આઠ પ્રકારે થાયછે.

## મસૂરિકા રોગનું પૂર્વરૂપ.

तासां पूर्वज्वरः कंडूर्गात्रभंगोऽरुचिर्भ्रमः । त्वचि शोफः सवैवर्ण्यो नेत्ररोगस्तथैव च ॥

મસૂરિકા રોગ, માતા, ગોબરૂ, અછબડા ઈત્યાદિક ફોડકાને ૧૪ પ્રકારે રોગ થાયછે; તે પ્રાણીમાત્ર અથવા ઝાડના, પાંત્રાઓને પણ એક વખતે, કુદરતે થતો દેખાયછે.

## મસૂરિકા સંપ્રાપ્તિરોગ.

कट्वम्ललवणक्षारविरुद्धाध्यशनाशनैः । दुष्टनिष्पावशाकादिप्रदुष्टपवनोदकैः ॥ क्रुद्धग्रहेक्षतांद्वापि देहे दोषाः समुद्धताः । जनयंति शरीरेऽस्मिन् दुष्टरक्तेन संगताः ॥ मसूराकृतिसंस्थानाः पिटिकाः स्युर्मसूरिकाः ॥

પ્રથમ તાવ, ખજવાળ, શરીરે ફુટફાટ અંબાય, અરૂચી, ચકર આવે, ચામડી સુઝે, શરીરનો રંગ બદલાય, આંખો લાલ રોગી થાય. તિખાસ, ખટાસ, ખરાસ, વિરૂદ્ધ ઈત્યાદિક પદાર્થોનું અતિ સેવન કરેથી, વાસી કે બગડેલું, ઝેરી ખોરાક કે અન્ન ખાધાથી, શનૈશ્ચરાદિક ક્રૂર ગ્રહના કાપે કે દૃષ્ટિ પડેથી, દેશ પરદેશાની ખરાબ હવા પાણીથી, વાતાદિક દોષનો કાપ વધે, તે જગ્યાએ રેહેવાથી, જેના શરીરનું લોહી બગડી દુષ્ટ થયેલું, ઈત્યાદિકારણે વાતાદિક દોષ ભળીને, મસૂર, અડદ, મગ જેવી ફોડકીઓ ઉત્પન્ન થાય, તેને મસૂરિકા કહેછે; તેમાં તાવ, ખજવાળ, ગાત્રભંગ, અજીર્ણ, શરીર ભારે, અરોચક રોગ, ભ્રમતા, સોઝો, શરીરનું પ્રથમ સ્વરૂપ બદલાય, વૈવર્ણ્ય થાય, આંખે રોગ, લોહી ચઢે, ઈત્યાદિક લક્ષણો થાય. ૧ વાત મસૂરિકા; ના ફોડકા શ્યામ વર્ણે, તેજહિણ, અતિ વેદનાસહિત, સખ્ત લાંબા દિવસે પાકે, ઈત્યાદિક વાયુકાપના લક્ષણો થાય. ૨ પિત્ત મસૂરિકાં; ને શરીર અંબાય, સાંધા અને હાડકામાં ઠણકા, ખાંશી, કંપારો, ખોરાકની અપ્રીતિ, તાળુ જીભે ઓઠે શોષ, અતિ તૃષા, તીવ્ર તાવ, અતિશે મુખ પાકે, નેત્ર પાકે, દાહ, અજીર્ણને અરોચક રોગ, ફોડકા લોહી વર્ણે, પીળા વર્ણે, કૃષ્ણ વર્ણે, દાહ અને વેદના સહિત, ઝડપથી પાકે, ઈત્યાદિક લક્ષણો સહિત શરીરે ફોડકા થાયછે. ૩ કફ મસૂરિકા; ને મુખવાટે લાળ કે કફ વહે

શરીર અકડાય, અતિભાર, કપાળ દુઃખે, અજીર્ણનો અરોચક, આંખે ઝાંખ અંધારાં, આળસ, નિદ્રા ઇત્યાદિક લક્ષણો થાય, સફેદવર્ણે ફોડકા, ચિકણા, મ્હોટી ખજવાળસહિત, મંદ વેદનાએ ઘણે દિવસે પાકેછે. ૪ કફપિત્ત મસૂરિકા; શરીરે રૂવાટા બરોબર ઊંચી અને બારીક ફોડકીઓ, તાવ, ખાંશી, સંતાપે અરોચક રોગ સહિત થાય, તેનો દેખાવ તાંબુસ વર્ણે છતાં, કફપિત્તકોપના લક્ષણો સહિત થાયછે; તેને રોમાંતિકા અથવા ગોબરૂ કહેછે. ૫ વાતપિત્ત મસૂરિકા; ને વાયુ અને પિત્ત કોપના લક્ષણો થાયછે. ૬ વાતકફ મસૂરિકા; ને વાયુ કફકોપના લક્ષણો હોયછે. ૭ સન્નિપાત મસૂરિકા; વાતાદિક ત્રણે દોષના, લક્ષણોસહિત ગુળીના રંગે, ચપટા, વિસ્તારે પોહળા, ઊંડા અતિ પીડાસહિત ફોડકા થઈ, લાંબે દિવસે પાકે, પરૂ વહે, ગળાનો માર્ગ બંધ થાય, સંતાપે અરોચ રોગ, આંખોને ઝાંખ અંધારા, બડબડ, હરએક પદાર્થ ઉપર અપ્રીતિ, સર્વે લક્ષણો થાય; તેને દુઃસાધ્ય, ચર્મપિટિકા કહેછે. ૮ ત્વક્ શબ્દે રસધાતુમાંથી, જે મસૂરિકા રોગ થાય, તે પાણીના પરપોટા જેવા ફોડકા થઈ, તેનો સંબંધ અલ્પ હોય, અને તે ફુટવાથી પાણી ઝરેછે. ૯ રક્તજા મસૂરિકા; તાંબુસ વર્ણે અને તાકીદે પાકે, તેની ચામડી ઘણી પાતળી હોય, તે ફુટવાથી લોહી વહી, અત્યંત દુષ્ટ ક્લેશદાયક, અસાધ્ય રોગ થાયછે. ૧૦ માંસજા મસૂરિકાના ફોડકા સખ્ત છતાં, ચિકણા અને લાંબે દિવસે પાકે, તેની ચામડી ઘણી જાડી હોય, ખાવાનાં હરએક પદાર્થ ઉપર અપ્રીતિ, ગાત્રોને શૂળ, ખજવાળ, તૃષા, તાવ ઇત્યાદિક લક્ષણો થાયછે. ૧૧ મેદોજા મસૂરિકા; ગોળાકાર છતાં નર્માસે, કંઇક ઊંચાઇએ છતાં અઘોર તાવ સહિત મ્હોટા થાય, ભ્રમતા, ખાવાના હરએક પદાર્થો ઉપર અપ્રીતિ, સંતાપ ઉપજે, તે રોગમાં હમેશા પરેજી કરનારનો, એકાદો રોગ સાધ્ય થાયછે. ૧૨ અસ્તિજા મસૂરિકા; ઘણી બારીક ફોડકી છતાં, રોગીના શરીર જેવા રંગે, તેજહીણ થવા છતાં, ચપટા અને કંઇક ઊંચા, ઊંડા ફોડકા થાયછે. ૧૩ મજ્જામાંથી થતા મસૂરિકા; હૃદયાદિ મર્મસ્થાનનાં અભાવે ભેદ પડેથી, ઘેન, ભ્રમ, વેદના, ખાવાપીવાના, હરએક પદાર્થો ઉપર અપ્રીતિસહિત થાય, જલદી પ્રાણ જાય, જેમ ભમરો ફુલને ફોલે, તેમ મજ્જાકોપથી સર્વે હાડકાને, એ રોગ પોકળ કરેછે. ૧૪ શુક્ર ધાતુના કોપથી મસૂરિકા થાય; તે ફોડકા પાકેલા જેવા, ચિકણા, ચકચકતા અતિ વેદના, શરીર અકડાય, ખાવાપીવાના સર્વે પદાર્થો ઉપર અપ્રીતિ, ઘેન, ભ્રમતા, દાહ, ઉન્માદ ઇત્યાદિક લક્ષણોસહિત અસાધ્ય રોગ થાય.

એવી રીતે ચઉદ પ્રકારે મસૂરિકા રોગ, વિસ્ફોટ મસૂરિકા, ક્ષુદ્ર રોગ ૪૮ મળીને ૬૦ પ્રકારે ક્ષુદ્ર રોગ થાયછે.

### ફોડકા, ગાંઠો બળત્તરનો વિસર્પ રોગ.

विसर्परोगो नवधा वातपित्तकफैस्त्रिधा ।
त्रिधा च द्वंद्वभेदेन सन्निपातेन सप्तमः ॥ ३३८ ॥
अष्टमो वन्हिदाहेन नवमश्चाभिघातजः ।

વિસર્પ રોગ; સર્પના ઝેરની રીતે બળતર, આખા શરીરે પસરે અથવા દોડે છે, તેની ઉત્પત્તિ અતિશય ખરાસ, ખટાસ, તિખાસ, ઉષ્ણ ઇત્યાદિક પદાર્થો, ખાધાખીધાથી અથવા તેનું સેવન કીધાથી, વાતાદિક ત્રણે દોષો અને લોહી સહવર્તમાને, ચામડી, માંસ એ સાતે ધાતુનો કોપ થઇ, નવ પ્રકારે ઉત્પન્ન થાયછે. ૧ વાત વિસર્પ; ને વાતજ્વર, વિષમવેગ સમાપ્રમાણે રોગના લક્ષણો, કંપારો, શરીરે સોઝો, ચામડીને શૂળા કે શસ્ત્ર, ભોકાવા જેવી વેદના, ભ્રાંતિ, રૂવાટા ઉભા થાય, ઇત્યાદિક લક્ષણો થાયછે. ૨ પિત્ત વિસર્પ; ઝડપથી રોગ પસરે પિત્તજ્વરના લક્ષણો, ઉષ્ણ વેગ, અતિસાર, શરીર અતિ તાંબુસ વર્ણે થઇ, ઇત્યાદિક લક્ષણો થાયછે. ૩ કફવિસર્પ; ને ખજવાળ, ચિકણાસ છતાં, કફજ્વરના લક્ષણો, શરીર અંબાય અકડાય, રોગનો મંદ વેગ, ઇત્યાદિક લક્ષણો થાયછે. ૪ વાતપિત્ત વિસર્પ; ને વાતપિત્ત જ્વરના ઉપદ્રવસહિત છતાં, ઉલટી, મૂર્છા, અતિસાર, તૃષા, ભ્રમ, હાડકા અને સાંધા છુટા પડવા જેવી વેદના, અજીર્ણ, તમ, શ્વાસ, અરોચક, એ સર્વે રોગ સહિત ઉત્પન્ન થવાથી, પાકા ખેરના લાકડાના શખ્ત અગ્નિમાં, શરીર બળતું હોય, તેવી બળતર થાય; શરીરની જે જગ્યાએ સર્પની રીતે એ રોગ દોડેછે, તે જગા બળીને કાળી ઠિકરા કે કોલસા જેવી, અથવા શામળા રંગે કે તાંબુસ વર્ણે થાય, અને તે ઉપર તાકીદે બળેલા ફોડકા ભરાય, એ રોગ ઝડપથી વધીને હૃદયને વ્યાપે, બળવાન વાયુ સર્વે શરીરને પીડા કરે, રોગીની બુદ્ધિ વઅને ચેષ્ટા જઇ, મરણ પામેલા જેવો બેશુદ્ધ પડે, નિદ્રા ન આવે, બિછાને કે ભોયે સુએ ઇત્યાદિક, કોઇ જગાએ સુખ ચેહેન પડે નહી, શરીરના અવયવ અંબાય અકડે, પરસેવો થાય, શરીર અને મનને શ્રમ, બેશુદ્ધ થઇ પાછો જાગરૂત થાય, ઘડિઘડિયે મરણ પામેલા જેવી નિદ્રા આવે, તેને અગ્નેય વિસર્પ કહેછે.

૫ કફવાત વિસર્પ; ને વાયુ પોતાના સ્વકારણે બગડી, કફ બગડેલાની વૃદ્ધિ કરે, ઘણા પ્રકારે તેને સર્વે અવયવોમાં, જુદો પાડી આસપાસ ખેંચી, ચામડી, નસો, સાંધા, માંસ, તત્સંબંધી જે લોહી ને બગાડી, ન્હાની, મોટી કે લાંબી, ગોળાકારે અતિ સખ્ત, તાંબુસ વર્ણે હારદાર ગાંઠાનો માળો ઉત્પન્ન થાય. તેથી તીવ્ર વેદના, તાવ, ખાંશી, શ્વાસ, અતિસાર, મુખશોષ, હેડકી, ઊલટી, ભ્રમ, મૂર્છા, શરીરે અતિભાર, આળસ ઈત્યાદિક લક્ષણો થાય; તેને ગ્રંથિવિસર્પ કહેછે. ૬ કફપિત્ત વિસર્પ; ને જ્વર, ગાત્રો અંબાય, અકડાય, નિદ્રા, આંખે અંધારાં, માથાને શૂળ, શરીરે નબળાઈ તવાય, આંખો ઈત્યાદિક ઇંદ્રિયોને વજન, બડબડ, અજીર્ણનો અરોચક રોગ, ભ્રમ, મૂર્છા, અગ્નિમાંદ્ય, અસ્થિભેદ, હાડકા અને સાંધામાં વેદના, તૃષા ઈત્યાદિક લક્ષણોસહિત, ગુદની જગાએ આમનો લેપ, તથા રસવાહી નસોને ખેંચ તાણ, આમાશયને પકડવાથી, અતિ વેદના તે જગાએ થાય, પીળા રંગે, તાંબુસ વર્ણે, પાંડુર વર્ણે, ત્યાં ફોડકીયો ભરાય, તે ચિકણી અને કળાસ વર્ણે, સોઝાસહિત, વજનદાર, અંદર પાકસહિત થાય, ઉષ્ણ છતાં પાકીને પરૂ કે રસી ભરાઈ, ભીંજાયલી ફોડેલી જણાય, સ્નાયું તથા નસોસ્થાને જમાવ થઈ, શરીર અવયવના સંયોગે, ફુટીને માંસ ગળવા લાગે, સરશી જેવી અલાઈ કે ફોડકી થાય; તેને કર્દમવિસર્પ કહેછે. ૭ સન્નિપાત વિસર્પ; ને વાતાદિક ત્રણે દોષોના કોપસહિત લક્ષણો થાયછે. ૮ વન્હિદાહેન વિસર્પ; અગ્નિમાં બળવાથી અથવા જઠરાગ્નિ, અતિશે તપી કે સંતપ્ત થઈ તેના દાહથી, લોહી બગડીને એ રોગ થાય, તેના લક્ષણો પિત્તવિસર્પ જેવા હોય છે. ૯ અભિઘાતજ વિસર્પ; શસ્ત્રાદિકોમા જખમે ઘારાં પડે, તે કારણે વાયુનો કોપ થઈ, લોહી સહવર્તમાને પિત્તોને બગાડી, કુલથીના દાણા જેવી ફોડકીઓ, સોઝો, જ્વર, પીડા, દાહ સહિત, કાળાશવર્ણે, તાંબુસવર્ણે ફોડકીઓ ઈત્યાદિ લક્ષણો થાયછે.

## શિળસનો ઉદર્દ અથવા શીતપિત્ત રોગ.

तथैकः श्लेष्मपित्ताभ्यामुदर्दः परिकीर्तितः ॥३२९॥
वातपित्तेन चैकस्तु शीतपित्तामयः स्मृतः ।

ઉદર્દ અને શીતપિત્ત એ બે રોગો; તેની ઉત્પત્તિ શીતળ વાયુના, સંસ્પર્શસંબંધથી કફ અને વાયુ બગડી, પિત્તોને મળી અંદર ભાગોમા લોહી,

ઇત્યાદિક સાતે ધાતુસાથે અને બહારની ચામડીમાં પ્રવેશ કરી, શરીરે ગાંધીણુ નામે માંખીના ચટકા જેવી, ઝીણી અલાઇની ફોડકીઓ ઉત્પન્ન થાય, તેને ખજવાળ, પીડા, દાહ, બળત્તર એટલા ઉપદ્રવ થાય, તેમાં કફપિત્તના કોપેથી જે અલાઇની ફોડકીઓ થાય, તેને અતિ ખજવાળ છતાં, વેદના થોડી હોય તેને ઉદર્દ રોગ કહેછે. અને જે વાતપિત્તના કોપેથી ફોડકીઓ થાય, તેને ખજવાળ થોડી છતાં, અતિ વેદના થાય, તેને શીતપિત્ત કહેછે, એ બેહુ રોગમાં તાવ, ઉલટી, દાહ, ઇત્યાદિક લક્ષણો થાયછે.

## ખાટા ઓડકારનો આમ્લપિત્ત રોગ.

आम्लपित्तं त्रिधा प्रोक्तं वातेन श्लेष्मणा

तथा ॥३४०॥ तृतीयं श्लेष्मवाताभ्यां

આમ્લપિત્તરોગ ત્રણ પ્રકારે થાયછે; તે રોગ વિરૂદ્ધ અન્ન એટલે ખાધેલો ખોરાક ન પચવા છતાં બીજો ખાધાથી, પાચન ન થાય તેવો સખ્ત કે, વાસી, ઉતરેલો, બગડેલો, સડેલો ખોરાક ખાધાથી, ઝેર ચઢેલો કે ઝેરી ખોરાક ખાધાથી, વાતપિત્ત કોપકર્તા પદાર્થ, ખાધાપીધાથી ઇત્યાદિકનું સેવન કરેથી, વાયુ ઇત્યાદિકનો કોપ થઇ, પિત્તને બગાડે; વર્ષાઋતુમાં ગરમ ઓષડો ખાધાથી, વિદાહાદિક પિત્તોનો સંચિત કે, એકઠું થાય તેને આમ્લપિત્ત કહેછે, તેના લક્ષણોમાં ખાધેલા ખોરાકનું પાચન થાય નહી, મેહેનત કીધા વિના ઠાકોટો લાગે, ઉલટીના ઉપકા, ખજવાળ, ખાટા ઓડકાર, શરીરે વજન, હ્રદય અને કંઠે બળત્તર, અજીર્ણનો અરોચક રોગ, પિત્ત ખાટું થાય, તૃષા, દાહ, મુર્છા, ભ્રમ થતાં, લીલા, પીળા, કાળા, લાલ એવા અનેક રંગે પિત્ત દુર્ગંધિસહિત, ઉપર ચઢી મુખવાટે કે, ઝાડા પિશાબમાર્ગે બહાર નિકળે, કદાચિત્ મુખને પાણી છૂટે, અગ્નિમાંદ્ય, રૂવાટા ઉભા થાય, શરીર પીળા વર્ણે અને અલાઇ જેવી, ફોડકીઓ ઇત્યાદિક લક્ષણો થાયછે.

૧ વાતજ આમ્લપિત્ત; બગડેલો વાયુ મળવાથી, શરીરે કંપારો, રાઇનો લેપ કરેથી ચમચમાટ થાય, તેવી બળતર, બડબડ, મુર્છા, અંધારામાં પડેલા જેવો ધભરાટ, બુદ્ધિ વિનાનો થાય. ૨ કફજ આમ્લપિત્ત; બગડેલો કફ મળેથી મુખે, કફમિશ્રિત થુંકો આવે, શરીરે વજન, અજીર્ણનો અરોચક રોગ, ગાત્રો શીતળ, દુર્બલપણું, મુખે ચીકાસ, અગ્નિમાંદ્ય, ખજવાળ, અતિ નિદ્રા ઇત્યાદિક લક્ષણો થાય. ૩ કફવાતજ આમ્લપિત્ત; બગડેલા કફવાયુના કોપે ત્રણે દોષોના લક્ષણો સહિત થાયછે.

## રક્તપિત્તનો વાતરક્ત રોગ.

वातरक्तं तथाऽष्टधा । वाताधिक्येन पित्ताच्च कफाद्दोषत्रयेण च ॥३४१॥ रक्ताधिक्येन दोषाणां द्वंद्वेन त्रिविधः स्मृतः ।

વાતરક્ત રોગ આઠ પ્રકારે થાયછે; તે ખરાસ, ખટાસ, તિખાસ, ચિકાસ, સ્નિગ્ધ, ગર્મ, ઉષ્ણ, અજીર્ણકર્તા, ગંધાયેલું, મેલું કે બગડેલું, શુષ્ક સખ્ત ઈત્યાદિ, પદાર્થોનું અતિ સેવન કરેથી, માચ્છલાદિક, હંસ, કાગડા જેવી ચાંચ અને લાંબા પગના કારંડ પક્ષી, ચક્રવાકાદિક પક્ષીઓનું માંસ, તલ, ગોળ, મુળા, કુલથી, શિંગમાં થતાં કઠોળ કે ધાન્યો, કોપકર્તા શાક ભાજી ઈત્યાદિક, તલનો સેકેલો કુચો, સેરડીનો રસ, દહીં, કાંજી, આંમલી. વાસી બગડેલા અનાજનો ખોરાક, છાસ, દારૂ,વિરૂદ્ધ કે કોપકર્ત્તા પદાર્થ, દૂધ મત્સ્યાદિક ઈત્યાદિક પદાર્થો, ખાધાપીધાથી કે, તેનું અતિશે સેવન કરેથી. દિવસે નિદ્રા, રાત્રે જાગરણ, ઘણું કરીને સકુમાર કે શ્રીમંત, જેવું નબલું શરીર હોય તેવા રોગી માણસે, ચિંતા મુકી મિથ્યાહાર, વિહાર, સ્થૂળ જાડા થવાને કોપકર્તા, પદાર્થનું અતિ સેવન કરેથી, શરીરનું લોહી, વાયુ સર્વે રીતે કોપાયમાન થઈ, પગે એકઠું થાય,તે પછી દુષ્ટ થયેલો વાયું,તેને મળે તે બળવાન હોય, માટે તેને વાતરક્ત કહેછે; તે પિત્ત અને કફને બગાડી, લોહી સાથે મળી સર્વેને બગાડેછે; એટલે પગને સ્પર્શ કે અડક્યાથી, અતિ દુઃખ થાય, બેહેર આવે,પિત્ત અને લોહી કોપે અતિ દાહસહિત,બળતરાથી ગર્મ પગ થાય, તેને લાલ સોજો સુવાળો આવે, કફ બગડી સર્વે ધાતુ સાથે મળી, પગને રોગ એકઠો થવાથી ખજવાળ, વજન, પરસેવાસહિત, શીતળતા, ફુગાસી, ત્રણે દોષોના કોપે કે સંબંધ થવાથી, ત્રણે દોષોના લક્ષણો થાય, તેનું પ્રથમ રૂપ શરીરે પરસેવો, ઘણો કે મુદ્દલ ન આવે, શરીર તવાય કે સૂકાય, રોગની જગા બેહેરી થાય, ચાઠા કે જખમો પડી અતિ વેદના થાય, સાંધા છુટે, અકડે, આળસ, શરીરે ઠેકઠેકાણે ગાંઠો થાય, જાંગ, ગુઠણે, હાથ પગના ગોટલે, ખાંદે, હાથે, પગે, અતિ પીડા થાય, સાંધામાં, ખજવાળ, વેદના દાહ વારંવાર થાય; અને ધડાકમાં નહી જેવી થાય, શરીર તેજહીણુ થાય, અને ગોળાકાર લાલ ચાઠાં ઉપડે, એ સર્વે લક્ષણો વાતરક્તના પૂર્વરૂપ જાણવાં. ૧ વાતાધિક્ય; ને વાયૂકોપનો વધારો થવાથી, શૂળ, શરીરના સર્વે સ્પવયવ અંબાય, અકડાય, ખેંચાય, પીડા, સોજો, તેજવિનાનું, કળાસવર્ણું ઈત્યાદિ લક્ષણો થાય, તેનો વધારો કે ઘટાડો ઘડીઘડીમાં થાય; આંખું

શરીર અકડાય, ઘણુ ઠણકા લાગે, શીતળ પદાર્થ ગમે નહી, અને તેનો ઉપયોગ કીધો તો, દુ:ખનો વધારો થાય, શરીરે કંપારો ઈત્યાદિક લક્ષણો થાયછે. ૨ પિત્તજ વાતરક્ત; ને પિત્તકોપનો વધારો થવાથી, દાહ, ભ્રમ, પરસેવો, મૂર્છા, તૃષા, ઈત્યાદિક લક્ષણો થાય, તે જગ્યાએ અડકવાથી અતિ વેદના અને તુડક્યા જેવી થાય, અતિ ઠણકા નિકળે; વખતે સૂકાય, અને પાકે, અતિ તપ્ત ઉષ્ણ રહેછે. ૩ કફજ વાતરક્ત; ને કફકોપનો વધારો થવાથી, શરીર અંબાય, અકડે, રોગની જગાએ અતિભાર, બેહેર તથા શીતળપણું, ખજવાળ, પીડા મંદ, ઈત્યાદિ લક્ષણો થાયછે. ૪ ત્રિદોષજ વાતરક્ત; ને ત્રણે દોષોના લક્ષણોસહિત હોયછે. ૫ રક્તજ વાતરક્ત; લોહી વધારાથી સોઝો, અતિ પીડા, ચામડી લાલ થઈ હમેશા ચમચમ બળે, ખજવાળ છુટે, રસી ગળે, સુવાળુ, સ્નિગ્ધ, રૂક્ષ પદાર્થોનું સેવન કરેથી, શાંતિ ન થાય. ૬ દ્વંદ્વજ વાતરક્ત; બેહું દોષોના લક્ષણો હોય, તેને વાતરક્ત કહેછે; વાતપિત્તજ, વાતકફજ, વાતરક્ત; ને એ ત્રણે દોષોના લક્ષણો થાયછે. ૭ પિતકફજ, વાતરક્તને, એ ત્રણે દોષોના લક્ષણો હોયછે. ૮ વાત કફજ; વાત રક્તને એ ત્રણેના લક્ષણો હોયછે.

### વાયુનો વાત રોગ.

अशीतिर्वातजा रोगाः कथ्यंते मुनिभाषिताः ॥३४२॥ आक्षेपको हनुस्तंभ ऊरुस्तंभः शिरोग्रहः । बाह्यायामोंतरायामः पार्श्वशूलः कटिग्रहः ॥ ३४३ ॥ दंडापतानकः खल्ली जिव्हास्तंभस्तथार्दितः । पक्षघातः क्रोष्टुशीर्षो मन्यास्तंभश्च पंगुता ॥ ३४४ ॥ कलायखंजता तूणी प्रतितूणी च खंजता । पादहर्षा गृध्रसी च विश्वाची चापबाहूकः ॥ ३४५ ॥ अपतानो व्रणायामो वातकंठोपतंत्रकः । अंगभेदोंऽगशोषश्च भिण्भिणत्वं च कल्लता ॥ ३४६ ॥ प्रत्यष्ठीलाष्ठीलिका च वामनत्वं च कुब्जता । अंगपीडांगशूलं च संकोचःस्तंभरूक्षते॥३४७॥ अंगभंगोऽगविभ्रंशो विट्ग्रहो बद्धविट्कता । मूकत्वमतिजृंभा स्यादत्युद्गारोंत्रकूजनम् ॥ ३४८ ॥ वातप्रवृत्तिः स्फुरणं शिराणां पूरणं तथा । कंपः कार्श्यं श्यावता च प्रलापः क्षिप्रमूत्रता ॥ ३४९ ॥

निद्रानाशः स्वेदनाशो दुर्बलत्वं बलक्षयः । अतिप्रवृत्तिः शुक्रस्य कार्श्यं नाशश्च रेतसः ॥ ३९० ॥ अनवस्थितचित्तत्वं काठिन्यं विरसास्यता । कषायवक्रता ध्मानं प्रत्याध्मानं च शीतता ॥ ३९१ ॥ रोमहर्षश्च भीरुत्वं तोदः कंडू रसाज्ञता । शब्दाज्ञता प्रसुप्तिश्च गंधाज्ञत्वं दृशः क्षयः ॥ ३९२ ॥

વાયુકોપના રોગ, ૮૦ પ્રકારે ઋષિઓએ કહેલા છે; તેના નામો અને લક્ષણો. ૧ આક્ષેપ વાયુનો; કોપ થઈને સર્વે નસો મધ્યે ભરાઇ, હાથી ઉપર બેઠાથી માણસનું, શરીર જેમ ડોલેછે, તે પ્રમાણે વારંવાર ડોલાં આવેછે. ૨ હનુસ્તંભ; વાયુનો કોપ થઈ, જડબાનો નિચલો ભાગ, દાઢી કે હનુવટી એકાએક અકડાય, જખડાય, વાંકુથાય, તેવી રીતે લાંબા દિવસ સુધી વાંકુ મુખ રહેછે. ૩ ઉરૂસ્તંભ; વાયુ, કફ અને મેદને મળી, જાંગમાં ભરાઇ ભારી થાય, અકડાવે, તેથી જાંગ અચેતન થઈ, ચાલવાની સામર્થ્ય ન રેહે ઇત્યાદિક લક્ષણો થાય. ૪ શિરોગ્રહ; વાયુ લોહી સાથે મળીને, મસ્તકને (તર) કરનાર, નસોમાં ફરતાં લોહીને તેજહિણ કરી, અતિ વેદના કરે; તે અસાધ્ય રોગ છે. ૫ બાહ્યાયામ; વાંસા તરફથી માણસને, તીરના કાંમઠાની રીતે વાંકો કરેછે. ૬ અભ્યંતરાયામ; છાતી તરફથી કાંમઠાની રીતે, માણસને વાયુકોપે વાંકો કરેછે. ૭ પાર્શ્વશૂળ; કોઠામાંનો વાયુકોપ થઈ, પાંસળામાં અતિ શૂળ થાયછે. ૮ કટિગ્રહ; કંબર વાયુકોપે અકડેછે. ૯ દંડાપતાનક; શરીરના ગાત્રોને દંડકા જેવો વાયુ જખડેછે. ૧૦ ખલ્લી; પગમાં, પોટલીમાં, ગુઠણમાં, જાંગમાં, હાથમાં, એક પછી એકમાં વાયુ ભરાઇ, શૂળ ઉત્પન્ન કરેછે. ૧૧ જીવ્હાસ્તંભ; શબ્દવાહી નસોમાં વાયુ ભરાઇ, જીભને અકડાવે, તેથી અન્ન પાણી મોહોટા કષ્ટેથી, ગળામાં ઉતરે અને બોલાતુ નથી. ૧૨ અર્દિત; ઉંચે ટંગાયલા પદાર્થોને, હાથેથી તોડી લેવા જે માણસ, કુદકા મારે અથવા અતિ સખ્ત પદાર્થ ખાય, ઘણું હસવાથી, શરીરે અતિભાર ઉપાડે, ગરદન, શરીર વાંકુ ચુકુ કે, ઉંચું નીચું ઉંઘમાં રાખે, ઇત્યાદિ કારણે વાયુનો કોપ થઈ, મસ્તક, નાક, ઓઠ, ગાલ, કપાળ, આંખોના સાંધામાં વાયુ પ્રવેશ કરી, અર્ધુ મ્હો કે ચેહેરો, ગરદન વાંકા થાય, મસ્તક કંપારો, મુખેથી શબ્દ અટકે, આંખ અને ભવા વાંકાં થાયછે. ૧૩ પક્ષઘાત; અર્ધા શરીરમાં વાયુ પ્રવેશ કરી, નસો, સ્નાયુંનું શોષણ કરી સાંધાના બંધનો, ઢીલા થતાજ અર્ધુ શરીર, ચેત-

નારહિત થાયછે. ૧૪ ક્રોષ્ટુશીર્ષ; રક્તાશ્રિત વાયુ થઇ ગુઠણોમાં ભરાઇ, સોઝો, કોલાહાનો માથા જેવો આવે, તેથી ગુઠણ મ્હોટા થાય, તેને ગુડધી કહેછે, તેમાં અતિ વેદના થાયછે. ૧૫ મન્યાસ્તંભ, વાયુ કફાશ્રિત થઇ, ગરદન અકડાવેથી ફેરવી શકાતી નથી. ૧૬ પંગુ; કંબર અને જાંગોની, મ્હોટી મ્હોટી નસોમાં વાયુ પ્રવેશ કરી, માણસોને બેહુ પગે લુલો કરેછે, તેને પંગુ કે પાંગળો કહેછે. ૧૭ કળાયખંજ; વાયુકોપે ચાલતી વખતે, માણસનું શરીર અને પગ ધ્રુજે, કંપારો થાય, ખંજરીટ પક્ષી જેવા વાંકા ચુકાં પગલાં પડેછે.૧૮ તૂણી;ઝાડાના પકવાશય અને મૂત્રાશયમાં, વાયુકોપેથી તનખ ઉત્પન્ન થઇ, ગુદ અને ઉપસ્થમાં ઠણકા થાયછે.૧૯ પ્રતિતૂણી;વાયૂકોપે ગુદ અને લિંગસ્થાને તનખ ઉત્પન્ન થઇ પકવાશય,અને મૂત્રાશયમાં ઠણકા થાયછે. ૨૦ ખંજ; પંગુ વાયૂના લક્ષણોસહિત થવા છતાં, એક પગે લુલો થાય, તેને ખંજ કે લંગડો કહેછે. ૨૧ પાદહર્ષ; કફાશ્રિત વાયુ થઇ, પગને કીડાયો ચાલવા જેવી ઝણઝણી આવેછે. ૨૨ ગૃધ્રસી; માણસના વાંસા કે પીઠમાં, કંબરમાં, જાંગોમાં, ગુઠણોમાં, પગે અને પોટલીઓમાં, અથવા સર્વે સ્થાને એક પછી એક વાયુપ્રવેશ કરી,હીયાંથી ત્યાં વારંવાર થોડો થોડો ફરતાં ફરતાં, તે જગા અકડાવે અને શૂળસહિત ક્લેશ ઉપજાવેછે. ૨૩ વિશ્વાચી; હાથના તળિયા અને આંગળા ઉપરની, મ્હોટી મ્હોટી નસોમાં વાયુ પ્રવેશ કરી, આખા હાથની નસોમાં ભરાઇ, હાથનું ચળણવલણ અને કર્મોનો ક્ષય, લુલો કરે અથવા અકડાવે છે. ૨૪ અપબાહુક; હાથમાં વાયુ કોપ થઇ, બાહુસંબંધી નસોનું આકર્ષણ કરીને,હાથ કે બાહુ અકડે જખડે છે. ૨૫ અપતાનક;હૃદયમાં વાયુ કોપજઇ,દૃષ્ટિ સ્તબ્ધ કરી જ્ઞાન કે બુદ્ધિનો નાશ કરે,અને કંઠમાંથી વિલક્ષણ કે ચમત્કારીક શબ્દ નિકળે,તે વાયુ હૃદયમાંથી પાછો બહાર,નિકળવાથી માણસ શુદ્ધિમાં આવે, અને ફરી હૃદયમાં ભરાવાથી, રોગી પાછો ભ્રમીશ કે બેશુદ્ધ થાયછે. ૨૬ પ્રણાયામ; અભિઘાત નિમિત્તે અથવા માર કે, જખમોથી ઘારામાં વાયુકોપ ઉત્પન્ન થઇ પીડા કરેછે. ૨૭ વાતકંટક; માણસોએ ચાલતા વાંકો, ઊંચો કે નીચો પગ મુકવાથી, ગોટલામાં કે, થાક લાગેથી પગનાં ગુઠણોમાં,વાયુ કોપભરાઇ પીડા થાય તેને ખુડવાત કેહેછે. ૨૮ અપતંત્રક; વાયુનો કોપ ઉપર ચઢી, હૃદયે, મસ્તકે શંખશા જેવી વેદના, અને ગાત્રોને અત્તિ પીડા થઇ, કાંમઠી જેવું શરીર વાંકુ કરે, તેથી દૃષ્ટિસ્તબ્ધ થાય, અકડાય, ભ્રમંતા, કપોત પક્ષી જેવા શબ્દો બોલેછે. ૨૯ અંગભેદ; આખા શરીરે વાયુકોપે પીડા કરેછે. ૩૦ અંગશોષ; નાભિ વાયુકોપ આખા શરીરના સર્વે

ભાગનું શોષણ કરેછે. ૩૧ મિણુમિણત્વ; વાયૂકોપેથી શબ્દ, નાકમાંથી માણસ બોલે, તેને ગુગણો કહેછે. ૩૨ કલ્લતા; વાયુકોપે માણસ કંઠમાંથી, તુટતો શબ્દ બોલે તેને બોબડો કહેછે. ૩૩ અષ્ઠિલિકા; વાયુકોપેથી નાભિ નીચે, પથરા જેવી ગાંઠ થવા છતાં, ઉંચી ગોળાકારે થઈ ફરે, અને વધે કે સ્થિર, સખ્ત, વજનદાર, લાંબિ, વાંકી ચુકી, ગાંઠ ઉત્પન્ન થાય, તેનૈ વેદના મંદ હોય, અને મળમૂત્રનો અટકાવ વાયુ કરે છે. ૩૪ પ્રત્યષ્ઠીલા; ની ગાંઠને અતિશે વેદના, મળમૂત્રનો અટકાવ થઈ, અષ્ઠીલિકાની ઉપલી ગાંઠના જેવા સર્વે લક્ષણો થાયછે. ૩૫ વામનત્વ; નામે વાયુ દુષ્ટ થઈ, ગર્ભસ્થાને ભરાઇ ગર્ભોને વિકાર કરે, તેથી બાળક ઠીંગણો ન્હાનો કે ઝીણો, કમજોર ઉત્પન્ન થાયછે. ૩૬ કુબ્જત્વ; વાયુનો કોપ નસોમાં ભરાઈ, સર્વે ધાતુને દુષ્ટ કરી, વાંસો અને છાતીનો ભાગ,દબાવી ખુંધ કાઢેછે. ૩૭ અંગપીડા; આખા શરીરે વાયુકોપેથી પીડા થાયછે. ૩૮ અંગશૂળ; વાયુકોપેથી આખા શરીરે શૂળા ભોકાયછે. ૩૯ સંકોચ;આખા શરીરને સંકોચવા,સર્વે નસોને વાયુકોપ અકડાવેછે. ૪૦ સ્તંભ; વાયુકોપેથી શરીર જખડાય છે. ૪૧ રૂક્ષ;વાયુકોપેથી શરીર નિસ્તેજ થાયછે. ૪૨ અંગભંગ; વાયુકોપેથી આખા શરીરે ઠણકા લાગેછે. ૪૩ અંગવિભ્રંશ; શરીરનો એકાદો ભાગ કે, અવયવ લાકડા જેવો સખ્ત, ચેતનારહિત વાયુકોપે થાયછે. ૪૪ વિટ્ગ્રહ; વાયુકોપેથી ઝાડો પિશાબાદિ મળ, અટકે સાફ ન થાય. ૪૫ બદ્ધવિટ્કતા; પક્વાશયમાં વાયુનો કોપ થઈ, ઝાડા પિશાબાદિ મળ સખ્ત કે કાંકરા બંધાય છે. ૪૬ મૂકત્વ; વાયુકોપે કંઠમાંથી હરેક શબ્દ કે વર્ણ મૂદલ નિકળતો નથી, તેને મુકો કહેછે. ૪૭ અતિ જૃંભા; વાયુ દુષ્ટ થઈ અતિશે બગાસાં આવેછે. ૪૮ પ્રત્યુદ્ગાર; આમાશયમાં વાયુનો કોપ થઈ, અતિશે ઓડકાર આવેછે. ૪૯ અંત્રકૂજન; પક્વાશયમાં વાયુકોપ થઈ, આંતરડામાં ભરાઇ કુરકુર શબ્દ થાયછે. ૫૦ વાતપ્રવૃત્તિ; ગુદમાર્ગેથી વાયુ સરે કે અતિ પાદ આવેછે. ૫૧ સ્ફુરણ; શરીરાવયવમાં વાયુકોપ થઈ, પોતપોતાની તરફ ખેંચે કે ધ્રૂજાવેછે. ૫૨ શિરાપૂરણ; નસોમાં વાયુકોપ ભરાઈ ફુગવેછે. ૫૩ કંપવાયુ; આખાં શરીરને વાયુ કંપાવે કે ધ્રૂજાવેછે. ૫૪ કાર્શ્ય; આખું શરીર વાયુકોપે તવાય કે ગળાયછે. ૫૫ શ્યામતા; શરીર કલાસ રંગે વાયુકોપેથી થાયછે. ૫૬ પ્રલાપ; સંબંધ વિનાનું ભાષણ, વાયુકોપેથી માણસ કરેછે. ૫૭ ક્ષિપ્રમૂત્રતા; માણસને પિશાબ કરતાં, ઘણી વિલંબ વાયુકોપેથી લાગેછે. ૫૮ નિદ્રાનાશ; વાયુકોપેથી ઉંઘ આવતી નથી. ૫૯. સ્વેદનાશ; શરીરે પરસેવો વાયુકોપેથી આવતો નથી. ૬૦ દુર્બળત્વ; વાયુકોપેથી

માણસ દુર્બળ થાયછે. ૬૧ બળક્ષય; વાયુકોપેથી માણસ શક્તિહીણ અતિશય થાયછે. ૬૨ શુક્રાતિપ્રવૃત્તિ; વાયુકોપેથી શુક્ર ધાતુગત, પાતળી થઈ વારંવાર, ધાતુને ઝરપાવેછે. ૬૩ શુક્રકાર્શ્ય; શુક્ર ધાતૂને વાયુકોપ થોડી થોડી ક્ષીણ કરેછે. ૬૪ શુક્રનાશ; શુક્ર ધાતુને વાયુકોપેથી, અતિક્ષીણ કરેછે. ૬૫ અનવસ્થિતચિત્તત્વ; વાયુકોપેથી ચિત્ત સ્થિર રહેતું નથી. ૬૬ કાઠિન્ય; વાયુકોપેથી શરીર સખ્ત રહેછે. ૬૭ વિરસાસ્યતા; મુખનો સ્વાદ વાયુકોપેથી જતો રહેછે. ૬૮ કષાયવક્રતા; મુખને તૂરાસ વાયુકોપેથી આવેછે. ૬૯ આધ્માન; પક્વાશયમાં વાયુકોપ થઈ, પેટને ધમાણની રીતે ફુગવે, તેમાં ગુડગુડ શબ્દસહિત, પીડા થાયછે. ૭૦ પ્રત્યાધ્માન; આમાશયમાં ઉપલો વાયુકોપ થઈ, કફને મળી પેટ ફુગવી વેદના કરેછે, તેને વાયગોળો કહેછે. ૭૧ શીતતા; વાયુકોપથી શરીર શીતળ થાયછે. ૭૨ રોમહર્ષણ; ચામડીમાં વાયુ ભરાઈ, શરીરના રૂંવાટાં ઉભાં કરેછે. ૭૩ ભીરૂત્વ; વાયુકોપથી ભય કે બીહીક ઉત્પન્ન થાયછે. ૭૪ તોદ; વાયુકોપથી સોયના ટોચા, ભોકાવા જેવી વેદના થાયછે. ૭૫ કંડુ; વાયુકોપથી શરીરે અતિ, ખજવાળ ઉત્પન્ન થાયછે. ૭૬ રસાજ્ઞતા; વાયુકોપેથી મધુરાદિક પદાર્થો, ખાધા પીધા છતાં તેનો સ્વાદ સમજાતો નથી. ૭૭ શબ્દાજ્ઞતા; વાયુકોપેથી કાને શબ્દ સંભળાતો નથી, તેને બેહરો કહેછે. ૭૮ પ્રસુપ્તિ; ચામડીને બેહેર વાયુકોપે થાય, તેને સ્પર્શ કરેથી સમજાતું નથી. ૭૯ ગંધાજ્ઞત્વ; વાયુકોપેથી સુગંધી કે દુર્ગંધી સમજાતી નથી. ૮૦ દૃશાઃક્ષય; વાયુના કોપે દૃષ્ટિનાશ એટલે આંખે ન દેખે. એવી રીતે ૮૦ પ્રકારે વાયુના કોપે રોગો ઉત્પન્ન થાયછે.

## પિત્ત કોપે થતા રોગ.

अथ पित्तभवा रोगाश्चत्वारिंशदिहोदिताः । धूमोद्गारो विदाहः स्यादुष्णांगत्वं मतिभ्रमः ॥ ३९३ ॥ कांतिहानिःकंठशोषो मुखशोषोऽल्पशुक्रता । तिक्तास्यताम्लवक्रत्वं स्वेदस्रावोंगपाकता ॥ ३९४ ॥ क्लमो हरितवर्णत्वमतृप्तिः पीतकायता । रक्तास्रावोंगदरणं लोहगंधास्यता तथा ॥ ३९५ ॥ दौर्गंध्यं पीतमूत्रत्वमरतिः पीतविट्कता । पीतावलोकनं पीतनेत्रता पीतदंतता ॥ ३९६ ॥ शीतेच्छा पीतनखता तेजोद्वेषोल्पनिद्रता । कोपश्च गात्रसादश्च भिन्नविट्कृत्वमं-

घता ॥ ३५७ ॥ उष्णोच्छ्वासत्वमुष्णत्वं मूत्रस्य च मलस्य च । तमसो दर्शनं पीतमंडलानां च दर्शनं ॥ ३५८ ॥ निःसरत्वं च पित्तस्युचत्वारिंशद्रुजः स्मृताः ।

પિત્તકોપે ૪૦ પ્રકારે રોગ થાયછે. તેમાં ૧ ધૂમોદ્ગાર; ધુમાડા જેવો ઓડકાર પિત્તકોપેથી આવેછે. ૨ વિદાહ; શરીરે અતિ દાહ પિત્તકોપેથી થાયછે. ૩ ઉષ્ણાંગત્વ; શરીર ગરમ કે ઉષ્ણ પિત્તકોપેથી રહેછે. ૪ મતિભ્રમ; કુંભારના ચાક કે પૈડાં ઉપર, માણસ બેઠાથી ભ્રમણ થાય, તેવી રીતે પિત્તથી થાયછે. ૫ કાંતિહાનિ; શરીરની કાંતીનો નાશ પિત્તકોપે થાયછે. ૬ કંઠશોષ; ગળે પાણી ઇત્યાદિકનો શોષ પિત્તકોપેથી પડેછે. ૭ મુખશોષ; મુખનું તેજહિણ થઇ પિત્તકોપે શોષાયછે. ૮ અલ્પશુક્રતા; પિત્તકોપે ધાતુ ઉકળી ક્ષીણ થાયછે. ૯ તિક્તાસ્યતા; પિત્તકોપે મુખે કડવાસ આવેછે. ૧૦ આમ્લવક્રત્વ; મુખે ખટાસ પિત્તકોપે થાયછે. ૧૧ સ્વેદસ્રાવ; શરીરે પરસેવો પિત્તકોપે નિકળે છે. ૧૨ અંગપાકતા; પાચક પિત્તકોપે શરીર પાકે છે. ૧૩ કલમ; પિત્તકોપે શરીરે ગ્લાની, શક્તિહીણ થાયછે. ૧૪ હરિતવર્ણત્વ શરીરનો રંગ પિત્તકોપે લીલો થાયછે. ૧૫ અતૃપ્તિ; હરએક માણસ વારંવાર, ખોરાક ખાવા પીવા છતાં તૃપ્તિ ન થાય. ૧૬ પીતકાયતા; શરીરનો રંગ પીળો હલદ જેવો પિત્તકોપે થાયછે. ૧૭ રક્તસ્રાવ; મુખમાર્ગે લોહી પિત્તકોપે પડેછે. ૧૮ અંગદરણ; શરીરની ચામડી પિત્તકોપે ફાટેછે. ૧૯ લોહગંધાસ્યતા; લોખંડને ભઠ્ઠીમાં તપાવતા, જેવી માણસના મુખમાંથી ગંધ નિકળેછે. ૨૦ દૌર્ગંધ્ય; શરીરના ગાત્રોંને દુર્ગંધી પિત્તકોપે નિકળેછે. ૨૧ પીતમુત્રત્વ; માણસનો પિશાબ પીળા રંગે થાયછે. ૨૨ અરતિ; પિત્તકોપે હરએક પદાર્થ ઉપર પ્રીતિ રહેતી નથી. ૨૩ પિત્તવિટ્કતા; માણસનો ઝાડો પિત્તકોપે પીળા રંગે થાયછે. ૨૪ પિત્તાવલોકન; સર્વે વસ્તું પીળા રંગે પિત્તકોપે દેખાયછે. ૨૫ પિત્તનેત્રતા; પિત્તકોપે આંખો પીળા રંગે થાય, તેને કમળો કહેછે. ૨૬ પિત્ત દંતતા; દાંત પીળા રંગે પિત્તકોપે થાયછે. ૨૭ શીતેચ્છા; શીતળ પદાર્થ ઉપર પિત્તકોપે ઇચ્છા થાયછે. ૨૮ પિત્ત નખતા; પિત્તકોપે નખો પીળા રંગે થાયછે. ૨૯ તેજોદ્વેષ; અગ્નિ કે દીપક સામું પિત્તકોપે જોવાતું નથી. ૩૦ અલ્પનિદ્રતા; પિત્તકોપે નિદ્રા થોડી આવેછે. ૩૧ કોપ; પિત્તકોપે ક્રોધ કે ગુસ્સો આવેછે. ૩૨ ગાત્રસાદર; શરીરના ગાત્રોંને વેદના પિત્તકોપે થાયછે. ૩૩ ભિન્નવિટ્કત્વ; ઝાડો પાતળો પિત્તકોપે થાયછે. ૩૪ અં-

ધતા; દૃષ્ટીનો નાશ કે આંધળો પિત્તકોપે થાયછે. ૩૫ ઉષ્ણોચ્છ્વાસત્વ; શ્વાસોચ્છ્વાસ પિત્તકોપે, ગર્માગર્મ નિકળે છે. ૩૬ ઉષ્ણમૂત્રત્વ; પિશાબ ગર્માગર્મ પિત્તકોપે આવે છે. ૩૭ ઉષ્ણમળત્વ; પિત્તકોપે ઝાડો ગર્માગર્મ નિકળેછે. ૩૮ તમોદર્શન; પિત્તકોપે આંખે અંધારાં આવે છે. ૩૯ પિત્તમંડળદર્શન; શરીરે પીળા રંગે, ગોળાકાર ગડગુમડા, કે દરાઝ પિત્તકોપે થાયછે. ૪૦ નિઃસરત્વ, મુખે અથવા ઝાડામાર્ગેથી બગડેલું ખાટું પિત્ત પડેછે.

## કફ કોપે થતા રોગ.

कफस्य विंशतिः प्रोक्ता रोगास्तंद्रातिनिद्रता ॥३५९॥ गौरवंमुख माधुर्यं मुखलेपः प्रसेकता । श्वेतावलोकनं श्वेतविट्कत्वं श्वेतमूत्रता ॥३६०॥ श्वेतांगवर्णता शैत्यमुष्णेच्छा तिक्तकामिता । मलाधिक्यं च शुक्रस्य बाहुल्यं बहुमूत्रता ॥ ३६१ ॥ आलस्यं मंदबुद्धित्वं तृप्तिर्घर्घरवाक्यता । अचैतन्यं च गदिता विंशतिः श्लेष्मजा गदाः ॥ ३६२ ॥

કફ કોપે વીસ પ્રકારે રોગ થાયછે. તેમાં ૧ તંદ્રાકફ; આંખે અંધારા આવેછે. ૨ અતિનિદ્રતા; કફથી અતિશય ઊંઘ આવેછે. ૩ ગૌરવ શરીર ભારી થાયછે. ૪ મુખમાધુર્ય; મુખને મિઠાસ થાયછે. ૫ મુખલેપ; મુખ ચીકણું થાયછે. ૬ પ્રસેક; મુખેથી લાળ ગળેછે. ૭ શ્વેતાવલોકન; સર્વે પદાર્થો સફેદ રંગે દેખાય છે. ૮ શ્વેતવિટ્કત્વ; ઝાડાદિક મળ સફેદ રંગે થાયછે. ૯ શ્વેતમૂત્રતા; પિશાબ સફેદ રંગે થાયછે. ૧૦ શ્વેતાંગવર્ણતાં; શરીરનો રંગ સફેદ થાયછે. ૧૧ ઉષ્ણેચ્છા; ઉષ્ણ, ગર્મ તિખ્ખા પદાર્થો ઉપર ઇચ્છા થાયછે. ૧૨ તિક્તકામિકા; કડવી વસ્તુ ઉપર ઇચ્છા થાયછે. ૧૩ મળાધિક્ય; ઝાડામાં કફ અતિશે પડે છે. ૧૪ શુક્રબાહુલ્ય; શુક્ર ધાતુનો અતિશે સંચય થાયછે. ૧૫ બહુમૂત્રતા; પિશાબ ઘણો આવે છે. ૧૬ આલસ્ય; અતિ આળસ આવેછે. ૧૭ મંદબુદ્ધિત્વ; બુદ્ધિ મંદ થાયછે. ૧૮ તૃપ્તિ; માણસ થોડું ખાધાપીધા છતાં તૃપ્ત રેહેછે. ૧૯ ઘરઘરવાક્યતા; માણસનો શબ્દ ખોખરો નિકળે, તેમાં ઘરઘર આવાજ થાયછે. ૨૦ અચૈતન્ય; ચૈતન્યવિનાનું માણસ બેશુદ્ધ થાયછે.

## લોહી કોપનો રક્તવિકાર.

रक्तस्य च दश प्रोक्ता व्याधयस्तस्य गौरवम् । रक्तमंडलता र-

क्तनेत्रत्वं रक्तमूत्रता ॥ ३६३ ॥ रक्तष्ठीवनता रक्तापिटिकानां च दर्शनम् । उष्णं च पूतिगंधत्वं पीडापाकश्च जायते ॥ ३६४ ॥

લોહી સંબંધી કોપે દશ પ્રકારે રોગ થાય છે. ૧ ગૌરવરક્ત; લોહી કોપેથી શરીર ભારી થાયછે. ૨ રક્તમંડલતા; શરીરે લાલરંગે ગોળાકાર દરાઝ કે ગડગુમડા લોહી કોપે થાયછે. ૩ રક્તનેત્રત્વ; આંખો લાલરંગે થાય છે. ૪ રક્તમૂત્રતા; લોહી રંગે પિશાબ થાયછે. ૫ રક્તષ્ઠીવનતા; મુખવાટે લોહી પડે છે. ૬ રક્તપિટિકાદર્શન; શરીરે લોહીરંગે ફોડકીઓ થાય છે. ૭ ઉષ્ણ; શરીરે ઉષ્ણતા, ગર્માગર્મ બળતા ઉઠેછે. ૮ પૂતિગંધત્વ; શરીરે દુર્ગંધી આવેછે. ૯ પીડા; શરીરે વેદના થાયછે. ૧૦ પાક; મુખેકાંટા જેવી ફોડકીઓ થઇ પાકેછે.

## મુખ, હોઠને થતો મુખરોગાંતર્ગત ઓષ્ઠરોગ.

चतुःसप्तति संख्याता मुखरोगास्तथोदिताः । तेष्वोष्ठरोगा गणिता एकादश मिता बुधैः ॥ ३६५ ॥ वातपित्तकफैस्त्रेधा त्रिदोषैरसृजा तथा । क्षतं मांसार्बुदं चैव खंडौष्ठश्च जलार्बुदं ॥ ३६६ ॥ मेदोर्बुदं चार्बुदं च रोगा एकादशौष्ठजाः ।

મુખ અને હોઠે ૭૪ પ્રકારે રોગ થાયછે; તેમાં ઓષ્ઠરોગ ૧૧, દંતરોગ ૧૦, દંતમૂળરોગ ૧૩, જિંહ્વારોગ ૬, તાળુ રોગ ૮, કંઠરોગ ૧૮, મુખમધ્યેના રોગ ૮, તેના લક્ષણો.

૧ ઓષ્ઠરોગ; વાયુ કોપેથી હોઠ સખ્ત, કળાસવર્ણે વેદના અને ગાંઠોસહિત જકડાય, તે જગાક ચિરાઇ ઉપરની ચામડી ફાટે છે. ૨ પિત્તજ ઓષ્ઠરોગ, પિત્તકોપેથી પીળારંગે હોઠ થઇ, આસેપાસે ફોડકીઓ, દાહ વેદનાસહિત પાકેછે. કફજ ઓષ્ઠરોગ; કફકોપે સફેદવર્ણે, અલ્પ વેદનાસહિત ફોડકીઓ શિતળ, વજનદાર, ચિકાસ ભરેલી ઓઠને થાયછે. ૩ સન્નિપાતજ; ત્રણે દોષોના સંબંધથી કોઇ વખતે ઓઠ કાળો, પીળો, સફેદ અનેક રંગો બદલાય તથા અનેક વેદનાસહિત ફોડકીઓ થાયછે. ૬ રક્તજ; લોહી કોપે ઓઠનું માંસ બગડી, ગાંઠો, વેદનાસહિત માંસના ગોળા, ભારે વજને થાય, ખજુરીના ફળ કે લોહીના રંગે રૂપે મોટી ફોડકીઓ થાય, તેમાંથી અતિ લાલરંગે લોહી વહે, મુખની

એહું બાજુના ખુણા સડીને, તેમાંથી કૃમિ નામે જીવડા ઉત્પન્ન થાયછે. ૬ ક્ષતજ; ઓઠને લાગવાથી કે જખમ થવાથી ફાટે, અને ચીર પડે, માંસની ગાંઠો બંધાય. ખજવાળ થાયછે. ૭ માંસાર્બુદ; ઓઠનું માંસ બગડી, પિંડી જેવો ઉંચો ટેકરો ઘણો વજનદાર થાયછે. ૮ ખંડૌષ્ઠ; ઓઠને એકજ ચીર પડી, તેમાંથી રશી કે લોહી વહેછે. ૯ જલાર્બુદ; માંસની પિંડી જેવો ઉંચો અને મ્હોટો ઓઠ થઈ, તેમાંથી રશી કે પાણી વહેછે. ૧૦ મેદાર્બુદ; મેદ દુષ્ટ થવાથી ઓઠ મ્હોટો થઈ, તેમાં વિંધ કે નાસૂર ન પડી, તેમાંથી ઘી અથવા કાંજી જેવી, પાંડુરવર્ણે, દુર્ગંધીસહિત અથવા નિર્મળ સ્ફાટિક જેવી સફેદ રશી વહેછે. ૧૧ થી ૧૮ અર્બુદ; વાતાદિક ત્રણે દોષોના કોપેથી, આઠ પ્રકારે ઓઠસ્થાને અતિ દુઃખદાયક, ઉંચી ગાંઠો ઉત્પન્ન થાયછે.

## દાંતનો થતો દંતરોગ.

दंतरोगा दश ख्याता दलनः क्रमिदंतकः ॥ ३६७ ॥ दंतहर्षः करालश्च दंतचालश्च शर्करा । अधिदंतः श्यावदंतो दंतभेदः कपालिका ॥ ३६८ ॥

દાંતોને ૧૦ પ્રકારે રોગ થાયછે. ૧ દલન; દાંતોને વાયુ કોપેથી કુવાડો મારવા જેવી વેદના થાયછે. ૨ કૃમિદંતક; દાંતોના મુળનું લોહી, બગડવાથી જીવાત ઉત્પન્ન થઈ, કળાસ વર્ણે વિંધો પડી રશી વહે, વિનાકારણે દાંતને વેદના થાયછે. ૩ દંતહર્ષ; જે માણસના દાંતોને શીતળ, રૂક્ષ, અથવા ખટાસના પદાર્થો, અને બળવાન વાયુ, ઈત્યાદિકનો સ્પર્શ કે અડકવાથી, સેહેવાતું નથી અતિ વેદના થાયછે. ૪ કરાળ; વાયુ કોપેથી આસ્તે આસ્તે દાંતો વાંકા ચુકા ઉત્પન્ન થાયછે. ૫ દંતચાલક; વાયુ પોતાના ગુણેથી દાઢી કે, હનુવટીના સાંધામાં ભરાઈ અકડાવે, દાંતોને હલાવે, તેને દંત ચાલક કહેછે; તે મુખ, નેત્ર, નાક એ સર્વેને પીડા કરે, તે અર્દિતવાયુ જેવો જાણવો, તેને ગ્રંથોમાં હનુમોક્ષવાયુ બળવાન કહેછે, ૬ શર્કરા; કફ અને વાયુ કોપેથી દાંતને મળ બંધાઈ તેનું શોષણ કરે, તે મળનો સ્પર્શ થયેલો રેતી જેવો, ખડખચડો મુખમાં લાગેછે. ૭ અધિદંત; વાયુના કોપે સર્વે દાંતોમાંથી એકાદો, બીજા દાંતને વધારે તેથી અતિ વેદના થાય, તે પછી પુરો દાત વધેથી વેદના પણ શાંત થાયછે; તેને ગ્રંથોમાં ખળવર્ધન કહેછે. ૮ શ્યાવદંત; બગડેલા લોહીસહિત જે પિત્ત, તેના કોપેથી દાંત કળાસવર્ણે અથવા ગુળીના રંગે થાયછે.

૯ દંતભેદ; કફ વાયુના કોપે ન્હાની ઊંમરમાં,દાંતને વેદનાસહિત હલાવી હલાવી પાડેછે, તેથી માંણુસોના ગાલોમાં, ગોળાકાર ચક્ર જેવા ખાડા પડે, તેને દંતભંજનક કહે છે. ૧૦ કાપાલિકા; કફ વાયુના કોપેથી દાંતોને, મેલના પોપડા બંધાઈ શુકાઇ, દાંતોમાંથી તે છુટા પડે, તેથી દાંતોને નાશ થાયછે.

## દાંતના મૂળમાં થતો દંતમૂળ રોગ.

तथा त्रयोदशमिता दंतमूला मयाः स्मृताः । शीता दोषकुशौ द्वौ तु दंतविद्रधिपुप्पुटौ ॥ ३६९ ॥ अधिमांसो विदर्भश्च महासौषिरसौषिरौ । तथैव गतयः पंच वातात्पित्तात् कफादपि ॥ ३७० ॥ सन्निपातगतिश्चान्या रक्तनाडी च पंचमी ।

દાંતોના મૂળને તેર પ્રકારે રોગ થાયછે; વાતાદિક ત્રણે દોષોના ભેદોથી, નાડી નાસૂરનો રોગ પાંચ પ્રકારે થાયછે. ૧ શીતાપદ; દાંતોના પેહેડા કે પાળામાંથી, અકસ્માત્ કફ લોહીના કોપેથી, લોહી વહે, પાળાસંબંધી માંસ શડી દુર્ગંધીસહિત, ચિકણી પાતળી રશી કાળા રંગે વહે, ગર્મીથી એકાએક પાળા પાકીને માંસ ફાટેછે. ૨ ઉપકુશ; લોહી પિત્તોના કોપેથી દાંતોના પાળાને, દાહસહિત પાકીને દાંતો હાલે તથા જુદા પડી, મંદ વેદના સહિત દાંતો પડે, અને લોહીને વેહવડાવે, લોહી નિકળવાથી પાળા ફુગે, અને મુખમાંથી દુર્ગંધી આવેછે. ૩ દંતવિદ્રધિ; વાતાદિક ત્રણે દોષો અને લોહી ના કોપે, દાંતોના પાળાની અંદર અને બાહર સોઝો, વેદના, દાહસહિત લોહી મિશ્રિત પરૂ વહેછે. ૪ પુપ્પુટ; કફ, લોહી કોપેથી બે અથવા ત્રણ દાંતોના પાળાને, ઘણો સોઝો ઉત્પન્ન થઈ અતિશે પીડા થાયછે. ૫ અધિમાંસ; દાઢી કે હનુવટીના મુળમાં, નીચેની દાઢ અને દાંતોને અતિશે, સોઝો ઉત્પન્ન થઈ અતિ વેદના થાયછે. ૬ વિદર્ભ; દાંતોના પાળામાં હરએક લાગેથી, અથવા દાંતોને સખ્ત વસ્તું ઘસાવાથી, જખમ પડી મ્હોટો સોઝો આવી, નાસૂર ઉત્પન્ન થાય અને દાંતો હાલેછે. ૭ મહાસૌષિર; વાતાદિક ત્રણે દોષોના કોપેથી, પાળામાંથી દાંતો હાલવા લાગે, અને તાળવામાં બે ભાગે સોઝો થઈ, વચ્ચે ફાટો પડે તેને સૌખિર કહેછે. ૮ સૌષિર; કફ લોહીથી દાંતોના મૂળમાં, વેદનાસહિત સોઝો ઉત્પન્ન થાય, અને લાળ ગળે તેને પણ સૌખિર કહેછે. ૯ વાતનાડી; દંતમૂળમાં નાસૂર થઈ, તેમાં પોકળ નળી જેવું નાણું પડી, દુર્ગંધી સહિત પરૂ વહેછે, તેમાં વાયુ

બગડવાથી, શૂળાદિક વેદનાસહિત લક્ષણો થાયછે. ૧૦ પિત્તનાડી; દાંતોના પાળામાં નાસૂર થઈ, તેમાં લાંબી નળી જેવું પોળાણુ થઈ, દુર્ગંધીસહિત પરૂ તેમાંથી અતિશે વહી, દાહાદિક પિત્ત કોપના, લક્ષણોસહિત થાયછે. ૧૧ કફનાડી; જે નાસૂરમાં જાડું અને સફેદ, રંગે પરૂ દાંતોમાંથી વહે, ખજવાળ, વજન ઈત્યાદિક, કફ કોપના લક્ષણો થાયછે. ૧૨ સન્નિપાત નાડી; ત્રણે દોષોના કોપસહિત, લક્ષણો દાંતોના નાસૂરને થાયછે. ૧૩ રક્તનાડી; લોહીવર્ણે દાહસહિત, પરૂ દાંતના નાસૂર માંથી વહી, પિત્તકોપના લક્ષણો તેમાં થાયછે.

## જીભનો જિંહ્વા રોગ.

तथा जिंह्वामयाः षट् स्युर्वातपित्तकफैस्त्रिधा ॥३७१॥ अलसश्च चतुर्थः स्यादधिजिंव्हा च पंचमः । षष्ठश्चैवोपजिंव्हा स्यात्

જીભને છ પ્રકારે રોગ થાયછે; ૧ વાતજ; વાયુ કોપેથી જીભ ફાટી હોય તો, મધુરાદિ પદાર્થો ખાધાપીધાથી, તેનો સવાદ સમજાતો નથી, અને શાક નામે ઝાડ મારવાડમાં પ્રખ્યાત છે, તેનાં પાંત્રાં અને તેના રંગજેવી, ખડબચડી જીભ થાયછે. ૨ પિત્તજ; પિત્તોના કોપથી જીભ, દાહસહિત પીળા કે રક્તવર્ણે થાય, લાંબી ઉંડી ફોડકી, દાણાદાર થાય છે. ૩ કફજ; કફોના કોપેથી જીભ, સફેદવર્ણે ચિકાશે, ભારે, સાવરીના કાંટા જેવી થાયછે, ૪ અળસ; કફ લોહી કોપેથી જીભ નીચેના, અંગને ઘણો સોઝો અને જખડે અકડે, તેના મુળસ્થાને પાકેછે. ૫ અધિજિંહ્વા; કફલોહી કોપેથી જીભ ઉપરના, અંગને શિખર જેવો સોઝો અને તે પાકેથી, રોગ અસાધ્ય જાણવો. ૬ ઉપજીંહ્વા; કફલોહી કોપેથી જીભને વાંકી કરી, તે ઉપર શિખર જેવો સોઝો, ખજવાળસહિત થાય, તેથી લાળ ગળેછે.

## તાળવામાં થતો તાળુ રોગ.

तथाष्टौ तालुजा गदाः ॥ ३७२ ॥ अर्बुदं तालुपिटिका कच्छपी तालुसंहतिः । गलातुंडी तालुशोथस्तालुपाकश्च पुप्पुटं ॥ ३७३ ॥

તાળવાને આઠ પ્રકારે રોગ થાયછે; ૧ અર્બુદ; તાળવાના મધ્ય ભાગે, કમળફુલ વચ્ચેના દાણા જેવો સોઝો થાય, તેવિષે અગાઉ લખેલા, રક્તાર્બુદના લક્ષણોને મળતા હોયછે. ૨ તાળુપિટિકા; તાળવાની જગ્યાએ લોહી

વર્ણું, જખડાયલો સોઝો લોહી વિકારે, દાહ અને વેદનાસહિત થાયછે, તેને ગ્રંથોમાં અંધ્રીષ કહેછે. ૩ કચ્છપી; કફસંબંધે તાળવામાં કાચબાની પીઠ જેવો, ઊચો સોઝો એકાએક ઉત્પન્ન થાય, તેમાં મંદ વેદના હોયછે. ૪ તાળુ-સંહતિ; કફકોપેથી તાળુ વચ્ચેનું માંસ દુષ્ટ થઈ, વેદના ન થતાં લબડી પડેછે. ૫ ગળાતુંડી; કફ લોહી કોપેથી તાળવાના મૂળથી, લાંબો અને મ્હોટો સોઝો, ફુગેલી ધમણ જેવો ઉત્પન્ન થાય, તેથી તૃષા, ખાંશી, શ્વાસ, હાંફણ થાયછે. ૬ તાળુશોથ; વાયુ કોપેથી તાળવામાં મ્હોટો સોઝો આવે, તાળવું ફાટે, અતિ હાંફણ થાયછે. ૭ તાળુપાક; પિત્તોના કોપેથી મ્હોટો અઘોર, પાક તાળવામાં ઉત્પન્ન કરેછે. ૮ પુપ્પુટ; કફેના કોપેથી બોરડીના ફળ જેવી ગાંઠ, પીડારહિત તાળવામાં ઉત્પન્ન થાય, તે મેદાશ્રિત હોયછે.

## ગળામાં થતો ગળરોગ.

गलरोगास्तथाख्याता अष्टादशमिता बुधैः । वातरोहिणिका पूर्वं द्वितीया पित्तरोहिणी ॥ ३७४ ॥ कफरोहिणीका प्रोक्ता त्रिदोषैरपि रोहिणी । मेदोरोहिणिका वृंदो गलौघो गलविद्रधिः ॥ ३७५ ॥ स्वरहा तुंडकेरी च शतघ्नी तालुकोऽर्बुदम् । गिलायुर्बलयश्चापि वातगंडः कफस्तथा ॥ ३७६ ॥ मेदोगंडस्तथैव स्यादित्यष्टादश कंठजाः ।

ગળાને કંઠ રોગ ૧૮ પ્રકારે થાયછે; ૧ વાતરોહિણી; વાયુ કોપેથી જીભની વચમાં માંસના કંદ કે દાણા ઉત્પન્ન થઈ, ગળે ઉતરવાનો રસ્તો બંધ થઈ, વાયુ કોપે કંપારાદિક ઉપદ્રવ થાય, એ રોગ બળવાન થાય તો, સાત દિવસે રોગી મરેછે. ૨ પિત્તરોહિણી; પિત્તોના કોપેથી ગળામધ્યે, માંસના કંદો ઝડપથી ઉત્પન્ન થાય અને પાકે, તેમાં દાહસહિત વેદના થઈ, તીવ્ર જ્વરાદિક આવે, એ રોગ બળવાન હોય તો, રોગી પાંચ દિવસે મરેછે. ૩ કફરોહિણી; કફ કોપે કંઠસંબંધી ઉતરવાના, રસ્તાની નસોનો વહિવટ અટકે, ગળામાં માંસના કંદો બંધાય, તે સ્થિર હોવા છતાં તેનો પાક, લાંબે દિવસે થાય, એ રોગ બળવાન હોય તો, રોગી ત્રણ દિવસે મરેછે. ૪ ત્રિદોષરોહિણી; કંઠમાં માંસના કંદો ઉત્પન્ન થઈ, ત્રણે દોષોના લક્ષણોસહિત વેદના થાય, તે ગળાની અંદર ભાગમાં પાકે, તેથી રોગ ઉત્પન્ન થતાંજ રોગી મરે, એ રોગ અસાધ્ય છે. ૫ મેદોરોહિણી; મેદ દુષ્ટ થઈને તેમાંથી કંઠમાં,

ફોડકા ઉત્પન્ન થઈ ગળુ બંધ થાય, અને રોગી મરેછે. ૬ વૃંદ; પિત્ત અને ક્ષત કે જખમથી, ગળામાં ગોળાકાર ઉંચો, સોઝો ઉત્પન્ન થાય, તેમાં અતિ દાહ, તીવ્ર જ્વર હોય, તે વાયુ વાતાત્મજ હોય તો, શુળસહિત વેદના થાયછે. ૭ ગલૌઘ; લોહી અને કફ કોપેથી ગળામાં, અન્ન પાણી ઉતરવાનો, વહિવટ બંધ કરનારો મ્હોટો સોઝો થાય, અને તે વાયુનો વહિવટ અટકાવે, તીવ્ર જ્વરસહિત વેદના થાયછે. ૮ ગળવિદ્રધિ; ત્રિદોષ સંબંધેથી ગળાને વ્યાપી, ગાંઠો જેવો મ્હોટો સોઝો ઉત્પન્ન થાય, તેમાં વાતાદિક ત્રણ દોષોનો ઉપદ્રવ વેદના, દાહ, ખજવાળ ઇત્યાદિક લક્ષણો થાયછે. ૯ સ્વરહા; હરએક રોગના કે કફોનાકોપેથી, ગળાસંબંધી શબ્દ કે સ્વર, નિકળવાનો વાયુનો માર્ગ,બંધ પડેલો હોય તો રોગી, દુઃખ પામવા છતાં શ્વાસોચ્છ્વાસ નાંખે, અને તેનો શબ્દ બેસૂર શુષ્ક ઝીણો થાયછે. ૧૦ તુંડકેરી; કફકોપેથી ગળામાં બોરના ઠલીઆ, પ્રમાણે ગાંઠ ઉત્પન્ન થાય, તે કાંટા કે સોય અથવા જવની, અણી જેવા હોય, માંસરૂપી કાંટાઓથી ભરેલા, ખડબચડા સ્થિર કમળકંદ જેવા દેખાય, તેને કંઠશાળુક કહેછે. ૧૧ શતઘ્ની; ત્રણ દોષોના કોપેથી, ગળામાં દિવેટની રીતે માંસરૂપી બત્તિ થઇ, ગળુ બંધ કરે અને માંસના કાંટા બંધાય, તેને વાયુ, પિત્ત અને કફ ત્રણેના કોપસહિત લક્ષણો, વેદના, દાહ, ખજવાળ ઇત્યાદિક થાય, અને લોખંડના ખિલા જડેલી, શતઘ્ની નામે શિળા જેવી ગાંઠો, પ્રાણ લેનારી ગળામાં થાયછે. ૧૨ તાળુક; પિત્તોના કોપેથી ગળામાં દાહ, તીવ્ર વેદનાસહિત સોઝો ઉત્પન્ન થાય, તેના સંબંધે માંસ સડી દુર્ગંધ થઇ ફાટે, તે રોગી જે પડખે સુએ, તે પડખે વિશેષ વેદના તેમાં થાયછે ૧૩ અર્બુદ; કફ અને ક્ષત કે જખમથી, ગળાને ઉંચી ગોળાકાર દાહસહિત, ખજવાળ, પાકરહિત, શખ્ત એવા પ્રકારે સોઝો ઉત્પન્ન થાય, તેને ગ્રંથોમાં એક વૃંદ કહેછે. ૧૪ ગિળાયું; ગળામાં કફ લોહી કોપેથી, આંમળાના બિયાં જેવી ગાંઠો, સ્થિર અને અલ્પ પીડાસહિત ઉત્પન્ન થાય, ગળામાં અન્નાદિક ખોરાક ખાતા ગાંઠો ઘસાય, તે રોગ શસ્ત્ર ઉપચારે સાધ્ય થાયછે. ૧૫ વળય; કફના કોપે અન્નાદિક ખોરાક, ઉતરવાનો માર્ગ બંધ થઇ, ગળામાં લાંબી અને ઊંચી ગાંઠો, ઉત્પન્ન થાય, તે અસાધ્ય છે. ૧૬ વાતગંડ; વાયુ કોપેથી ગળામાં ગાંઠો પીડાસહિત ઉત્પન્ન થાયછે. ૧૭ કફગંડ; કફ કોપેથી ગળામાં ગાંઠો, ખજવાળસહિત ઉત્પન્ન થાયછે. ૧૮ મેદોગંડ; મેદ દુષ્ટ થઇ ગળામાં ગાંઠો ઉત્પન્ન થાય, તે સ્થિર છતાં તેમાં અલ્પ પીડાસહિત હોયછે.

## મુખમાં થતો રોગ.

मुखांतःसंभवा रोगा अष्टाख्याता महर्षिभिः ॥३७७॥ मुखपाको भवेद्वातात्पित्तात्तद्वत्कफादपि । रक्ताच्च सन्निपाताच्च पूत्यास्योर्ध्वगुदावपि ॥ ३७८ ॥ अर्बुदं चेति मुखजाश्चतुःसप्ततिरामयाः ।

મુખમાં આઠ પ્રકારે રોગ થાયછે. ૧ વાતમુખપાક; વાયુના કોપે મુખની સર્વ જગાએ, ફોડકીઓ થઈ વેદના થાયછે. ૨ પિત્ત મુખપાક; પિત્તોના કોપે, મુખમાં લાલરંગે, પીળા રંગે ઝીણી ઝીણી, ફોડકીઓ દાહસહિત થાયછે. ૩ કફમુખપાક; કફ કોપે મુખમાં સફેદ વર્ણે, ફોડકી ખજવાળસહિત, અને વેદનારહિત થાયછે. ૪ રક્તમુખપાક; લોહીના કોપે મુખમાં, ફોડકાઓને પિત્ત કોપના, લક્ષણોને મળતા થાયછે. ૫ સન્નિપાત મુખપાક; વાયુ, પિત્ત અને કફ ત્રણેના કોપે, મુખમાં ફોડકા આવી; ત્રણે દોષોના લક્ષણો થાયછે. ૬ દુર્ગંધાસ્ય; મુખમાં ફોડકા આવી, તેમાં દુર્ગંધિ નિકળે છે. ૭ ઊર્ધ્વગુદ; મુખમાં ફોડકા આવી, તત્સંબંધી માંસ ફાટી, તેનો ગુદ જેવો આકાર થાયછે. ૮ અર્બુદ; ત્રણે દોષોના કોપેથી ગોળાકાર, અને ઊંચી માંસોની ગાંઠો, વેદનાસહિત ઉત્પન્ન થાયછે.

## કાનને થતો કર્ણ રોગ.

कर्णरोगाः समाख्याता अष्टादशमिता बुधैः ॥ ३७९ ॥ वातात्पित्तात्कफाद्रक्तात्सन्निपाताच्च विद्रधिः । शोथोऽर्बुदं पूतिकर्णः कर्णार्शः कर्णहल्लिका ॥ ३८० ॥ बाधीर्यं तंत्रिका कंडूः शष्कुलिः कृमिकर्णकः । कर्णनादः प्रतीनाह इत्यष्टादश कर्णजाः ॥ ३८१ ॥

કાનમાં ૧૮ પ્રકારે રોગ થાયછે. ૧ વાતકર્ણ રોગ; વાયૂના કોપે કાનોમાં પીડાસહિત અવાજ થઈ, મેલનું શોષણ કરી, પાણી જેવી પાતલી રશી વહેછે. ૨ પિત્તકર્ણરોગ; પિત્તકોપે કાનોમાં તાંબુસ વર્ણે, સોઝો આવી તેમાં ફાટફુટ થઈ, દાહસહિત પીળારંગે, દુર્ગંધીસહિત રશી વહેછે. ૩ કફકર્ણરોગ; કફ કોપેથી કાનોમાં, ખજવાળસહિત સોઝો, સ્થિર સફેદ રંગે થઈ ચિકણી રશી વહે, અને કાનોને બેહેર તથા મંદ વેદના થાયછે. ૪ રક્તજ કર્ણરોગ; લોહી કોપેથી કાનોમાં પિત્તકોપના લક્ષણોને મળતા થાયછે.

૫ સન્નિપાત કર્ણરોગ; વાતાદિક ત્રણે દોષોના કોપસહિત, અને તેમાં જેનું બળ વિશેષ હોય તેના રંગે રશી વહેછે. ૬ વિદ્રધિ; કાનોમાં જખમ કે ધારૂ પડેથી, આગંતુક વિદ્રધીના લક્ષણો થાય, અથવા વાતાદિક ત્રણે દોષોના કોપે, કાનોમાં વેદના દાહસહિત નાસૂર પડી, તેમાંથી પીળા રંગે કે તાંમ્રસવર્ણે લોહી વહેછે. ૭ કર્ણશોથ; વાતાદિક ત્રણે દોષોના કોપેથી, કાનોમાં સોઝો ઉત્પન્ન થાયછે. ૮ અર્બુદ; વાતાદિક ત્રણે દોષોના કોપેથી, કાનોમાં ગોળાકાર હુંચી ફોડકી ઉત્પન્ન થઈ, શૂળાદિક વેદના થાયછે. ૯ પૂતિકર્ણ; કાનોમાંથી દુર્ગંધીસહિત પરૂ વહેછે. ૧૦ કર્ણાર્શ; વાતાદિક ત્રણે દોષોના કોપેથી, કાનોમાં માંસરૂપી અણીદાર કંદ કે દાણા ઉત્પન્ન થઈ, શૂળ, ખજવાળ, દાહ ઈત્યાદિક વેદનાસહિત થાયછે. ૧૧ કર્ણહલ્લિકા; કાનોમાં ગોમનામે માંખી, કે પતંગ નામે જીવડા ભરાઈ, માણસોને અકળાવે, અનેક પ્રકારે ધુણધુણાટ, વેદના, ઠણકા ઉપજાવે, તે જીવડા કાનોમાં ફરેથી, ચમત્કારિક અતિ વેદના થાય, તે બેઠાથી વેદના મંદ થાયછે. ૧૨ બાધીર્ય; જે વખતે એખલો વાયુ કફાશ્રિત થઈ, શબ્દવાહિની સ્રોતસામાં રહે, તેથી માણસ બેહેરો થાયછે. ૧૩ તંત્રિકા; વાયુ પિત્તાદિકોસહિત થઈ કાનોમાં, વાંસળી જેવો અવાજ ઉત્પન્ન કરેછે. ૧૪ કંડુ; વાયુ કફેથી મળી કાનોમાં, ખજવાળ થાય અને તે, કફપિત્તોની ગર્મીથી શોષાય, તેને ગ્રંથોમાં કર્ણગુથ કહેછે. ૧૫ શષ્કુલિ; મસ્તકને પથરાદિકોનો ઘા પડેથી, પાણીમાં અતિશે બુડકી મારેથી, નાસૂર નો રોગ થઈ પાકેથી, ઈત્યાદિક કારણે વાયુનો કોપ થઈ, કાનોમાં અતિ દુઃખ થાય, પરૂ વેહવડાવે, તેને ગ્રંથોમાં કર્ણસ્રાવ કહેછે. ૧૬ કૃમિકર્ણક; જે વખતે કૃમિનામે જીવાતનો, વધારો કાનોમાં થઈ, માંહી જઈ ફરે તે વખતે, કાનના વિંધનો વહીવટ બંધ પડી, અતિ ઠણકા કે વેદના થાયછે. ૧૭ કર્ણનાદ; વાયુનો કોપ થઈ, કાનસંબંધી શબ્દવાહી નસોમાં ભરાય; તે વખતે અનેક પ્રકારે, મ્હોટા નગારા, મૃદંગ કે શંખ ઈત્યાદિકોનો શબ્દ, સંભલાતો જણાય છે. ૧૮ પ્રતીનાહ; જે વખતે કાનોમાંનો મેલ પાતળો થઈ, નાકમાં અને મુખમાં આવે, તે વિકારને પ્રતીનાહ કહેછે, તે રોગેથી અર્ધા મસ્તકને વેદના થાય, તેને આધાશિશી કહેછે.

### કાનોની પાળને થતો કર્ણપાળી રોગ.

कर्णपालीसमुद्भूता रोगाः सप्त इहोदिताः ।
उत्पातः पालिशोषश्च विदारी दुःखवर्धनः ॥ ३८२ ॥

परिपोटश्च लेही च पिप्पली चेति संस्मृता ।

કર્ણપાળી રોગ સાત પ્રકારે થાયછે. ૧ ઉત્પાત; કાનોની પાળે ભારી વજનદાર દાગીના પેહરવાથી, અતિ બળે કોઈએ કાન મરડેથી, અતિશે ખજવાળેથી, એટલા કારણે કાનોની પાળોને, કળાસ વર્ણે સોઝો આવી, બળતરસહિત પાકે,ઈત્યાદિક વેદના થાય, અથવા રક્તપિત્ત કોપે સોઝો હોયતો, તાંબુસ વર્ણે થાયછે. ૨ પાળિશોષ; વાયુ કોપેથી કાનોની પાળનું, શોષણ થઈ સંકડાયછે. ૩ વિદારી; કાનોની પાળ ફાટીને, ખજવાળ થઈ રસી ઝરે છે. ૪ દુઃખવર્ધન; કાનો વિંધતી વેળાએ નસ વિંધાય, કે સારી રીતે કાન ન વિંધાવાથી, અથવા તે વિંધને વધારતા, વાતાદિક ત્રણે દોષોનો કોપ થઈ, સોઝો, ખજવાળ, દાહ, જ્વર, અપાક, એ સર્વે વેદનાસહિત થાયછે. ૫ પરિપોટ; નબળા સકુમાર માણસે, લાંબા દિવસ સુધી કાનોમાં દાગીના, ન પેહેરવાથી કાનોના વિંધ રૂઝાય કે પુરાય, અને ફરી કાનોમાં દાગીના પેહરવાને, વિંધમાં બેહલા બુચનેજ સળિયો, એકાએક ભરાવી ભરાવી મ્હોટા કરવાથી, વાયુના કોપે કળાસ કે તાંબુસ વર્ણે, પીડાસહિત સોઝો આવે, અને જખડાયછે. ૬ લેહી; કાનોની પાળોમાં કફ, લોહી કે કૃમિ નામે જીવાતના કોપેથી, શરસી પ્રમાણે ઝીણી ઝીણી ફોડકી થઈ પસરે, ચળે, દાહ, ખજવાળ સર્વે પીડાસહિત થાય, તે પાકીપાકીને કાનોની પાળો ખવાય છે. ૭ પિપ્પલી; કાનોના વિંધોને જબરાઈથી, વધારતા પાળોમાં વાયુનો કોપ થઈ, કફને મદત મળેથી, વેદનાવિના સોઝો આવે અકડાય, તેને ગ્રંથોમાં ઉન્મત્ત કહેછે.

## કાનના મૂળને થતો કર્ણમૂળરોગ.

कर्णमूलामयाः पंच वातात् पित्तात् कफादपि ॥ ३८३ ॥
सन्निपात्ताच्च रक्तात्च

કર્ણમૂળ રોગે, કાનની પાછળ હેઠાણમાં, કર્ણમૂળની ગાંઠ, પાંચ પ્રકારે તે થાયછે. ૧ વાયુના કોપે, ગાંઠને શૂળાદિક વેદના થાયછે. ૨ પિત્તકોપે દાહાદિક બળતર થાયછે. ૩ કફકોપે ખજવાળાદિક વેદના થાયછે. ૪ સન્નિપાતકોપે ગાંઠને વાતાદિક, ત્રણે દોષોના લક્ષણો થાયછે. ૫ લોહીના કોપે ગાંઠને પિત્તકોપના, લક્ષણોને મળતા હોયછે.

## નાકમાં થતો સળકમનો નાસારોગ.

**तथा नासाभवा गदाः । अष्टादशैव संख्याताः प्रतिश्यायास्तु तेष्वपि ॥३८४॥ वातात्पित्तात्कफाद्रक्तात्सन्निपातेन पंचम । अपीनसः पूतिनासो नासार्शो भ्रस्त्रथुः क्षवः ॥३८५॥ नासानाहः पूतिरक्तमर्बुदं दुष्टपीनसम् । नासाशोषो घ्राणपाकः पुटः स्रावश्च दीप्तकः ॥३८६॥**

નાકમાં ૧૮ પ્રકારે રોગ થાયછે. ૧ વાતપ્રતિશ્યાય; વાયુ કોપે સળકમ કે બળગમથી, નાક ખેંચાય, કફે બંધાય, પુરાય અને થોડો વહે ગળાને, તાળવે, ઓઠે શોષ કે સૂકાય, શબ્દ નિકળતાં અતિ વેદના, સ્વર બદલાયછે. ૨ પિત્તપ્રતિશ્યાય; નાકમાંથી સળકમ ઉષ્ણ, અને પીળા રંગે કફ વહે, માણસ કૃશ, નિર્બળ, પાંડુરવર્ણે, સંતપ્ત, ક્રોધી થાય, તૃષાથી અતિ પીડાય, નાકમાંથી અગ્નિના ધુમાડા, જેવો શ્વાસોશ્વાસ નિકળે. ૩ કફપ્રતિશ્યાય; નાકમાંથી પાંડુરવર્ણે કે સફેદ વર્ણે, વારંવાર કફ નિકળે, આંખો સફેદ કે પીળા રંગે, ગળે, તાળવે, ઓઠે, મસ્તકે ખજવાળ છુટેછે. ૪ રક્તપ્રતિશ્યાય; લોહી કોપેથી સળકમનું, નાકમાંથી લોહી વહે, આંખો લાલરંગી થાય, છાતીમાં પીડા, મુખના શ્વાસને દુર્ગંધ, સુગંધ કે દુર્ગંધ ન સમજાય, એ રોગની દરકાર ન કરેથી તે દુષ્ટ થઈ, લાંબે દિવસે અસાધ્ય થાયછે. ૫ સન્નિપાતપ્રતિશ્યાય; વાતાદિક ત્રણે દોષોના કોપે, વેદનાસહિત વારંવાર રોગ થઈ, પાકયાવિના અથવા પાકીને, એકાએક નહી જેવો જણાય, પણ ઘડીકમાં નાક ગળે, પિગળે, ઘડીકમાં કોરૂ પડે, નાકને બુચ બેસી, સુગંધ કે દુર્ગંધ ન સમજાય, એવી રીતે સળકમ બગડવાથી, કષ્ટસાધ્ય થાયછે. ૬ અપીનસ; કફ વાયુ કોપેથી માણસોનું, નાક ખેંચાય, કોરૂ પડે, પિગળે, બંધ થાય, સુગંધ કે દુર્ગંધ ન સમજાય, ધુમાડા જેવો શ્વાસોશ્વાસ નિકળે, બળગમના લક્ષણો થાયછે. ૭ પૂતિનાસ; ગળાના અને તાળવાના, મૂળની જગાએ બગડેલો કફ, લોહી, પિત્ત ઈતિઆદિ સાથે વાયુ દુષ્ટ થઈ રહે, મુખે, નાકે, તેપછી દુર્ગંધીસહિત બહાર નિકળેછે. ૮ નાસાર્શ; વાતાદિક ત્રણે દોષો, ચાંમડી, માંસ, મેદ એટલાને બગાડી, નાકમાં માંસરૂપી અણીવાળા, કંદ કે દાણા ઉત્પન્ન કરેછે. ૯ ભ્રસ્થુ; કઠણ ખારા સ્વાદે બગડેલો કફ પ્રથમ મસ્તકમાં, એકઠો થઈ સૂરજ તપવાની ગર્મીથી, એકાએક નાકમાર્ગેથી બહાર નિકળેછે. ૧૦ ક્ષવ; રાઈ, મરચાં ઈત્યાદિક, તિખાસ પદાર્થ ખા-

ધાથી, કે તેની સુગંધોથી, સૂર્ય સાંભે હમેશા જોવાથી, સુતરની દિવેટો નાકમાં ફેરવેથી, તરૂણાસ્થિ, રૂક, મર્મસ્થાને, તેનું ઉદ્ઘાટન થવાથી છીંકો આવે, તે રોગ ટીશે છઠ્ઠા અધ્યાયમાં, વધારે લક્ષણો લખેલા છે. ૧૧ નાસાનાહ; કફ વાયુના કોપે નાકનો, શ્વાસોચ્છ્વાસ લેવાનો માર્ગ બંધ કરી, નાકને બુચ બેઠેલા જેવું થાય, તેને ગ્રંથોમાં પ્રતિનાહ કહેછે. ૧૨ પૂતિરક્ત; કપાળની જગ્યાએ વાતાદિક ત્રણે દોષો, પોતાને કારણેથી બગડી, અથવા લાકડા કે લોખંડના શોટાનો, માર ખાધાથી, નાકમાંથી પરૂ મિશ્રિત લોહી વહેછે. ૧૩ અર્બુદ; વાતાદિક ત્રણે દોષોના કોપેથી નાકમાં ગોળાકાર અને ઊંચી, ગાંઠો ઉત્પન્ન થાયછે. ૧૪ દુષ્ટ પીનસ; વાતાદિક ત્રણે દોષોના કોપે, નાકમાંથી વારંવાર બગડેલો કફ પડે, તેને પીનસ અને આમ કહેછે, તે પરિપક્વ ભેદેથી બે પ્રકારે થાય, તેમાં એક આમપીનસ એટલે બળગમ, અપક્વ કે કાચી આમ છતાં, મસ્તકને વજન, અરૂચી, નાકને પાણીની રેલ, સ્વર અતિઝીણો થાય, વારંવાર થુકે ઇત્યાદિક લક્ષણો, આમપીનસને થાય; પરિપક્વ પીનસોના લક્ષણ, પાકેલા બળગમ છતાં, મસ્તકે વજન, અરૂચિ એ બેઉ અગાઊ, લખ્યા પ્રમાણે કફ શખ્ત થાય, અને તે પાણીમાં નાંખેથી બુડે, સ્વર તથા રંગ રૂપ સુધરેછે. ૧૫ નાસાશોષ; નાકસંબંધી જ્ઞાનેંદ્રિય, વાયૂકોપે દાહ અથવા શોષસહિત થાય, તેથી માણસો ચહડતા, શ્વાસોચ્છ્વાસ મ્હોટા કષ્ટેથી મુકેછે. ૧૬ ઘ્રાણપાક; પિત્ત કોપેથી નાકમાં, વ્રણ કે નાસૂર ઉત્પન્ન કરી, અતિશે પાકે તેમાં પરૂસહિત, ભિનાસ હોયછે. ૧૭ પુટસ્રાવ; વાતાદિક ત્રણે દોષોના કોપે, નાકમાંથી પીળા કે સફેદ વર્ણે, પાતળો કફ વહેછે. ૧૮ દીપ્તક; નાકે અતિ દાહ બળતર, ગર્મ તપીને ધુમાડા જેવી બાફનો, વાયુ બહાર નિકળે, નાક અગ્નીથી બળવા જેવી વેદના થાયછે.

## માથું દુઃખવાનો, શિરોરોગ.

तथा दश शिरोरोगा वातेनार्द्धावभेद्रकः । शिरस्तापश्च वातेन पित्तात् पीडा तृतीयका ॥ ३८७ ॥ चतुर्थी कफजा पीडा रक्तजा सन्निपातजा । सूर्यावर्ताच्छिरःपाकात् कृमिभिः शंखकेन च ॥ ३८८ ॥

મસ્તકને દશ પ્રકારે રોગ થાય છે. ૧ અર્ધાવભેદક; વાયુ પોતાને કારણે કોપાયમાન થઈ, એકલો અથવા કફને મળી, મદત લઇ મસ્તકના અર્ધા ભાગને પકડે; તેથી લોખંડના ઘણ કે કુહાડાનો માર પડ્યા જેવી વે-

વેદના શૂળાદિક ઉત્પન્ન થાય, અને જે બાજુએ દુઃખ થતું હોય, તે બાજુની ગરડને, ભવે, શંખે, તાળવે, લમણે, કાને, આંખે, કપાળે, અતિશય શૂળા ભોંકાય, તેને અર્ધશીશી ભેદક કહેછે. ૨ વાતજ શિરોભિતાપ; વિના કારણેથી આખા મસ્તકે, શૂળ ઉત્પન્ન થાય અને રાત્રે, વાયુનું બળ વધેથી શૂળ, અતિશે ભોકાય છે. ૩ પિત્તજ શિરોભિતાપ; પિત્તકોપેથી મસ્તક અંગારા જેવું તપે, અને નાકમાંથી ધુમાડા જેવો, શ્વાસોશ્વાસ નિકળે, અને રાત્રે શીતળ હવાને લીધે સંતાપ ઉણતા, અને વેદના મસ્તકે ઓછી થાય છે. ૪ કફ શિરોભિતાપ; મસ્તકે કફ વ્યાપી, ભારે વજનદાર, અકડાય, શીતળ થાય, રોગીનું મુખ, આંખો સુઝેલી દેખાય છે. ૫ રક્તજ શિરોભિતાપ; લોહીના કોપે મસ્તક, આંખો શરીર લાલ પિળા રંગે, અંગારા જેવું તપેલું છતાં, પિત્તકોપના સર્વે લક્ષણો થાય, તે સંતાપે સ્પર્શ કે હરએક શરીરે, અડકવાથી ન ખમાય. ૬ સન્નિપાત શિરોભિતાપ; ત્રણે દોષોના લક્ષણો સહિત, મસ્તકે શૂળાદિક વેદના થાય છે. ૭ સૂર્યાવર્ત; મસ્તકસંબંધી પીડા, સુરજ ઉગતી વખતે આંખે મસ્તકે, અને ભવામાં, થોડી થોડી વેદના વ્યાપે છે, પછી જેમ જેમ તે તપે, તેમ તેમ વેદના વધે, બપોર પછી જેમ સુરજ, નમતો જાય તેમ આસ્તે આસ્તે વેદના, ઓછી થતાં થતાં નહી જેવી થાય; તેને ત્રિદોષજન્ય કષ્ટસાધ્ય કહેછે. ૮ શિરઃપાક; કોઇ એક કારણે મસ્તકસંબંધી લોહી, માંસ, ભેજુ, ચરબી, કફ, વાયુનો ક્ષય, ઘટાડો થવાથી, અતિશે છિંકો આવે, મસ્તકે અતિ ઉગ્ર વેદના થાય છે. ૯ કૃમિજ શિરોભિતાપ; કૃમિનામે જીવડાના કોપેથી, મસ્તકમાં ભાલા લાગવા જેવી, અતિશે વેદના થાય, મસ્તક ઘણું તપે, મગજને કોલી ખાતા હોય તેમ જણાય, ફાટફુટની અતિ વેદના થાય, નાંકમાંથી પરૂ સાથે લોહી, અને જીવાતો નિકળે છે. ૧૦ શંખક; પિત્ત અને લોહી, વાયુ બગડી તેના કોપેથી, લમણા, તાળવા ઇત્યાદિક જગ્યાએ ફરી, દુઃખનો અતિ વધારો થાય, અતિ તીવ્ર પીડા, દાહ, તાંબુસવર્ણે દેખાવ, સોઝો ઉત્પન્ન કરે, એ રોગ અતિ બળવાન, શંખ વેગે મળી ઝેરી થાય તો, મસ્તક અને ગળાનો વહિવટ અટકાવે, એ રોગ થવાથી ત્રણ દિવસમાંજ રોગી મરેછે; અગર ત્રણ દિવસ વઠી જાય તો બચેછે.

## મસ્તકને થનો કપાળ રોગ.

तथा कपालरोगाः स्युर्नव तेषूपशीर्षकम् । अरूंषिका विद्रधिश्च दारुणं मिटिकार्बुदं ॥३८९॥ इंद्रलुप्तं च खालित्यं पलितं चेति ते नव ।

કપાળરોગ મસ્તકનું કપાળ, એટલે આંખો, ગાલો વચ્ચેના હાડને કપાળ કહે છે, તેને નવ પ્રકારે રોગ થાય છે. ૧ ઉપશીર્ષક; વાતાદિ ત્રણે દોષોના કોપે મસ્તકના, કપાળ હાડને સોજો ઉત્પન્ન થાય, તેમાં જે દોષોનો કોપ વધારે હોય, તેના લક્ષણો વધેછે. ૨ અરૂંષિકા; કફ, લોહી, કૃમિ જીવાતના કોપેથી મસ્તકમાં, વ્રણ કે નાસૂર ઉત્પન્ન થઈ, તેમાં અતિશે છિદ્રો પડીને વહેછે. ૩ વિદ્રધિ; વાતાદિ ત્રણે દોષોના કોપેથી, મસ્તકને ગાંઠો ઉત્પન્ન થઈ, પાકીને ફુટે અને તેમાં શૂળાદિક ઉપદ્રવ થાયછે. ૪ દારૂણ; કફ વાયુ કોપેથી મસ્તકના વાળ કે ખાલમાં ઉંદરી કે ખોડો બંધાય, તેમાં ખજવાળ થઈ, ખડબચડું માથું થાય, તેનો દેખાવ અબરખ જેવો છતાં પીડાસહિત હોયછે. ૫ પિટિકા; ત્રણે દોષોના કોપેથી મસ્તકે, ગોળાકાર ફોડકીઓ ઉત્પન્ન થાય, તેમાંથી અતિશે શૂળાદિક પીડા થાય છે. ૬ અર્બુદ; મસ્તકે વાતાદિક ત્રણે દોષોના કોપેથી લોહી, માંસને બગાડી ગોળાકાર, મ્હોટી ઉંધી ગાંઠો થાય, તેમાં પીડા અલ્પ છતાં, તેનાં મૂળ ઉંડાણમાં અને સ્થિર હોય, તે લાંબે દિવસે વધે અને પાકેછે. ૭ ઇંદ્રલુપ્ત; મસ્તકના વાળના મૂળમાં; પુરૂષની દાઢી મુછોના વાળના વિંધમાં, પિત્ત ભરાઈ વાયુની મદત મેળવી, ઉગતા વાળને ખાઈ નહી જેવા કરે, કફ લોહીના કોપેથી વાળના મૂળ, છિદ્રોને બંધ કરી વાળનો થતો વધારો અટકાવે છે. ૮ ખાલિત્ય; એ રોગ ઇંદ્રલુપ્તનો ભેદ છે, તે મસ્તકે થઈ વાળને ખેરવે; અને ઇંદ્રલુપ્તના સર્વે લક્ષણોને મળતા થાય; તે રોગ બૈરીઓને ઘણો થાયછે. ૯ પલિત; અતિ ક્રોધીને, અતિ શોકાતુરને, અતિ મેહનતુને શરીરસંબંધી, ઉષ્ણતા અને પિત્ત કોપે ગરમી, મસ્તકમાં થઈ વાળને પકાવે, તપાવે તેથી દાઢી મુછના, શરીરના, માથાના વાળ સફેદ થાયછે.

## આંખોની પાંપણોને થતો પ્રથમ વર્ત્મરોગ.

तथा नेत्रभवा ख्याताश्चतुर्नवतिसमयाः ॥ ३८९ ॥ तेषु वर्त्मगदाः प्रोक्ताश्चतुर्विंशतिसंज्ञिताः । कृच्छ्रोन्मीलः पक्ष्मपातः कफोत्क्लिष्टश्च लोहितः ॥३९०॥ अरुक्निमेषः कथितो रक्तोत्क्लिष्टः कुकूणकः । पक्ष्मार्शः पक्ष्मरोधश्च पित्तोत्क्लिष्टश्च पोथकी ॥ ३९१ ॥ क्लिष्टवर्त्मा च बहलः पक्ष्मोत्संगस्तथार्बुदः । कुंभिका सिकता वर्त्मा लगणोंजननामिका ॥३९२॥ कर्दमः श्याववर्त्मा च शिववर्त्मा तथाऽलजी । उत्क्लिष्टवर्त्मेति गदाः प्रोक्ता वर्त्मसमुद्भवाः ॥ ३९३ ॥

આંખોની પાપણોમાં ૨૪ પ્રકારે રોગ થાય છે. ૧ કૃચ્છ્રોન્મીલ; વાતાદિ ત્રણ દોષોના કોપેથી આંખોની પાપણોની ધાર સંકોચાય, તેથી મ્હોટા કષ્ટેથી આંખો ઉઘાડીને જોય, પણ અજવાળા સામે ઉઘાડતા અતિ કષ્ટ રોગીને પડે, તેને ગ્રંથોમાં કુંચન કહેછે. ૨ પક્ષ્મપાત; પાપણોની ધારમાં પિત્ત ભરાઇ, વાળનો નાશ કરેછે, તેથી ખજવાળ, દાહ ઉત્પન્ન થાય, તેને ગ્રંથોમાં પક્ષ્મઘાત કહેછે. ૩ કફોત્ક્લિષ્ટ; કફના કોપેથી પાપણોની ધારમાં ચિકાસ આવે, બહારની બાજુએ સોઝો અને અલ્પ વેદના થાય, તેને ગ્રંથોમાં પ્રક્લિન્નવર્ત્મ કહેછે. ૪ લોહિત; લોહીના કોપેથી પાપણોમાં, માંસના અણીવાળા કંદ કે દાણા ઉત્પન્ન થાય, તે લોહી વર્ણે છતાં નર્માસે, કે સુવાળા થઇ તેના મૂખ પસરતા જઇ, પછવાડેથી વધતા જાય, તેને ગ્રંથોમાં રક્તાર્શ કહેછે. ૫ અરૂકનિમેષ; પાપણો ઉઘાડ વિંચ કરનારી, નસોમાં વાયુનો કોપ ભરાઇ, પાપણોને કંપારો થઇ ઉઘાડતા, વિંચતા ઝડપથી બંધ થઇ જાય; તેને ગ્રંથોમાં નિમેષ કહેછે. ૬ રક્તોત્ક્લિષ્ટ; વાતાદિક ત્રણ દોષોના કોપેથી, પાપણોની અંદરના પડદામાં માંસરૂપી, અણીયાળા કંદ કે દાણા ઉત્પન્ન થાય, તે લાંબા છતાં ખડબચડા સખ્ત હોય, તેને ગ્રંથોમાં શુષ્કાર્શ અને લોકો તેને ફુપરથા કે ખીલ કહેછે. ૭ કુકૂણક; દૂધના વિકારેથી નહાના છોકરાઓની, આંખોને ખજવાળ, દાહ, અને હમેશા પાણી કે રશી ઝરી, ઇત્યાદિક ઉપદ્રવ થાયછે. ૮ પક્ષ્માર્શ; પાપણોની અંદરના અને બહારના અંગે, કાકડીના બીજ જેવી ફોડકીઓ ઉત્પન્ન થાય, તેને મંદ વેદના છતાં શાન્ત અને ખડબચડી હોયછે. ૯ પક્ષ્મરોધ; આંખોના પાપણોને ખજવાળ, અલ્પ પીડા, સોઝા, સહિત સર્વે લક્ષણો હોય, તેથી આંખો બંધ બરોબર ન થાય; તેને ગ્રંથોમાં વર્તિબંધ કહેછે. ૧૦ પિત્તોત્ક્લિષ્ટ; પાપણોના વાળને વાયુકોપેથી ચંચળ કરી, આંખોમાં ભરાય તે પછી આંખોની પાપણોના, વાળ આંખોમાં ભરાઇ વારંવાર ઘસાઇને, બહારની કીનાર ઘણી સુઝે અને કાળા, સફેદ ડોળાપર, વાળ પોતાના મૂળથાનેથી પડી સોઇ જેવા ખુંચે; તેને ગ્રંથોમાં પક્ષ્મકોપ અસાધ્ય રોગ કહેછે. ૧૧ પોથકી; કફ અને લોહી કોપેથી પાપણોમાં, લાલ સરશી જેવી ફોડકીઓ, શખ્ત પીડાસહિત થઇ અતિ ઝરેછે. ૧૨ ક્લિષ્ટવર્ત્મા; પાપણોના મુખની અંદરના અને બહારના, અંગેથી ચિપડા કે ચિકાસ આવી હમેશા ચોટી બેશે, તે ઉઘાડ વિંચ કરવાથી, અતિ રશીએ આંખો ધોવાઇ જાયછે. ૧૩ બહળ; પાપણોને સોનેરી રંગે, સ્થિર ફોડકીઓ ભરાયછે.

૧૪ પક્ષ્મોત્સંગ; પાપણોની બહારના અંગે ઉલટા, મૂળોની ફોડકીઓ તાંબુસ વર્ણે, ઊંચી મ્હોટી અને ખજવાળસહિત થાય, તેને ગ્રંથોમાં ઉત્સંગપિટિકા કહેછે. ૧૫ અર્બુદ; પાપણોની અંદરના અંગે, બોરના ઠળીઆ જેવી ગાંઠો વેદનારહિત, લોહી વર્ણે લાંબી થાય; તેને નેત્ર અર્બુદ કહેછે. ૧૬ કુંભિકા; વાતાદિક ત્રણે દોષોના કોપેથી, પાપણોની અંદરના અંગે, કોહલાના બીજ જેવી ફોડકીઓ, સોઝાથી ફુગેલી થઇ, પોતાની મેળે ફુટીને વહેછે. ૧૭ સિકતાવર્ત્મા; પાપણોમાં ફોડકીઓ, ખડબચડી થવા છતાં મ્હોટી, અને બીજી ઝીણી ઝીણી ભરાય, તેને ગ્રંથોમાં વર્ત્મશર્કરા કહેછે, તે રોગેથી પાપણો સડેછે. ૧૮ અલુગણુ; પાપણોમાં વિનાપાકે, શખ્ત, મ્હોટી વેદનાસહિત, ખજવાળ ચિકણાસે બોરના, ઠળિયા જેવી ગાંઠો થાયછે. ૧૯ અંજનનામિકા; પાપણોમાં દાહ અને શૂળસહિત, લાલરંગે, મંદવેદનાસહિત ફોડકીઓ થાય, તેને આંજણી કહેછે. ૨૦ કર્દમ; જે શ્લિષ્ટવર્ત્મના લક્ષણો અગાઊ લખેલા છે, તેમાં બગડેલું પિત્ત લોહીને બગાડી, કે વિદગ્ધ ખાટું કરી તે સર્વેને મળેથી, પાપણોની ધારોને હમેશા રશીથી, ભીજાયલી ચિકણી કરેછે. ૨૧ શ્યાવવર્ત્મા; પાપણોની અંદર અને બહારની, કીનારોને અગ્નીથી બળેલી જેવી કળાસવર્ણે કરે, તેમાં વેદનાસહિત શૂળ થાયછે. ૨૨ વિશવર્ત્મા; વાતાદિ ત્રણે દોષોના કોપેથી, પાપણો બહારના અંગે સોઝો, અને તેમાં ઝીણાવિંધ કે છિદ્રો પડે, તે કમળફુલના ડીટીયાના વિંધ, જેવા પાણીથી ભરેલા કે ઝરતા હમેશા હોય, તેવી રીતે છિદ્રો ઝરેછે. ૨૩ અલજી; લોહી કોપેથી પાપણોમાં ગોળાકાર ન્હાના, તાંબુસ વર્ણે, વેદનાસહિત ફોલ્લીઓ થાયછે. ૨૪ ઉત્કિલષ્ટવર્ત્મા; પાપણો સાંધાનું સ્થાન છોડી, આંખો ઉઘાડવા કે વિંચવાની, તદ્રહિત થઇ સાંધા સંકોચાવે, તેને ગ્રંથોમાં વાતહતવર્ત્મ કહેછે.

## આંખોના સાંધાને થતો નેત્રસંધીરોગ.

नेत्रसंधिसमुद्भूता नव रोगाः प्रकीर्तिताः । जलस्रावः कफस्रावो रक्तस्रावश्च पर्वणी ॥ ९४ ॥ पूयास्रावः कृमिग्रंथिरुपनाहस्तथाऽलजी । पूयालस इति प्रोक्ता रोगा नयनसंधिजाः ॥ ३९९ ॥

આંખોની સાંધમાં નવ પ્રકારે રોગ થાયછે. ૧ જળસ્રાવ; પિત્તોના કોપ્યેથી આંખોની સાંધમાંથી પીળા રંગે, ગુલીના રંગે અને ગર્માગર્મ પાણી

ઝરેછે. ૨ કફસ્રાવ; કફ કોપેથી આંખોની સાંધમાંથી, સફેદ વર્ણે, શખ્ત જાડો, વેદનારહિત રશિ વહેછે. ૩ રક્તસ્રાવ; લોહી કોપેથી આંખોની સાંધમાંથી, પરૂ અને લોહી મિશ્રિત વહેછે. ૪ પર્વણી; આંખોના કીળા અને સફેદ ડોળાનાં, સાંધમાં લાલરંગે ઝીણી ફોડકીઓ દાહ, અને પાકસહિત થાયછે. ૫ પૂયસ્રાવ; વાતાદિક ત્રણે દોષોના કોપે, આંખોની સાંધમાં સોઝો આવી, પાકે અને પરૂ વહેછે. ૬ કૃમિગ્રંથિ; વાતાદિ ત્રણે દોષોના કોપે પાપણોની સાંધમાં અને સફેદ ડોળા ઉપર, ફોડકીઓ ખજવાળ સહિત થઈ, અનેક પ્રકારે કૃમિનામે જીવાત, જેટલા જોઈએ તેટલા ઉત્પન્ન થઈ ફરેછે, તેથી આંખોને નષ્ટ કે આંધલો કરેછે. ૭ ઉપનાહ; આંખોની સાંધમાં મ્હોટી ગાંઠો, ન પાકે તેવી ઉત્પન્ન થાય, તેને ખજવાળ અને વેદના હોયછે. ૮ અલજી; અગાઊ પર્વણિપિટિકાના લક્ષણો લખેલા છે, તેને મળતા એ રોગને થાયછે. ૯ પૂયાલસ; આંખોની સાંધમાં સોઝો આવી, પાકી ફુટીને પરૂ વહેછે.

## આંખોના સફેદ ડોળાને થતા રોગ.

तथा शुक्लगता रोगा बुधैः प्रोक्तास्त्रयोदश । शिरोत्पातः शिराहर्षः शिराजालश्च शूक्तिकः ॥ ३९६ ॥ शूक्लार्मा चाधिमांसार्मा प्रस्तार्यार्मा च पिष्टकः । शिरायःपिटिका चैव कफग्रंथितकोर्जुनः ॥ ३९७ ॥ स्नाय्वर्मा चाधिमांस स्यादिति शुक्लगता गदाः ।

આંખોના સફેદ ડોળાને, તેર પ્રકારે રોગ થાય છે. ૧ શિરોત્પાત; સફેદ ડોળામાં અલ્પ વેદના કે મુદલ ન થાય, ડોળા મધ્યેની નસો તાંબુસ વર્ણે થઈ, દિવસે દિવસે વધારે લોહી વર્ણે થાય. તેમાં અતિ વેદના થાય તો રક્તજન્ય જાણવું. ૨ શિરાપ્રહર્ષ; પ્રથમ શિરોત્પાત રોગ થયા પછી, મૂર્ખપણે તેની દરકાર ન કરે તો, શિરાપ્રહર્ષ રોગ થાય, તેથી નસો ઉછલી કોપાયમાન થઈ અતિશે, લાલરંગે ડોહોવાયલા જેવા ડોલા થઈ, લોહીને વેહેવડાવે અને આંખે ન દેખાય. ૩ શિરાજાળ; સફેદ ડોલાપર શખ્ત નસો બંધાઈ, ગાંઠો તાંબુસવર્ણે ઉપડે અને જાળાની રીતે ગુઠાયછે. ૪ શૂક્તિક; સફેદ ડોળાપર કળાસ વર્ણે બુંદ, જેવા દાણા માંસના ઉત્પન્ન થાય. ૫ શુક્લાર્મા; સફેદ ડોળાને નર્મ માંસ, બંધાઈ લાંબે દિવસે વધેછે. ૬ અધિમાંસાર્મા; સફેદ ડોલાપર માંસ પસરે, જાડો નર્મ અને જુજ તાંબુસ વર્ણે, ગોળો બંધાઈ વધે છે. ૭ પ્રસ્તાર્યમા; સફેદ ડોળાપર કળાસ વર્ણે, તાંબુસ

વર્ણે માંસનું પડ પાતળું પસરેછે. ૮ પિષ્ટક; કફ વાયુના કોપે સફેદ ડોળાપર માંસ ચઢે, તે મેલી આરશી જેવું દેખાય છે. ૯ શિરાજપિટિકા; સફેદ ડોળાને સફેદ વર્ણે ફોડકીઓ થઈ નસોને વ્યાપે છે. ૧૦ ગ્રંથિતક; સફેદ ડોળાપર પાણીના ટપકા, બિંદુઓ, કાંશાના વર્ણે ગાંઠો ઉત્પન્ન થાય, તેને કફ ગ્રથિદક અને બળાસ કહેછે. ૧૧ અર્જુન; સફેદ ડોળાપર સસલાના લોહી, જેવા લાલ ટપકા ઉત્પન્ન થાય છે. ૧૨ સ્નાય્વર્મા; સફેદ ડોળાને, પ્રસ્તાર્યર્મા રોગના લક્ષણો અગાઉ લખેલા છે, તેવા લક્ષણો થઈ માંસ ચઢે, તે સખ્ત છતા વહેતા નથી. ૧૩ અધિમાંસ; સફેદ ડોળાપર, લાલ કમલ ફુલ જેવા, તાંબુસ વર્ણે નર્માસે, માંસના દાણા વધેછે. તેને ગ્રંથોમાં રક્તાર્મા કહેછે.

## આંખોના કાળા ડોળાપર થતો રોગ.

तथा कृष्णसमुद्भूताः पंच रोगाः प्रकीर्तिताः ॥ ३९८ ॥ शुद्धशुक्रं शिराशुक्रं क्षतशुक्रं तथाजकः । शिरासंगश्च सर्वेऽपि प्रोक्ताः कृष्णगताः गदाः ॥ ३९९ ॥

આંખોના કાળા ડોળાને, પાંચ પ્રકારે રોગ થાય છે. ૧ શુદ્ધ શુક્ર; આંખોમાં ફુલાં પડેછે,તે અભિસ્પંદરોગમાંથી ઉત્પન્ન થવા છતાં, કુંદ નામે ફુલું શંખ જેવા, ચંદ્ર જેવા આકારે સફેદ વર્ણે, ડાઘા પડી આકાશમાં ઘેરાયલા વાદલા જેવા, પાતળા કાળા ડોળાપર સફેદ ડાઘ થાય, તેને અગ્નીનો શેક કરેથી ગર્મ થઈ, અગ્ની જેવા ગર્મ થાય તો, તેને ગ્રંથોમાં અવ્રણ કહેછે, તે રોગ સાધ્ય જાણવો. ૨ શિરાશુક્ર; કાળા ડોળાપર ફુલાનો મધ્ય ભાગ, છિન્ન ભિન્ન થયેલો એટલે, ફુલું ફાટીને અલ્પ ઉંડાણ જાય, અથવા માંસ અલ્પ ઊપર વધે, અતિ ઝીણી નસોને વ્યાપી ચંચળ થાય, એટલે ચંદ્રમાની રીતે, ન્હાનો મ્હોટો ડાઘ થાય, અને દ્રષ્ટીનો અટકાવ કરે, તે ફુલા પટલોને આશ્રેયથી થાય, તો તાંબુસ વર્ણે દેખાય, ઘણા દિવસનો હોય તો અસાધ્ય જાણવો. ૩ ક્ષતશુક્ર; મૂર્ત્તિમંત આકારે છિદ્ર કાળા ડોળાપર, સોઇ ભોંકાવા જેવો ઝીણો વિંધ દેખાય, તે છિદ્રમાંથી દુષ્ટ રશી હમેશા વેહે, અને ટોંચા મારવા જેવી વેદના થાય, તેને ગ્રંથોમાં સવ્રણ શુક્ર કહેછે. ડોળાની બાવલીથી થોડુંક દૂર તેવું ફુલું હોયછે; ઘણું ઉંડાણ ન હોય, અતિશે ન વહે, પીડા જુજ અથવા ન થાય;

એકજ વિંધ હોય, તે ફુલ ઇશ્વરકૃપાથી કોઇને સાધ્ય થાય છે. ૪ અંજક; બકરીની લિંડી જેવા આકારે, ડોળાના કૃષ્ણમંડળપર થાય, અને કંઇક તાંબુસ વર્ણે હોય અથવા ન હોય, વેદના સહિત થાય અને તેથી ચીકણું પાણી કે રશી ઝરે, એ રોગ વધેથી કૃષ્ણમંડળ કાળો ડોળો સર્વે ફુલાથી ઘેરાયછે. ૫ શિરાસંગ; વાતાદિક ત્રણે દોષોના કોપેથી, ધુમાડા જેવું ફુલું ઉત્પન્ન થઈ, હમેશા કાળા ડોળાને વ્યાપી રહેછે, તેને ગ્રંથોમાં અક્ષિપાકાત્યય કહેછે.

### આંખોને થતો તિમિર, મોત્યાનો, કાચ બિંદુ રોગ.

काचं तु षड्विधं ज्ञेयं वातात् पित्तात् कफादपि । सन्निपाताच्च रक्ताच्च षष्ठं संसर्गसंभवम् ॥ ४०० ॥

આંખોના ડોલાની બાવલી વચ્ચે, મોત્યાનો રોગ વાતાદિક, ત્રણે દોષોના કોપે, દષ્ટીના સર્વેથી છેલ્લા પડદા સુધી, કાલિકાસ્થીની પાસે જઈ, (કાચ) એટલે કાચ કે મોત્યાનું બિંદુ,અથવા પાણીના ટપકા જેવો, છ પ્રકારે રોગ થાયછે; ડોળાના છેલ્લા પડદાની પાસેના છઠ્ઠા અને પાંચમાં પડદા સુધી, વાતાદિક ત્રણે દોષોના કોપે, અનેક પ્રકારે ચમત્કારીક, સ્વરૂપો દેખાયછે. તેને તિમિર રોગ કહેછે; તે રોગ થયા પછી, લાંબે દિવસે પાકો થવાથી, આંખોના છેલ્લાં સાતમા પડદા સુધી, ઉતરી મોત્યાનો રોગ પાકેછે.

૧ વાતજ મોતબિંદુ; જે રોગીને વાયુ કોપે ડોલામાં મોત્યા થવાથી, સર્વે પદાર્થોનું ભ્રમણ કે ફરતો દેખાય, અથવા તાંબુસ વર્ણે દુરાચારે, વાંકા ચુકાં દેખાયછે. ૨ પિત્તજમોતબિંદુ; પિત્તોના કોપે રોગીને મોત્યામાંથી, સૂરજના કિરણો કે રજકણ તારાઓની રીતે દેખાય, જુદા જુદા છારી ભરેલા કે નહિ જેવા, ઇંદ્રોના ધનુષ્બાણ કે નાચતા મોર દેખાય, સર્વે પદાર્થો ગુલીના રંગે દેખાયછે. ૩ કફજમોત બિંદુ; કફ કોપે સ્નિગ્ધ, સુવાળા કે ચિકણા, સફેદ પદાર્થો, પાણી ઉપર તરતા હોય તેમ, અથવા જડ પદાર્થો દેખાયછે. ૪ સન્નિપાતજમોતબિંદુ; અનેક વર્ણે, ઉલટા વર્ણે કે સ્વરૂપે, નાક. કાન વિનાના દેખાય, જ્યાં ત્યાં કરચો કે ચિથરા, તનખા ઉડતા દેખાયછે. ૫ રક્તજમોત બિંદુ; લોહી કોપેથી લાલરંગે, અનેક પ્રકારેથી સ્વરૂપો દેખાયછે. ૬ સંસર્ગજમોત બિંદુ; પિત્ત, લોહી કોપેથી મુર્છિત શુદ્ધિવિનાનો રોગી થઇને, અથવા શુદ્ધીમાં પાછો આવેથી, સર્વે દિશા તરફ જોય તો પીળારંગે દેખાય, ઉપરની જગ્યા કે આકાશ વિગેરે જોતા, સર્વે પદાર્થો દેદી-

પ્યમાન કે તેજવાન દેખાય, અથવા જે રોગીને કાજુના, ઝાડ ઉપર હજારો ફળ, ટંગાએલા હોય તેના તેજનો ચમકાટ દેખાય, તેને ગ્રંથોમાં પરિગ્લાયિ-સંજ્ઞક તિમિર કહેછે.

## આંખોના ડાળાને થતો તિમિર રોગ.

तिमिराणि षडेव स्युर्वातपित्तकफैस्त्रिधा । संसर्गेण त्र रक्तेन षष्ठं स्यात्सान्निपाततः ॥ ४०१ ॥

ડોળાના પડદામાં વાતાદિક, ત્રણે દોષોનો કોપ થવાથી, તિમિર રોગ ઉત્પન્ન થાયછે; તેથી રોગીને અનેક પ્રકારે રંગો, વિપરીત કે ઉલટા સ્વરૂપે પદાર્થો દેખાય, દૃષ્ટીપાસેના સાતમા પડદા સુધી, વાતાદિક દોષોનો કોપ જવાથી, રોગીને રૂપવંત પદાર્થો ભુરા રંગે, અથવા વાતાદિક દોષોના ત્રણે રંગે પદાર્થો દેખાય, એટલે વાયુ કોપે સર્વે પદાર્થો, પાકેલા કાજુફળ જેવા દેખાય, પિત્તકોપે ગુળીના રંગે દેખાય, કફ કોપે સફેદ વર્ણે દેખાય, લોહી કોપેથી લાલ વર્ણે દેખાય, સન્નિપાત કોપેથી અનેક, રંગે કે વર્ણે દેખાયછે. છઠ્ઠા પડદામાં દોષ જવાથી, આંખો ઉઘાડતા-ઠરે નહી, બંધ થઈ જાય, વિહ્વળ થાય, આંખો સાંમે ફરતી માંખી, મચ્છર, વાળ, તાતણા, ગોળાકાર ચકર, ધજા, કુંડલો, વરસાદ, ઘેરાયલાં વાદળાં, અંધારામાંથી છુટાપણું, ગુથાયેલી જાળ ઈત્યાદિક પદાર્થો દેખાય, અને દૂરના પદાર્થો પાસે,પાસેના પદાર્થો દૂર દેખાય, અતિ મેહેનતે સોઈના વિંધમાં, દોરો ન પરોવાય ઈત્યાદિક લક્ષણો થાય છે. પાંચમાં પડદામાં દોષ જવાથી, ઉપરના પદાર્થો કાપડમાં વિટાળેલા માત્ર દેખાય, નીચેના પદાર્થો ન દેખાય, નાક કાન વિનાના સ્વરૂપો ઈત્યાદિક, લક્ષણો પાંચમો પડદો રદ થવાનો, દોષજન્ય રોગ જાણવો; તિમિર રોગ વાત, પિત્ત, કફ, સંસર્ગ, રક્ત, સન્નિપાત એવી રીતે છ પ્રકારે જુદા ભેદો, અગાઉ મોતબિંદુમાં લક્ષણો લખેલા છે.

## આંખોની બાવલીને થતો લિંગનાશરોગ.

लिंगनाशः सप्तधा स्याद्वातात्पित्तात्कफेन च । त्रिदोषैरुपसर्गेण संसर्गेणासृजा तथा ॥ ४०२ ॥

તિમિરાખ્ય રોગ, ડોળાના ચોથા પડદામાં ગયો હોય તો, સંપૂર્ણ દૃષ્ટીને વ્યાપી અંધાપો લાવે, તે લિંગ નાશ રોગ એટલે બાવલીનો, નાશ થઈ સાત પ્રકારે રોગ થાયછે. ૧ વાતલિંગનાશ; દૃષ્ટિ મંડળ કાળા ડોળા-

ની વચ્ચે, ખાવાથી તાંબુસવર્ણું, ચંચળ અને શખ્ત થાય છે. ૨ પિત્તલિંગનાશ; દૃષ્ટિમંડળ ગુલીના વર્ણું, પીળા રંગે, કાંશા જેવી થાય છે. ૩ કફલિંગનાશ; દૃષ્ટિમંડળ જાડી, સ્નિગ્ધ, ચિકણી, શંખ જેવી, કુંદાના ફુલ જેવી, ચંદ્રમા જેવી, સફેદ વર્ણું, કમળના પાંત્રા ઉપર પાણીનું ટીપું, પડેલું સફેદ દેખાય તેમ આંખો ચોળવાથી, તેનું મંડળ પસરે છે. ૪ ત્રિદોષલિંગનાશ; દૃષ્ટિમંડળ ચિત્રવર્ણે હોય છે. ૫ સંસર્ગલિંગનાશ; પિત્ત અને લોહી દુષ્ટ થવાથી, મૂર્છિત શુદ્ધવિનાનો રોગી થઈ, દૃષ્ટિમંડળ લોહીના રંગે, પીળા રંગે થાય છે. ૬ રક્તજલિંગનાશ; દૃષ્ટિમંડળ પરવાળાના રંગે, લાલ કમળ ફુલના તાંબુસ વર્ણું થાય છે. ૭ ઉપસર્ગજ લિંગનાશ; બે પ્રકારે રોગ થાય, તે એક અથવા હરયેક કારણે થાય, અને બીજુ અ નિમિત્તે એટલે વગર કારણે થાય, તે મધ્યે જે કારણે થાય, તેમાં બે ભેદ જુદા છે, એક શિરોભિતાપજ અને બીજો અભિઘાતજ, જુદા જુદા કારણે થાય છે. એક વિષસંબંધી ફુલોના સુગંધ, વાહણારો જે વાયુ એટલે, ઝેરી ફુલો ઉપર થઈ આવેતો વાયું, શરીરને લાગવાથી, મસ્તક તપેથી, ગર્મી આંખોના ડોળામાં ઉતરી લિંગનાશ થાય. એટલે અંધાપો આવે, તેને શિરોભિતાપજ લિંગનાશ કહે છે; એ રોગ વિશે કેટલાક ઋષીના મતો, જુદા જુદા પડેછે, કેટલાક કહેછે, એ રોગ રક્તાભિષ્યંદજન્ય છે, કેટલાક સન્નિપાતાભિષ્યંદજન્ય કહેછે, કેટલાક કહેછે કે લગુડાદિકાંના અભિઘાતેથી, એટલે સોટા ઇત્યાદિ લાગવાથી દૃષ્ટીને રોગ થઈ, આંખે અંધાપો આવેછે, તેને અભિઘાતજ લિંગનાશ કહેછે; દેવ, ઋષિ, ગંધર્વ, મહાસર્પ ઇત્યાદિકોના અકસ્માત દર્શણે, અંધાપો આવે, તેને અનિમિત્તજ લિંગનાશ એટલે વગર કારણે, આંખોના ડોળા નિર્મળ, સ્વચ્છ હોવા છતાં, કોઈ રીતે પણ આંખોમાં ખોડ કે વિકૃતિ ન દેખાતા, આંખે અંધાપો આવે છે. એવી રીતે લિંગનાશ રોગ સાત પ્રકારે થાયછે. મસૂરના દાડમ કે દોડા જેટલું દૃષ્ટિનું પ્રમાણ કે માપ છે, તેના ચાર મંડળો, ગોળાકાર ચાર પડ હોય, તે મધ્યે પ્રથમ બહારનું મંડળ રસરક્તાશ્રિત છે; બીજું મંડળ માસરક્તાશ્રિત; ત્રીજું મેદાશ્રિત; ચોથું મંડળ કળાસ્થીના આશ્રમથી છે; એમ જાણવું.

### આંખે જોવાને ઠેકાણે દૃષ્ટિ રોગ.

**अष्टधा दृष्टिरोगाः स्युस्तेषु पित्तविदग्धकम् । आम्लपित्तविदग्धं च तथैवोष्णविदग्धकम् ॥४०३॥ नकुलांध्यं धूसरांध्यं राव्यंध्यं न्हस्वदृष्टिकः । गंभीरदृष्टिरित्येते रोगदृष्टिगता गदाः ॥ ४०४ ॥**

દૃષ્ટિમંડળસ્થાને દૃષ્ટિરોગ આઠ પ્રકારે થાય છે. ૧ પિત્તવિદગ્ધ દૃષ્ટિ રોગ; પિત્ત કોપેથી દૃષ્ટિ બગડીને પીળા રંગે થાય, અને સર્વે પદાર્થો પીળા રંગે દેખાય, એ રોગ ત્રિજા પડદામાં જવાથી, દિવસે દેખાતું નથી પણ રાત્રે દેખાય છે, તેનું કારણ રાત્રની શીતળતા, દૃષ્ટિને વ્યાપવાથી પિત્ત કોપ, અલ્પ ઓછો થાય છે. ૨ આમ્લપિત્ત વિદગ્ધ દૃષ્ટિ રોગ; આમ્લપિત્તના કોપેથી માણસને, ઉલટી થતા થતા દૃષ્ટિને અભિઘાત કે ધકકો લાગેથી, સર્વે પદાર્થો સફેદ રંગે દેખાય, તેનું કારણ આમ્લપિત્ત રોગમાં, કફનો સંબંધ હોવા શિવાય ઉલટી થતી નથી, માટે તેમાં કફેનો સંબંધ છે એમ જાણવું. ૩ ઉષ્ણવિદગ્ધ દૃષ્ટિરોગ; તડકામાં ફરવાથી, અથવા કંઇક કારણે, શરીરે અતિ પરસેવો થઇ નસોના દરવાજે, દૃષ્ટિના ત્રીજા પડદામાં, પિત્તનો કોપ જઈ તે દુષ્ટ થાય, તેથી માણસોને દિવસે દેખાતું નથી, રાતની શીતળતા વ્યાપવાથી, દૃષ્ટિને પિત્તોનો કોપ, ઓછો થવાથી રાત્રે દેખેછે. ૪ નકુળાંધ્ય દૃષ્ટિ રોગ; વાતાદિક ત્રણે દોષોના કોપેથી, માણસોની દૃષ્ટિ બગાડી, નોલ્યાનામે જનાવરની આંખો જેવી, લાલ અને ચંચળ થઈ, દિવસે અનેક પ્રકારે ચિત્રવિચિત્ર સ્વરૂપો દેખે, રાત્રે મુદલ ન દેખાય. ૫ ધુમ્રસંધ્યદૃષ્ટિરોગ; બળત્તરા, શોક, સંતાપ, જ્વર, અતિ મેહનત, એટલા કારણે અથવા કંઇક નિમિત્તે, મસ્તકને સંતાપ ઇત્યાદિક કારણે, પિત્તનો કોપ થઈ માણસોની દૃષ્ટિને બગાડી, દિવસે સર્વે પદાર્થો ધુંવાડાથી ભરેલા જોય, અને રાતની શીતળતાને લીધે, પરિતાપ ઓછો થવાથી, તેજ પદાર્થો ધુંવાંડાવિના દેખેછે, ૬ રાત્ર્યંધ્ય દૃષ્ટિરોગ; કફ, અલ્પ દુષ્ટ થઈ દૃષ્ટિને, ત્રણે પડદા સુધી જઈ; રાત્રે રોગી માણસો દેખે નહી, અને દિવસે સૂર્યના કીરણની ગર્મીથી, કફોની નબળાઇ કે ન્યૂનતા થાયેં, માટે દિવસે તેજ સર્વે પદાર્થો બરાબર દેખેછે. ૭ હ્રસ્વ દૃષ્ટિરોગ; પિત્ત બગડી દૃષ્ટિના મધ્ય ભાગે જઈ, દિવસે સંપૂર્ણ મ્હોટા પર્વતો, જેવા લેહી પદાર્થોને ન્હાના દેખે, અને રાતની શીતળતા દૃષ્ટિને વ્યાપવાથી, પિત્તકોપનું બળ ઓછું થયાથી, રાત્રે બરાબર દેખાયછે, તેને ગ્રંથોમાં હ્રસ્વજાત્ય કહેછે. ૮ ગંભીર દૃષ્ટિ; વાયુ કોપે દૃષ્ટિ બગડીને, નિસ્તેજ થઈ ઊંડાણ જાય, અને અતિ વેદના સહિત શરીર પીડાયછે.

## આંખોને અશક્તપણાનો, અભિષ્યંદ રોગ.

अभिष्यंदाश्च चत्वारो रक्ताद्दोषैस्त्रिभिस्तथा ।

આંખોને સંપૂર્ણ રોગોના કારણભૂત, નિમિત્તે અભિષ્યંદ રોગ ચાર

પ્રકારે થાયછે; એટલે આંખોના ડોલાને કાંકરો ખૂંચે, ચિપડા આવે, મજબુત ઠણકા થાય, ડોલા લાલ કંકુ જેવા થાયછે. ૧ રક્તાભિષ્યંદ; લોહી કોપેથી ડોળા તાંબુસ વર્ણ, અતિ લાલ રંગે થઈ, તેમાંથી તાંબુસ વર્ણ પાણી ઝરે, પાપણોની કીનારે તાંબુસ વર્ણ થઈ, પિત્ત કોપના લક્ષણોને મળતા થાય છે. ૨ વાતાભિષ્યંદ; વાયુના કોપેથી ડોળાને સોઈએ ટોચવા જેવી વેદના થઈ, વજનપણાના લક્ષણો થાય, ડોળામાં રેતી ભરાયલી હોય, તેવી રીતે ખુંચે, વાંકા અને નિસ્તેજ ડોળા થાય, અર્ધા કે આખા મસ્તકને અતિ વેદના, ડોળા શખ્ત થવા છતાં શુષ્ક હોય, આંખોમાંથી શીતળ પાણી ઝરે, પાપણોને કંપારો ઈત્યાદિક લક્ષણો થાયછે. ૩ પિત્તભિષ્યંદ; પિત્તના કોપે ડોળાને બળત્તર, શીતળ પદાર્થોના ઉપચારે સુખ જણાય, પીળારંગે ડોળા દેખાય, આંખોમાંથી ગર્મ બાફ અને પાણીની ધાર નિકળે; આંખો બંધ ન થાય અથવા બંધ કરે તો ગર્માગર્મ હોય છે. ૪ કફાભિષ્યંદ, કફકોપેથી આંખોને અતિ વજન થઈ શીતળ થાય, સોઝો આવે, અગ્નીના શેકથી સુખ જણાય, પાપણોની કીનારને ખજવાળ, ચિકાસ ભરેલી હોયછે.

### આંખોના ડોળાને થતો અધિમંથ રોગ.

चत्वारश्चाधिमंथाः स्युर्वातपित्तकफास्त्रतः ॥ ४०९ ॥

ઉપર લખેલા અભિષ્યંદ રોગ, થયા પછી તેનો ઉપાય ન કરે અથવા અંજનાદિક, મિથ્યા ઉપચાર કરેથી, વાત, પિત્ત, કફ, રક્ત એ સર્વેના કોપેથી, ચાર પ્રકારે અધિમંથ રોગ ઉત્પન્ન થાય છે. તેમાં સોઈના ટોચા લાગવા જેવી, ઈત્યાદિક વેદના પ્રથમ થઈ, અભિષ્યંદ રોગોના લક્ષણો, અગાઊ લખેલા છે તે પ્રમાણે થાય, પણ વિશેષ લક્ષણોમાં આંખોના ડોળા, ગળી પડવા પ્રમાણે દુઃખ, અને મંથન કરવા પ્રમાણે કે ડોહવા, જેવી વેદના થઈ અર્ધા મસ્તકે અતિશે વેદના થાય. ૧ વાત અધિમંથ; ને વાયુ કોપના શૂલાદિક લક્ષણો થઈ, છ દિવસે આંધળો થાય છે. ૨ પિત્ત અધિમંથ પિત્ત કોપના બળતરાદિક, લક્ષણોસહિત તત્કાળ દૃષ્ટિ નષ્ટ થાયછે. ૩ કફાધિમંથ; ને મિથ્યા ઉપાયો કરેથી, કફકોપસહિત લક્ષણો થઈ, સાત દિવસે; દૃષ્ટિ નષ્ટ થાયછે. ૪ રક્તાધિમંથ; લોહી કોપના લક્ષણોસહિત થઈ, તે ઉપર મિથ્યા ઉપાય કરેથી, પાંચ દિવસે દૃષ્ટિ નષ્ટ થાયછે.

### આંખોના ડોળાને થતો સર્વાક્ષિરોગ.

सर्वाक्षिरोगाश्चाष्टौ स्युस्तेषु वातविपर्ययः । अल्पशोफोन्यतो वो-

तस्तथा पाकात्ययः स्मृतः ॥४०६॥ शुष्काक्षिपाकश्च तथा शोफो-ध्युषित एव च । हताधिमंथ इत्येते रोगाः सर्वाक्षिसंभवाः ॥४०७॥

આંખોના ડોળાને સર્વે રીતે, સર્વાક્ષિરોગ આઠ પ્રકારે વ્યાપેછે. ૧ વાતવિપર્યય; વાયુના કોપે એક વખતે, આંખોને, ડોળાને, ભવાસ્થાને કોઈ વેળા થોડી અને કોઈ વેળા અતિશે ઘણું કરીને વારંવાર અનેક પ્રકારે તીવ્ર વેદના ઉત્પન્ન થાયછે. ૨ અલ્પશોફ; આંખે, ડોળાને અતિ ખજવાળ. ઉંબરાના પાકેલા ફળ જેવા, કે તાંબુસ વર્ણે ડોળા ગોળાકારે થાય, સોઝો થોડો આવે, તેને ગ્રંથોમાં શોથજ નેત્રપાક કહેછે. ૩ અન્યતોવાત; વાયુના કોપે ગળામાંહેની ઘાંટી, કાન, મસ્તક, ડાઢી, હનુવટી, એટલા સ્થાને વાયુનો કોપ રહી, અતિ વેદના કરી, ગરદનમાં ભરાય, ગરદનની બેહુ બાજુની નસોમાં તીવ્ર વેદના કરે, અન્ય દુરાચરણ ઈત્યાદિક ઠેકાણે પણ વેદના થાય, આંખો અને ભવા ઈત્યાદિ સ્થાને રહીને, બીજા ઠેકાણે અતિ પીડા કરેછે. ૪ પાકાત્યય; વાતાદિક ત્રણે દોષના કોપેથી, આંખોના કાળા ડોળાપર બુરી કે છારી બંધાઈ, તે જગ્યા સફેદ વર્ણે થાય અને તીવ્ર વેદના થાયછે. ૫ શુષ્કાક્ષિપાક; ડોળાના પાપણોની કિનારે શખ્ત રૂક્ષ થાય, તેથી આંખો બંધ કરવા છતાં, પણ તેમાં અગ્નિ બળે અને ઉઘડતી નથી, ચિકણી અને ખજવાળ થઈને ખેંચાય, અતિશે વ્યાકુળ દેખાય, આંખો ઉઘાડતી વખતે શખ્ત વેદના થાય તો, રક્તવાતજન્ય રોગ જાણવો. ૬ શોફ; ડોળાને ઘણો સોઝો આવે, ઉંબરાના પાકેલા ફળ જેવી આંખો થાય; ખજવાળ અને દાહસહિત રશી વહે છે, એ વિકાર નેત્રપાક રોગનો ભેદ છે. ૭ અધ્યુષિત; પિત્તકોપકર્તા અથવા ખટાસ પદાર્થોનું અતિ સેવન કરેથી પિત્તનો કોપ થઈ, નેત્રરોગને ઉત્પન્ન કરે, આંખો માંહેલા અંગ ગુળીના રંગે જરા થાય, પાપણો અતિશે તાંબુસવર્ણે, ડોળા સર્વે પાકીને દાહસહિત સોઝો, સર્વે રોગ મળીને પાપણોને ગળતી લાગે, તેને ગ્રંથોમાં અમ્લાધ્યુષિત કહે છે. ૮ હતાધિમંથ; અગાઉ લખેલા વાતાત્મક અધિમંથા, રોગ થવા પછી તેનો ઉપાય ન થયાથી, તીવ્ર વેદનાસહિત નેત્રને શોષી નિસ્તેજ કરે, એ રોગ લાંબા દિવસે સાધ્ય થતો નથી, એ પ્રમાણે નેત્રરોગ ૯૪ પ્રકારે જાણવા.

### સ્ત્રિ કે પુરૂષ નપુંસક થવાનો ષંઢ રોગ.

पुंस्त्वदोषाश्च पंचैव प्रोक्तास्तत्रेर्ष्यकः स्मृतः । आसेक्यश्चैव कुंभीकः सुगंधिः षंढसंज्ञकः ॥ ४०८ ॥

પુંસ્ત્વ એટલે ધાતુજન્ય વિકારે, માણસોને નપુંસકત્વ પાંચ પ્રકારે રોગ પ્રાપ્ત થાયછે. ૧ ઈર્ષ્યક; હરયેક બીજા પુરૂષ અને સ્ત્રીનો સંગ, કે મૈથુન કરતા જોયાથી, કેટલાક નપુંસક પુરૂષોને ચેતના થાય, એટલે કામ વ્યાપી સ્ત્રીનો સંગ કરવાને તૈયાર થાયછે, તેવા ખદડા પુરૂષના રોગને ઈર્ષ્યા કહેછે; અને તેવી નપુંસક સ્ત્રીને દૃગ્યોની કહેછે. ૨ આસેક્ય; હરયેક સ્ત્રીઓની છાતી કે સ્તનપર હાથ મુકી, ચુંબનાદિક બહારની હરએક ચેષ્ટા, નપુંસક પુરૂષ કરવાથી, કામ વ્યાપી મૈથુન કરવા વિશે તૈયાર થાય, તેને આસેક્ય કહેછે; પણ સુશ્રુત ઋષીનું મત એવું છે કે, તેવા માણસોને પિત્તોનું બળ, અલ્પવીર્યો હોય તેથી કામ ઉત્પન્ન ન થાય, માટે હરયેક કામાતુર પુરૂષનું લિંગ, નપુંસક પોતાના મુખમાં પકડી, મૈથુન કરાવે અને કામી પુરૂષની, ધાતુ ખલિત થાય તે નપુંસક, ગળી જવા પછી તેને કામ વ્યાપે; એટલે મૈથુન કરવા તૈયાર થાય; તેનેજ આસેક્ય કહેછે, તેવી સ્ત્રીઓ નપુંસક હોય, તેને મુખયોની કહેછે. ૩ કુંભિક; નપુંસક પુરૂષ પોતાની ગાંડ, હરયેક કામી પુરૂષ પાસે મરાવેથી, નપુંસકને કામ વ્યાપે એટલે મૈથુનવિશે તૈયાર થાય, તેને કુંભિક ષંઢ કહેછે, અને તેવી સ્ત્રીઓ નપુંસક હોય; તેને ગુદયોનિ કહેછે. ૪ સૌગંધિક; કોઈ દુષ્ટયોનીમાંથી નપુંસક ઉત્પન્ન થાય, એટલે જે સ્ત્રીની યોની દુષ્ટ થયેલી હોય, તેના પેટે જન્મેલો હોય, તે હરયેક સ્ત્રીની યોનિ કે પુરૂષના, લિંગની સુગંધી લીધા પછી, તેવા નપુંસકને કામ વ્યાપે અને સંભોગ કરવાને તૈયાર થાયછે, તેવી સ્ત્રી નપુંસકને નાસાયોનિ કહેછે. ૫ મહાષંઢ; સ્ત્રીઓની રીતે અનેક ચેષ્ટા કે નખરા મહાનપુંસક કરે, સ્ત્રિઓની રીતે ચત્તા નીચે પડી, પોતાની ઇંદ્રિની જગાએ, બીજા પુરૂષો પાસે મૈથુન કરાવી, તેની ધાતુ સ્ખલિત કરાવે છે; તેને મહાષંઢ કહેછે. એવી રીતે પાંચ પ્રકારે નપુંસક કહેલા છે; તે મધ્યે ઈર્ષ્ય, આસેક્ય, કુંભિક, સૌગંધિક એ ચાર જાતના, નપુંસકના શરીરમાં શુક્ર ધાતુનો, અંશ થોડોક પણ હોયછે, અને પાંચમાં મહાષંઢ નપુંસકના શરીરમાં શુક્ર ધાતુ લેશ કે મુદલજ ન હોય.

## પુરૂષોની શુક્રધાતુને થતો રોગ.

शुक्रदोषास्तथाऽष्टौस्युर्वातात्पित्तात्कफेन च । कुणपं त्वास्रपित्ताभ्यां पूयाभं श्लेष्मपित्ततः ॥ ४०९ ॥ क्षीणं च वातपित्ताभ्यां ग्रंथिलं श्लेष्मवाततः । मलाभं सन्निपाताच्च शुक्रदोषा इतीरिताः ॥ ४१० ॥

પુરૂષોને શુક્રધાતુની જગ્યાએ આઠ પ્રકારે રોગ થાયછે. તેવા પુરૂષોના વીર્યથી પ્રજા કે ગર્ભો, ઉત્પન્ન થવાવિશે સમર્થ થતા નથી, માટે ધાતુની શુદ્ધિ કરવાને આઠ ભેદ કહેલા છે. ૧ વાત શુક્રદોષ; વાયુકોપેથી પુરૂષોની શુક્રધાતુ, તાંબુસવર્ણે થવા છતાં કૃષ્ણવર્ણે, અને વેદનાસહિત હોયછે. ૨ પિત્ત શુક્રદોષ; પિત્તોના કોપેથી પુરૂષોની શુક્ર ધાતુ, પીળા કે ગુળીના વર્ણે થવા છતાં, દાહ અને વેદનાસહિત હોયછે. ૩ કફ શુક્રદોષ; કફોના કોપેથી ધાતુ, સફેદ વર્ણે થવા છતાં ખજવાળ, અને વેદનાસહિત હોયછે. ૪ કુણપ; લોહી પિત્તોના કોપેથી ધાતુ, પીળા અને લાલ વર્ણે થવા છતાં વેદનાસહિત હોયછે. ૫ પૂયાભ; કફ પિત્તોના કોપેથી ધાતુ, પીળા વર્ણે અને પરૂ જેવી થવા છતાં, ખજવાળ દાહસહિત હોયછે. ૬ ક્ષીણ; વાયુ અને પિત્તોના કોપેથી, શુક્ર ધાતુ ક્ષીણ થઈને, પુરૂષ દુર્બળ થાય, અને મુખે શોષ પડીને, શરીર પાંડુરવર્ણે થાય, કામાતુરની ચેતના ઓછી થાયછે. ૭ ગ્રંથિલ; કફવાયુના કોપેથી, ધાતુ સફેદ વર્ણે થવા છતાં કૃષ્ણવર્ણે હોયછે, અને ખજવાળ, વેદનાસહિત હોય, ધાતુની ઝીણી ઝીણી ગાંઠો બંધાય, માટે તેને ગ્રંથિક શુક્રદોષ કહેછે. ૮ મળાભ; સન્નિપાત એટલે વાતાદિક, ત્રણે દોષોના કોપેથી ધાતુ, મળમૂત્ર વર્ણે હોય અને અલાઈ, જેવી ફોડકીઓ થાય, તેને મળાભ શુક્રદોષ કહેછે.

### સ્ત્રિઓના અટકાવને થતો પ્રથમ આર્તવ દોષ.

अथ स्त्रीरोगनामानि प्रोच्यंते पूर्वशास्त्रतः । अष्टावार्तवदोषाः स्युर्वातपित्तकफैस्त्रिधा ॥४११॥ पूयाभं कुणपं ग्रंथिक्षीणं मलसमं तथा ।

સ્ત્રિઓને દરેક મહિને અડકાવ, કે રજસ્વલા સ્થાનેથી, લોહી ઉત્પન્ન થઈ વહેછે, તેને આર્તવ કહેછે. તેમધ્યે આઠ પ્રકારે રોગ, થવાથી ગર્ભનું ધારણ થતું નથી, માટે આર્તવોની શુદ્ધિ કરવાવિશે, આઠ પ્રકારે ભેદ અને લક્ષણો જુદા છે; પુરૂષોના શુક્ર ધાતુના દોષો, આઠ પ્રકારે ઉપર લક્ષણોસહિત લખેલા છે, તેજપ્રમાણે સ્ત્રિઓને અડકાવ સંબંધી, આઠ પ્રકારે દોષો લક્ષણો સહિત, એકસરખા જાણવા; તેના નામો.—૧ વાત આર્તવદોષ, ૨ પિત્તજ આર્તવદોષ, ૩ કફજ આર્તવદોષ, ૪ પૂયાભ આર્તવદોષ, ૫ કુણપ, ૬ ગ્રંથી, ૭ ક્ષીણ, ૮ મળસમ. એપ્રમાણે આઠ આર્તવદોષ સ્ત્રીના, અડકાવ સંબંધમાં અને પુરૂષના, શુક્રધાતુમાં આઠ રોગ, એકસરખા જાણવા.

## સ્ત્રિઓને ધુપણી કે પ્રદર રોગ.

तथा च रक्तप्रदरं चतुर्विधमुदाहृतम् ॥ ४१२ ॥
वातपित्तकफैस्त्रेधा चतुर्थं सन्निपाततः ।

સ્ત્રિઓને રક્તપ્રદર એટલે દુષ્ટાર્તવપ્રવૃત્તિ, અડકાવનું લોહી બગડવાથી, સ્ત્રીઓને પિશાબમાર્ગે, ધુપણીનો રોગ, ચાર પ્રકારે થાયછે. તેની ઉત્પત્તિ વિરૂદ્ધાહાર, ખોરાક પાચન ન થાય તેવો ખાધાથી, ઉપરાઉપરી ખોરાક ખાધાથી, મદ્ય કે જલદ દારૂ અતિશે વારંવાર પીધાથી, વારંવાર અજીર્ણ થવાથી, ગર્ભપાત કરેથી, અતિશે મૈથુન કરેથી, અતિશે ચાલવાથી, અતિશે વજનદાર વસ્તું ઉપાડવાથી, દિવસે નિદ્રા કરેથી, અતિશે મેહેનત કરેથી ઇત્યાદિક, કારણે સ્ત્રિઓને આર્તવ રોગ, એટલે અડકાવનું સ્થાન દુષ્ટ કે લોહી, બગડીને ધુપણીનો રોગ લાગે, તેને પ્રદર કહેછે. તેનું પ્રથમ સ્વરૂપ શરીર અંબાય, યોનીમાં વેદના, દુર્બળતા, નબળાઈ, ગ્લાનિ, શરીર તવાય, મૂર્છા, તૃષા, દાહ, બળત્તર, બડબડ, શરીરે પાંડુરવર્ણે પીળું, આંખે ઝાખ કે અંધારા, ઈત્યાદિક વાયુકોપે વાતજન્ય રોગના, ઉપદ્રવ થાયછે. ૧ વાતપ્રદર રોગ; વાયૂ કોપેથી રૂક્ષ, તાંબુસવર્ણે, ફીણસહિત અને થોડું થોડું, પિશાબ માર્ગે હમેશા લોહી વહે, વાતજન્ય શૂળાદિક વેદના અથવા માંસ પાણીમાં જેમ ધોયું હોય, તેવું લાલ પાણી હમેશાં વહેછે. ૨ પિત્તપ્રદર; પિત્તોના કોપેથી ધુપણીનો રંગ, પીળાવર્ણે, ગુળીના વર્ણે પિશાબમાર્ગે, હરે ગર્માગર્મ લોહી અતિશે વહે, અને પિત્તકોપના સર્વે લક્ષણો થાયછે. ૩ કફ-પ્રદર; કફ કોપેથી ધુપણીમાં, આંબાના રસ જેવું કે, સાંવરીના ચિક જેવું ચિકણું, સુવાળું, પાંડુરવર્ણે, કાંગાની કાંજીજેવું પિશાબમાર્ગેથી લોહી વહેછે. ૪ સન્નિપાતપ્રદર; વાતાદિક ત્રણે દોષોના કોપેથી, સ્ત્રીઓને પિશાબમાર્ગે હમેશા મધજેવું, ઘીજેવું, હરતાળના પાણી જેવું, હાડકા, ચરબી મેદ કે ઝાડના રસ જેવું, ગંધ ભરેલું એવી રીતે લોહી વહેછે, તે રોગ અસાધ્ય જાણવો; તે ઉપર વૈદ્યોએ ઉપાય કરેથી, ભાગ્યે કોઈને ફાયદો થાય.

## સ્ત્રિઓને પિશાબમાં થતો યોનિરોગ.

विंशतिर्योनिरोगाः स्युर्वातपित्तकफादपि ॥ ४१३ ॥ सन्निपाताश्च रक्ताच्च लोहितक्षयकस्तथा । शुष्का च वामिनी चैव षंगितांतर्मुखी तथा ॥ ४१४ ॥ सूचीमुखी विप्लुता च जातघ्नी च परिप्लुता । उप-

प्लुता प्राक्चरणा महायोनिश्च कर्णिका ॥ ४१९ ॥ स्यान्नंदा चातिचरणा योनिरोगा इतीरिताः ।

સ્ત્રિઓને પિશાબની જગ્યા એટલે યોનિરોગ, વિના સમજે ઉપાયોથી, માઠા ભાયગે, વાતાદિક ત્રણે દોષોના કોપેથી, અડકાવનું લોહી બગડવાથી, નવો ગર્ભ ધારણ થવાની વેળાએ, બીજગત, આર્તવદોષે. વીશ પ્રકારે યોનિરોગ થાય, તેના લક્ષણો નીચે લખેલા છે. ૧ વાતળા; સ્ત્રિઓની યોનિ કઠોર, શખ્ત શૂળાદિક વાયુવેદનાથી, પીડા ભોગવતી હોયછે. ૨ પિત્તળા; સ્ત્રિઓની યોનીને અતિશે દાહ, પાકતી, તાવ ઇત્યાદિક પિત્તકોપના લક્ષણોસહિત હોય, અને તત્સંબંધી આર્તવ એટલે અડકાવનું લોહી ગુળીના કે પીળા, કાળા રંગે વહેછે. ૩ શ્લેષ્મલા; સ્ત્રિઓની યોનિ અતિશે શીતળ, હોવા છતાં સાંવરીના ચિક જેવી, ચિકણી કે સુવાળી, ખજવાળસહિત હોય છે. ૪ સન્નિપાતજા; સ્ત્રિઓની યોનિ વાયુ, પિત્ત, કફ ત્રણે રોગની વેદના અને શૂળ, દાહ, ખજવાળ ઇત્યાદિક લક્ષણો સહિત હોયછે. ૫ રક્તજા; સ્ત્રિઓની યોનિ પોતાના સ્થાનથી, ખસીને જ્યાં ત્યાં ફરે અને મરડીને સરખી રાખવા છતાં, તે સ્ત્રિને ગર્ભ રહેવાથી, બાળકનો જન્મ ઘણા કષ્ટે થાય, તેને ગ્રંથોમાં પ્રસ્રંસિની કહે છે. ૬ લોહિતક્ષયા; દાહસહિત લોહી હમેશા સ્ત્રિઓની યોનિમાંથી વહીને, તેનું શરીર ક્ષીણ, ગળી કે ઘસાઇ જાય તે. ૭ શષ્કા; સ્ત્રિઓને દરેક મહીને, અડકાવ વેહેતો હોય, અથવા બંધ થઇ જતો હોય, પણ જે સ્રાવ ગર્ભનું બાળક થતું નથી; તેને ગ્રંથોમાં વંધ્યયોનિ એટલે વાંઝણી કહેછે. ૮ વામિની; વાયુ કોપે સંકોચાએલી યોનિનો જે પુરૂષે સંગ કરેથી, તેની ધાતુ ખ્ખલિત થયેલી હોય તે, આર્તવાસહવર્તમાન, એટલે તે સ્ત્રીની યોનિકમળમાં વીર્યે ન પડતાં બહાર વહી જાયછે. ૯ પંઢિતા; સ્ત્રીને અટકાવ મુદ્દલ આવતો નથી, તેમ સ્તન કે છાતીએ થાન મોટા ન હોય, અને યોનિસ્થાને મૈથુન કરવાની જગા ન હોય, આત્ર તે જગ્યા પિસાબ કરવા જેટલી ખડબચડી હોયછે, તેને પંઢી કે હીઝડી કહેછે. ૧૦ અંતર્મુખી; સ્ત્રી ન્હાની ઉમ્મરની, જુવાન નબળી, જે સ્ત્રીનું યોનિકમળ ટુંકું હોય, તેવી સ્ત્રીનો સંબંધ કોઈ મજબુત, મ્હોટા લાંબા લિંગના પુરૂષે હમેશા કીધાથી તે સ્ત્રીની યોની બહાર પડી પુરૂષના આંડવા જેવી, બે બાજુએ, માંસના ગોળા કે ગાંઠો બંધાય છે, તેને ગ્રંથોમાં અંઢિણી કહે છે. ૧૧ સૂચીમુખી; સ્ત્રિઓની યોનિનો વિંધ, સોઇ જેટલો ઝીણો થાયછે, તેને ગ્રંથોમાં સંવૃતા કહેછે. ૧૨ વિપ્લુતા; સ્ત્રિઓને વાયુ કોપે યોનિમાં હમેશા

વેદના થાયછે. ૧૩ પુત્રઘ્ની; સ્ત્રિઓને દર મહીને આવતો અડકાવ, જતો રહેવા પછી જે જે વખતે ગર્ભ રહે, તે ગર્ભ ન વધતાં ગળી પડે છે. ૧૪ પરિપ્લુતા; મૈથુન વેળાએ સ્ત્રિઓની યોનિમાં, વાતજન્ય કોપેથી અતિ વેદના થાય છે. ૧૫ ઉપપ્લુતા; ઘણો દુઃખાવો ફીણુ સહિત, અડકાવનુ લોહી ચહડતી ગતીએ, પેટમાં લોહીનો ગોળો ઉપર ચહડે, આસપાસના અવયવમાં અતિશે વેદના થઈ મ્હોટા સંકટે, અડકાવનું લોહી સ્ત્રિઓને બહાર પડે છે. ૧૬ પ્રાક્ચરણા; જે સ્ત્રી મૈથુનવેળાયે પ્રથમ મૈથુનજન્યનું, સુખ મેળવી વિરસ થાય, એટલે પુરૂષની અગાઊ જે સ્ત્રી ખલિત થાય, તેને પ્રાક્ચરણા યોનિ કહેછે, તે સ્ત્રીથી ગર્ભનું બીજ ધારણ થઈ શકાતું નથી. ૧૭ મહાયોનિ; જે સ્ત્રિઓની યોનિનું મુખ, ખુલ્લું હમેશા રહેતું હોય, તેને ગ્રંથોમાં નિવૃતા કહેછે. ૧૮ કર્ણિકા; કફ લોહીકોપેથી સ્ત્રીની યોનિમાં, કમળફુલની વચ્ચે જેમ દાણા થાય, તેવી રીતે માંસના દાણા કે ગાંઠો હોય છે. ૧૯ નંદા; જે સ્ત્રિઓ મૈથુન વિશે અતિ આનંદ પામે, અને મૈથુન કરાવવા ઘણું ઇચ્છે, તે સ્ત્રીની યોનિને અત્યાનંદા કહે છે. ૨૦ અતિચરણા; કફના કોપેથી જે સ્ત્રિઓની યોનિ, મૈથુન કરાવવા વિશે હમેશા અતિશે આતુર, તેને ઘણી ચળ, ખજવાળ થાય અને ઘણી વખતે મૈથુન કરાવા છતાં, તેની તૃપ્તિ ન થાય, તેવી સ્ત્રીને ગર્ભનું બીજ ધારણ થતું નથી.

## સ્ત્રિઓને પિશાબમાર્ગે થતો યોનિકંદ રોગ.

चतुर्विधं योनिकंदं वातपित्तकफैस्त्रिधा ॥१९६॥ चतुर्थं सन्निपातेन

યોનિકંદ રોગ ચાર પ્રકારે થાયછે, તેની ઉત્પત્તિ દિવસે નિદ્રા હમેશા, અતિ ક્રોધ, અતિ મેહેનત, અતિ મૈથુન, યોનિમાં નખ, દાંતનો જખમ, ઘારૂ ઇત્યાદિક કારણે વાતાદિક, ત્રણે દોષોના કોપે, સ્ત્રિની યોનિમાં લિંબુ કે નારંગી ફળની, આકૃતિએ ગોળાકાર, પરૂ અને લોહી મિશ્રિત, લોહીના રંગે માંસનો ગોળો ઉત્પન્ન થાય, તેને યોનિકંદ રોગ કહેછે. ૧ વાત; વાયુના કોપેથી યોનિકંદ સુકી વૃક્ષ, ફાટેલી, વિવર્ણ, સુકેલી ગાંઠ થાય, તેને વાત યોનિકંદ કહેછે. ૨ પિત્તયોનિકંદ; પિત્તકોપેથી યોનિકંદમાં દાહ, બળતર સહિત લોહીના રંગે, તાવસહિત પિત્તકોપના સર્વે લક્ષણો થાયછે. ૩ કફયોનિકંદ; કફકોપેથી શીતળતા, ગુળીના રંગે ગાંઠ, ખજવાળ ઇત્યાદિક કફકોપના લક્ષણો સહિત હોયછે. ૪ સન્નિપાત યોનિકંદ; વાયુ, પિત્ત, કફ ત્રણે દોષોના કોપેથી, ગાંઠને ત્રણે દોષોના સર્વે લક્ષણોસહિત વેદના થાયછે.

## સ્ત્રિઓને ગર્ભસ્થાને થતા રોગ.

तथाष्टौ गर्भजा गदाः ॥४१७॥ उपविष्टकगर्भः स्यात्तथा नागोदरः स्मृतः। मक्कलो मूढगर्भश्च विष्टंभो गूढगर्भकः ॥ ४१८ ॥ जरायुदोषो गर्भस्य पातश्चाष्टमकः स्मृतः ।

સ્ત્રિઓને ગર્ભસંબંધી, આઠ પ્રકારે રોગ થાયછે. ૧ ઉપવિષ્ટક ગર્ભ; સ્ત્રિઓને ગર્ભસ્થાને, નવો ગર્ભ રહેવા પછી, અતિ ગર્મ તિખ્ખા ઉષ્ણ પદાર્થ, અતિશે વારંવાર ખાધાપીધાથી, કે તેનું સેવન કરેથી, તાવથી, અતિ મેહનત ઇત્યાદિક કારણેથી, અતિ ગર્મી થઇ, યોનિમાંથી લોહી વહેછે; તેથી ગર્ભ વધવાને બદલે નહી જેવો થઇ, ગળી પડે કે શૂકાયછે, તે ગર્ભ વધવાનો વખત ટળવાથી, બીજે વખત આવે તેની આસ્થા ઉપર રેહે, તે શુકાયલું છોડ પેટમાં રેહેવાથી હાલે નિશ્ચળ રહે નહી. ૨ નાગોદર, શુક્ર ધાતુ અને લોહીનો, સંગમ થતી વખતે વાયુકોપે, ગર્ભના આકારે સર્પ, જેવો થઇને પેટ ફુગવે, તે પછી ગર્ભ આકારે તે રોગ કદાચિત્, પોતાની ઇચ્છાથી મુરદાલ થઇ પડી જાય અથવા પેટમાં રહી જરી જાયછે. ૩ મક્કલ; વાયુના કોપે શૂળાદિક, વેદના વિશેષ થાય, તે રોગના બે પ્રકારે ભેદ થાયછે; તેમાં એક રીતે પેટમાં ગર્ભ હોવા છતાં, બીજી રીતે બાળક જન્મ્યા પછી, બે પ્રકારે રોગ થાય; ગર્ભ રેહેવાથી જે રોગ થાય. તેના લક્ષણોમાં કઇ એક કારણેથી, મનને સંતાપે વાયુ બગડી, પાસળાદિકમાં શૂળાદિક વેદના થઇ, ગર્ભને દુઃખ દઇ મારેછે; તેને ગર્ભ મક્કલ્લ કહેછે. બીજી રીતે બાળકનો જન્મ થયા પછી, વાયુ પોતાના કારણે કોપાયમાન થઇ, યોનિમાંથી ગર્ભસંબંધી લોહી અને પાણી, ઇત્યાદિક સુમારવિનાએ અતિશે વહે, તેનો અટકાવ કરેથી, વાયુ કોપઉપર ચહડી બસ્તી, ઝાડાની જગાએ, હૃદય, પાસળા, મસ્તક ઇત્યાદિક સ્થાને, અતિશે શૂળાદિક વેદના ઉત્પન્ન કરે, યોનિને સંકોચે, વાયુ અતિશે બળવાન થઇ, ઉપર ચહડતા શ્વાસને ઉત્પન્ન કરી, બાળકનો જન્મ આપનાર, સુવાવડી સ્ત્રીને મરણ પમાડેછે; એવી રીતે મક્કલ્લક રોગના બે ભેદ જાણવા; તેને ગ્રંથોમાં યોનિસંવરણ કહેછે. ૪ મૂઢગર્ભ; વાયુ કમજોર કે ગતિરહિત થઇને, ગર્ભને મૂઢ કરી વધવાની કે, બહાર આવવાની ગતી ખુટાડી, યોનિમાં અને પેટમાં શૂળાદિકવેદના ઉત્પન્ન થાય, પિશાબ ઝાડો આવતો અટકે, તેને મૂઢગર્ભ કહેછે; તેના આઠ પ્રકારે ભેદ ગ્રંથોમાં કહેલા છે; પેહલું, કોઇ ગર્ભ યોનિદ્વારે, બા-

ળકનું મસ્તક આડું આવી, રસ્તો બંધ કરે. બીજુ, કોઈ ગર્ભ પોતાના પેટ-થી, યોનિનો રસ્તો બંધ પાડેછે. ત્રીજુ, કોઈ ગર્ભનું શરીર ઉલટું મડેથી, યોનિનું મુખ બંધ પાડેછે. ચોથું, કોઈ ગર્ભ પોતાનો એક હાથ, યોનિ-બાહર કાહડી રસ્તો બંધ પાડેછે. પાંચમું, કોઈ ગર્ભ બે હાથ યોનિબહાર, કહાડી રસ્તો બંધ કરેછે. છઠું, કોઈ ગર્ભનું શરીર આડું આવી, રસ્તો બંધ પાડેછે. સાતમું, કોઈ ગર્ભ ઉંધો પડી, યોનિમુખ બંધ પાડેછે. આઠમું, કોઈ ગર્ભ પાસળા તરફથી, યોનિમુખમાં આવી, જન્મવાનો રસ્તો બંધ પાડેછે. એપ્રમાણે મૂઢગર્ભોના, આઠ જુદા ભેદ છે. ૫. વિષ્ટંભ; કારણ-વિના ટાણે કે, કટાણે ખોરાક ખાધાપીવાથી, રૂક્ષાદિક પદાર્થોનું સેવન કરેથી, વાયુનો કોપ થઈ ગર્ભોનું શોષણ કરે. તેથી સારી રાતે ગર્ભોનું પોષણ ન થાય; માટે ગર્ભવાન સ્ત્રીની કુખ અને પાસળા સારીરાતે ભરેલા, ફુલેલા દેખાતા નથી, ગર્ભ ફરેથી તેના ગુઠણો લાગવાના, નિયમથી હલકા વાગે, અને ઘણે દિવસે તે ગર્ભ, થોડો થોડો વાયુકોપે સુકાઈ, પીડા ભોગ-વીને તેનું છોડ બંધાયછે. ૬ ગૂઢગર્ભ; નવો ગર્ભ રહીને વધતા વધતા, સુકાઈ નળી જેવો થાય, તે કેટલેક દિવસે જરી કે ઝરી જાયછે. ૭ જરાયુ-દોષ; ગર્ભાશયની જગાએ ગર્ભ રેહેવા પછી, જરાયુ નામે ચામડીનો વધા-રો થાય, તેને જાર કહેછે; તેમાં બાળકનો ગર્ભ વિટલાયલો હોય તો, તે દોષોથી બાળકને કઈક વિકાર થાયછે. ૮ ગર્ભપાત; સ્ત્રિઓને ગર્ભ રહેવા પછી, હરએક ભય, ધાસ્તી, માર, ઘા, જખમ, તીક્ષ્ણ, ઉષ્ણ પદાર્થોનો ખો-રાક ખાધા પીવાથી, ગર્મ ઓષડો ખાધા પીધાથી, ઉતરેલું બગડેલું અન્ના-દિક, ખોરાક ખાધા પીધાથી, વિષમ ભોજન કીધાથી, અનેક રોગ ઉત્પન્ન-કર્તા પદાર્થનું સેવન કરેથી, જેમ હરયેક ઝાડ ઉપરથી, પાકેલાં ફળ ટુટી કે ગળી પડે; તે પ્રમાણે ગર્ભનું પતન થાય, તેને ગર્ભશ્રાવ કહેછે, પણ ચોથા મહિના આગાઊ, જે ગર્ભ પડે તેનેજ ગર્ભપાત કહેછે.

## સ્ત્રિઓના ધાવણાને થતો સ્તનરોગ.

पंचैव स्तनरोगाः स्युर्वातात्पित्तात्कफादपि ॥४१९॥ सन्निपातात् क्षताच्चैव तथा स्तन्योद्भवा गदाः । बालरोगेषु कथिताः .

સ્ત્રિઓને સ્તનરોગ; દુધસહિત અથવા દુધવિનાનું, ધાવણાને વાતાદિક ત્રણે દોષના કોપે, માંસ અને લોહીને બગાડી, પાંચ પ્રકારે સ્તન-

રોગ થાય, તેમાં ક્ષતજ વિદ્રધિ અને બીજી જાતની ગાંઠો વિશે, અગાઉ લખેલી બહારની વિદ્રધીના લક્ષણો, એ સ્તનરોગને મળતા થાયછે; ધાવણાને પ્રથમ સોઝો ઉત્પન્ન થાય, અતિ વેદના, દાહ, ખજવાળ ઇત્યાદિક, સર્વે લક્ષણોસહિત વિદ્રધીના જેવી, વેદના થઈ પાકીને ફુટેછે, કોઈને હલકો સોઝો થાય તો, નિમખની પોટલીએ સેક કરેથી, પાકયા વિના પણ બેસી જાયછે. ૧ વાત સ્તનરોગ; વાયું કોપનો સંબંધ હોવાથી, શૂળાદિક વેદના થાયછે. ૨ પિત્ત સ્તનરોગ; પિત્તકોપનો સંબંધ હોવાથી, જવર, દાહ ઇત્યાદિક વેદના થાયછે. ૩ કફ સ્તનરોગ; કફકોપનો સંબંધ હોવાથી, મંદ વેદના, ચળ, ખજવાળ ઇત્યાદિક થાયછે. ૪ સન્નિપાત સ્તનરોગ; વાયુ, પિત્ત, કફ એ ત્રણેના કોપેથી, ત્રણે દોષોની વેદના થાયછે. ૫ ક્ષત સ્તનરોગ; કઈક શખ્ત વસ્તું કે હથીયાર, ધાવણામાં લાગેથી, સોઝો ઉત્પન્ન થઈ ધારૂ કે, જખમ પડેથી, વાતાદિક ત્રણે દોષોના કોપસહિત લક્ષણો થાયછે.

## સ્ત્રિઓના સ્વભાવે થતા રોગ.

स्त्रीदोषाश्च त्रयः स्मृताः ॥ ४२० ॥ अदक्षपुरुषोत्पन्नसपत्नीविहितस्तथा । दैवाज्जातस्तृतीयस्तु

સ્ત્રીઓને રોગ ઉત્પન્ન કરનારા, ત્રણ દોષ અથવા કારણો. ૧ અદક્ષ પુરૂષોત્પન્ન; એટલે હરએક વાદવિવાદ કે વેહવારસંબંધી, કામકાજ જાણતા કે અજાણતા, કેટલાક કારણે સ્ત્રિઓને અતિ બળત્તર, અને સંતાપાદિક થવાથી અનેક રોગ થાયછે. ૨ સપત્નીવિહિત; બે સોખમાંથી એક પર ધણીની અતિશે પ્રીતિ હોય, તેની અદેખાઈ બીજી સોખે કરેથી, સંતાપાદિક બળતરના દુઃખે અનેક રોગ થાયછે. ૩ દૈવિક; ભર્થાર કે ધણીને રોગી, અથવા ખાવા પીવાનું અતિ, દુઃખ આવી પડેલું હોયુ, તેની સ્ત્રી પતિવ્રતા હોય તો, તેના મનમાં ધણીની સાથે મરવાને, કે તેની પાછળ સતી થવાને ઇચ્છતી હોય, તેવો વિચાર મનમાં સ્ત્રી લાવીને પોતાના શરીરને ગળાવે, તપાવે, તેથી અનેક રોગ ઉત્પન્ન થાય; જે સતિનો ભરથારની ખરાબચાલનો વ્યભિચારી કે વ્યસની હોય, તેની પતિવ્રતા સ્ત્રીનો સંબંધ થયાથી, અતિસંતાપે બળત્તરા થયાથી અનેક રોગ ઉત્પન્ન થઈ મરેછે. તેમજ ભવા પુરૂષને ખરાબ ચાલની બૈરીનો સંબંધ થવાથી તેના સંતાપે એને રોગ ઊત્પન્ન થાયછે.

## સ્ત્રિઓને થતો સુવાવડનો રોગ.

तथा च सूतिकागदाः ॥ ४२१ ॥ ज्वरादयश्चिकित्स्यास्ते यथा दोषं यथाबलम् ।

સ્ત્રિઓને સુવાવડમાં જ્વરાદિક, રોગ ભયંકર ઉત્પન્ન થાયછે, તેને બાળંત રોગ કહેછે; તે રોગનું બળ તપાસી, પુરતી પરીક્ષા કરવી, તેનું શરીર અંબાય, જખડાય, જ્વરાદિક ઉપદ્રવ, પાણીની અતિ તૃષા, પિપાસા, શરીરે અતિ વજન, સોઝો, શૂળ, અતિસાર એવી રીતે સર્વે, સુવાવડ રોગના લક્ષણો જાણવા; ખાધાપીધાની અપરેજી, વિષમ ભોજનો અનેક રોગ, ઉત્પન્ન કર્તા, અજીર્ણનું ભોજન, ઈત્યાદિક કારણોથી સુવાવડી, સ્ત્રીને તાવ સન્નિપાત જ્વરાદિક રોગ ઉત્પન્ન થાય તો, અતિ ભયંકર અને અસાધ્ય રોગ જાણવો; શરીરનું બળ અને માંસ, લોહીનો ક્ષય થઈ ગળાઈ જવાથી, વિશેષે કરીને એ રોગ અસાધ્ય થાય. સુવાવડી સ્ત્રીને મક્કલ્લ શૂળમાં વાયુકોપના લક્ષણો થઈ, પોતાના સ્થાનેથી સર્વે રીતે બગડેલું કે સ્યુત થયેલું, ફરતા લોહીનો અટકાવ થઈને, મસ્તકે, હૃદય, બસ્તી ઈત્યાદિક સ્થાને શૂળ ઉત્પન્ન થાય, તે મક્કલ્લ રોગ અતિશે દુઃખદાયક જાણવો.

## બાળકોને થતો બાળરોગ.

द्वाविंशतिर्बालरोगास्तेषुक्षीरभवास्त्रयः । वातात्पित्तात्कफाच्चैव दंतोद्भेदश्चतुर्थकः ॥ ४२२॥ दंतघातो दंतशब्दो कालदंतोहिपूतन । मुखपाको मुखस्त्रावो गुदपाकोष्मशीर्षके ॥४२३॥ पार्श्वारुणस्तालुकंठो विच्छिन्नं पारिगर्भिकः । दौर्बल्यगात्रशोषश्च शय्यामूत्रं कुकूणक ॥ ॥ ४२४ ॥ रोदनं चाजगाल्लि स्यादिति द्वाविंशतिः स्मृताः ।

બાળકોને બાળરોગ, બાવિસ પ્રકારે થાયછે; તે મધ્યે જે સ્ત્રીના ધાવણનું દુધ બગડેલું પીધાથી, ત્રણ પ્રકારે દુધ પીનાર બાળકને રોગ થાયછે. ૧ વાતજન્ય રોગ; વાયુ કોપેથી સ્ત્રીના ધાવણાનું દુધ બગડેછે, તે દુધ બાળકે પીધાથી, તેને વાતજન્ય રોગ થાય, ગળાનો સ્વર ક્ષીણ ઝીણો થઈ, શરીર ગળાવે, મળ મૂત્ર ઉતરવાનો અટકાવ થાયછે. ૨ પિત્તજન્ય રોગ; જે સ્ત્રીને પિત્તકોપેથી ધાવણાનું દુધ બગડેલું હોય, તે દુધ બાળકે પીધાથી, હમેશા શરીરે પરસેવા નિકળે, ઝાડો ચિથરાજેવો થાય, આંખોને પિળાસ, વારં-

વાર તૃષા, શરીરે દાહ ઉષ્ણતા ઇત્યાદિક, પિત્તકોપના લક્ષણો થાય છે. ૩ કફજન્યરોગ; જે સ્ત્રીને કફકોપેથી થાનનું દુધ બગડેલું હોય. તે દુધ બાળક પીધાથી કફકોપનાં લક્ષણો. મુખેથી લાળ ગળે, અતિશે નિદ્રા આવે, શરીરે વજનૂ છતાં મુખે અને આંખે સોઝો આવે, ઉલટી થાયછે. ૪ દંતોદ્‌ભેદ રોગ; બાળકને દાંત પ્રથમ આવતા હોય, તે વખતે તાવ, ઝાડા, ખાંશી, મસ્તકને પીડા. ઉલટી, દુર્બળપણું ઇત્યાદિક ઉપદ્રવ થાયછે. ૫ દંતઘાતરોગ; બાળકને પ્રથમ દાંત આવે તે વખત. અને સાત કે આઠમે વર્ષે પાછા દાંત પડવા લાગે, તે વખતે જ્વરાદિક ઉપદ્રવ થાયછે; તેને ગ્રંથોમાં દંતપાત કહે છે. ૬ દંત શબ્દરોગ; વાયુકોપે બાળક નિદ્રામાં, દાંતોથી દાંત ઘસીને કડકડાવે છે. તેને ગ્રંથોમાં દંતહર્ષ કહેછે. ૭ અકાળ દંતરોગ; બાળકોના દાંત પ્રથમ પડેલા હોય, તે જગ્યાએ પાછા દાંત આવે. તે વખતે જ્વરાદિક પીડા થાય છે. ૮ અહિપૂતનરોગ; બાળક સૂતેલો હોય તે વખતે, નિદ્રામાંજ કે બાછાનામાં પિશાબ ઝાડો થાય, તે વખતે તેની ગાંડ પાણીથી, કોઇ ધોતું કે લુછતૂં નથી, તેની માતા કે દાશી અસુરે જાગવાથી, ધોય કે લુછે તેવી રીતે હમેશા થયાથી, બાળકને લોહીનો કોપ થઇ, ગાંડે ખજવાળ છુટે અને તે ખજવાળે તો, તેના નખનું ઝેર ચઢી ઝાડાની જગ્યાએ, ફોડકીઓ ઉત્પન્ન થાય. તેમાંથી ઘારાં કે જખમ ઉત્પન્ન થાય. તે રોગવિશે અગાઊ ક્ષુદ્ર રોગમાં, વિસ્તારે લખેલું છે. ૯ મુખપાક; બાળકોના મુખમાં ફોડકા આવેછે. ૧૦ મુખસ્રાવ; બાળકના મુખમાંથી, અતિશે લાળ ગળેછે. ૧૧ ગુદપાક; બાળકોનું ગુદ એટલે ઝાડાની જગ્યા પાકે, અને તેમાં ઘારા પડેછે. ૧૨ ઉપશીર્ષક; બાળકોને કપાળે જખમ, ઘારા, નાસૂર પડી જ્વરાદિક ઉપદ્રવ થાય છે. ૧૩ પાર્શ્વારૂણુ; બાળકોને શરીરમાં વાતાદિક, ત્રણે દોષજન્ય મહાપદ્મનામા, શખ્યા, વિસર્પનામે ફોડકીઓનો બે પ્રકારે રોગ થાયછે; તેમાં એક બસ્તિજ, અને બીજો શીર્ષજ ,જે શંખોમાંથી હૃદય સુધી, તેનો વેગ આવીને દુઃખી કરે, તે રોગ શીર્ષજ જાણવો; તેથી મુખ અને તાળવાની, બહાર સર્વે જગા લાલ, કમળફુલ જેવા તાંબુસવર્ણે, ફોડકીઓ થાય છેઃ બીજો હૃદયથી ગુદ કે ઝાડાની જગાસુધી, વેગ જઇને દુઃખી કરે અને બસ્તિ, ગુદ ઝાડાની જગા, સર્વે કમળના લાલ ફુલ જેવી, તાંબુસવર્ણે ફોડકીઓ થાય, તે બસ્તિજ રોગ જાણવો; તેજ પ્રમાણે વિસર્પ રોગ પારખવો; તેને પાર્શ્વારૂણ કહેછે; અને ગ્રંથોમાં મહાપદ્મ વિસર્પ કહેછે. ૧૪ તાળુકંઠ;

બાળકોને તાળુસંબંધી, માંસની જગાએ કફનો કોપ થઈ, તાળુમ કાંટાં ભરેલા હોય તેમ ખુંચે, ખડ્બચડી જગા થઈ ખાડાંખાંચા પડેછે. ૧૫ વિચ્છિન્ન; બાળકોને મુખના તાળવામાં ખાડો પડે, તેથી દુધ પીવાને કંટાળે, ઘણા કષ્ટેથી દુધ પીધાથી ઝાડો પાતળો થાય, અતિ તૃષા, આંખે, કંઠમાં વિકાર થઈ-ગરદન ન ઠરે, ઉલટી ઈત્યાદિક ઉપદ્રવ થાય, તેને ગ્રંથોમાં તાળુતાપ કહેછે. ૧૬ પારિગર્ભિક; બાળકનો જન્મ થયા પછી, તેની માતા ફરીને ગર્ભિણી થવાથી, અથવા ગર્ભીણ સ્ત્રીનું દુધ બાળક પીવાથી, ખાંશી, અગ્નિમાંદ્ય, ઉલટી, આંખોને અંધારા, ઝાંખ, અજીર્ણનો અરોચક રોગ, ભ્રમ, હાથ પગ પાતળા સળી જેવા, પેટ મ્હોટું, ઈત્યાદિક લક્ષણો થાય; જે બાળકની માતા, ગર્ભીણ રહેવાથી, ઘણુંકરીને દુધ પીનાર કે, નહી પીનાર ન્હાના બાળકને, પારેવાનો રોગ થાય છે. ૧૭ દૌર્બલ્ય; વાતાદિક ત્રણ દોષના કોપમાં, જે દોષનો કોપ વિશેષ હોય, તે દોષેથી બાળકનું શરીર દુર્બળ થાય છે. ૧૮ ગાત્રશોષ; વાતાદિક ત્રણે દોષોના કોપે, જે દોષેથી બાળકનું શરીર શોષાય ગળાય છે. ૧૯ શય્યામૂત્ર; વાતાદિક ત્રણે, દોષોના કોપથી, બાળક રાત્રે અથવા દિવસે, નિદ્રામાં બીછાનામાં મુત્રે છે. ૨૦ કુકૂણક; દુધ પીવાના દોષેથી, બાળકોની આંખોના પાપણોમાં, ખજવાળ થઈ ચિકાસ, વારંવાર આંખોમાંથી વહે છે; કપાળ, નાક, આંખોને પોતાના પોંહોચાથી બાળક ઘસે ખજવાલે, સૂરજનું તેજ ઉઘાડી આંખે બાળકથી જોવાતું નથી, ઈત્યાદિક ઉપદ્રવ થાય, તેવો રોગ પાપણોમાં થાયછે. ૨૧ રોદન; બાળક ઘણું અથવા થોડું રોગી રડે, તેના રડવાનો સૂરકે અવાજ સાંભળી વૈદ્યે ધ્યાન રાખી, તેનું શરીર રંગરૂપ જોઈ, રોગની પરીક્ષા કરવી, થોડુંક રડવાથી હલકા રોગ જાણવો, અતિશે રડવાથી ભયંકર રોગની પરીક્ષા કરવી. ૨૨ અજગલ્લી; કફ વાયુના કોપેથી, બાળકોના શરીરે મગ જેવી, ફોડ-લીઓ ઉત્પન્ન થાય; તે ચિકણી કે સુવાળી થવા છતાં, શરીરના વર્ણે વેદના-રહિત, એકેકથી મળેલી હોયછે, એ રોગ મ્હોટા માણસોને, અથવા બાળ-કોને પણ થાયછે.

## બાળકોને થતી આંચકી કે ફેફરનો બાળગ્રહરોગ.

तथा बालग्रहा ख्याता द्वादशैव मुनीश्वरैः ॥ ४२९ ॥ स्कंदग्रहो विशाखः स्यात्स्वग्रहश्च पितृग्रहः । नैगमेयग्रहस्तद्वत् शकुनिः शी-

तपूतना ॥ ४२६ ॥ मुखमंडिनिका तद्वत्पूतना चांधपूतना । रेवती चैव संख्याता तथा स्याच्छुष्करेवती ॥ ४२७ ॥

બાળગ્રહ એટલે બાળકને, દુષ્ટ ગ્રહના કોપે કે આસમાનના શિતારાના કોપથી, રોગી દુધ પીધાથી, નિદ્રામાંથી અકસ્માત, ચમકી, બીહીને રડતો ઉઠે, પોતાના શરીરને અથવા તેની માતાને નખોથી વખોડે, કરડે, આંખો તેની ખેંચાય, ઉંચું જોય, દાંત ઓઠ કરડે, અતિશે ચિશો પાડે, બગાશાં ખાય, ભવા અને ડોળા ફેરવે; વારંવાર મુખવાટે ફીણ કાઢે કે ઓકે, શરીર ગળાય, રાત્રે નિદ્રા ન આવે, હાથપગને સોઝો આવે, પાતળું હઘે, ખુલ્લે ગળે કે મોટેથી રડી ન શકે, શરીરે માચ્છલાનાં, લોહી જેવી ગંધ આવે, ધાવણાનું દુધ ખેંચી કે પી ન શકે, એ સર્વે બાળગ્રહને સાધારણ લક્ષણો થાય; એ બાળ ગ્રહ રોગ બાર પ્રકારે થાયછે. ૧ સ્કંદગ્રહ; જે બાળક પીડાતો હોય, તેની એક આંખને જુજ કંપારો થાય, તેમાંથી પાણી ઝરે, શરીરનું એક અવયવને જુજ કંપારો થાય, પરસેવો આવે, મોટા વેગેથી આંખોને, શરીરને કંપારો કે ધ્રૂજારો થાય, આંખો ઉંચે ચહડાવે, મુખને લોહીની ગંધ આવે, દાંત કકડાવે, મુખ વાકું થાય, ધાવણનું દુધ ખેંચી ન શકે, મોટા અવાજે ન રડાય, ઝીણા સ્વરે જુજ રડે, ઇત્યાદિક લક્ષણો થાયછે. ૨ વિશાખગ્રહ; એ રોગે બાળક પીડાય, જ્વર, આંખો ઉંચે ચહડાવે ઈત્યાદિક લક્ષણો થાય, તેના વિશેષ લક્ષણો, બાળતંત્રોમાં લખેલા છે. ૩ સ્વગ્રહ; બાળક બેશુદ્ધ થઈ, મરણ પામેલા જેવો પડે, મુખવાટે ફીણ નિકળે, શુદ્ધીમાં આવેથી જ્વરાદિક, ઉપદ્રવે પીડાય, અતિ મોટા અવાજે રડે, તેના શરીરે પરૂ મિશ્રિત, લોહીની ગંધ આવે, ઇત્યાદિક લક્ષણો થાય, તેને ગ્રંથોમાં સ્કંદાપસ્માર કહેછે. ૪ પિતૃગ્રહ; અગ્નિષ્વાત્તાદિક પિતૃ, એટલે મરણ પામેલાં ભાઈ બેહેન માબાપ કાકા કે વડીલો, અગ્નિ આદિ દેવના કોપેથી, બાળક પીડાતો હોય તો, જ્વરાદિ ઉપદ્રવ થાય છે. ૫ નૈગમેષ; દુષ્ટ ગ્રહના કોપે ઉલટી, શરીરે કંપારો, દુર્ગંધી, ગળે અને મુખે શોષ, મુર્છા, આંખો ઉંચે ચહડાવે, દાંત કકડાવે, ઈત્યાદિક લક્ષણો બાળકને થાયછે. ૬ શકુનિ; દુષ્ટ ગ્રહોના કોપેથી બાળકનું શરીર ગળાય, ભય કે બીહીકથી ધડાધડાએ, ચમકીને ઉઠે, રડે, તેના શરીરે પક્ષીના જેવી ગંધ નિકળે, લોહી ઈત્યાદિ ધાતું બગડી, પરૂ થઇ સર્વે મળી જખમો ધારા, કે પાકસહિત ફોડકીઓ, શરીરે ભરાય, દાહ ઈત્યાદિક લક્ષણો થાય. ૭ શીતપૂતના;

દુષ્ટ ગ્રહોના કોપેથી, બાળકને શરીરે કંપારો, દુર્ગંધ, ખાંસી, દુર્બળપણું, આંખોને પીડા, ઉલટી, ઝાડા ઇત્યાદિક લક્ષણો થાય છે. ૮ મુખમંડિનિકા, દુષ્ટ ગ્રહોના કોપેથી બાળકનું મુખ ખુશીમાં, તેના શરીરની જુદી જુદી, નસો અતિશે ખોરાક ખાય, તેના શરીરે મૂત્રની ગંધ આવે, ઇત્યાદિક લક્ષણોસહિત થાયછે. ૯ પૂતના; દુષ્ટ ગ્રહના કોપેથી બાળકને જ્વર, ઝાડાનો અતિસાર, તૃષા ઇત્યાદિક લક્ષણોસહિત થાય, આંખો ઉંચે ચહડાવે, રડતી લાગે, નિદ્રા ન આવે, બેચેની, ધભરાય, વિહ્વળ થાય, ઇત્યાદિક લક્ષણો થાય. ૧૦ અંધપૂતના; દુષ્ટ ગ્રહે બાળકોને ઉલટી, ખાંશી, જ્વર, તૃષા ઇત્યાદિ ઉપદ્રવ થાય, વસા જેવી શરીરે ગંધ આવે, અતિશે રડે, ધાવણાનું દુધ ન ખેંચાય, અતિસાર, ઇત્યાદિક ઉપદ્રવ થાયછે. ૧૧ રેવતી ગ્રહ; બાળકોના શરીરે ફોડકા, જખમો, ધારા, નાસૂરો થાય, અને તેમાંથી લોહી વહે, તેને ચિખલની દુર્ગંધી આવે, પાતળું હઘે, જ્વર, દાહાદિક ઉપદ્રવ થાય છે. ૧૨ શુષ્કરેવતી; બાળકોને જ્વર, શૂળ, અજીર્ણ, મસ્તકને પીડા મુખ અને હૃદયને તૃષા, શોષ ઇત્યાદિક ઉપદ્રવ થાયછે.

**પગને થતા અનુક્ત રોગોનો સંગ્રહ.**

तथा चरणभेदास्तु वातरक्तादिकाश्च ये । द्विचत्वारिंशदुक्तास्ते रोगेष्वेव मुनीश्वरैः ॥ ४२८ ॥

વાતરક્તપાદ, સુપ્તિપાદ, સ્તંભપાદ, સ્ફુરણપાદ, ઇત્યાદિક માણસના પગે થતા રોગો, બેતાલીસ પ્રકારે ઋષિઓએ કહેલા છે, તે સર્વે વિશે આ પુસ્તક મધ્યે શ્લીપદાદિક પગને થતા રોગોમાં લંબાણથીના લખેલીછે.

**સન્નિપાતાદિ રોગોનો બીજો પ્રકાર.**

द्विषष्टिर्दोषभेदाः स्युः सन्निपातादिकाश्च ये । तेपि रोगेषु गणिताः पृथक् प्रोक्ता न ते क्वचित् ॥ ४२९ ॥

સન્નિપાતાદિક બાસઠ પ્રકારે વાતાદિક ત્રણે દોષોના ભેદે થાયછે, તે વીશે ખુલાશો કોઈપણ, રૂષીએ કહેલો નથી; પણ આ ગ્રંથમાં સારંગધર ઋષીએ કૃપા કરી, દરેક રોગમાં સન્નિપાતના લક્ષણો કહેલા છે.

**પાંચ કર્મે મિથ્યાદિક યોગે રોગો થાયછે.**

हीनमिथ्यातियोगानां भेदैः पंचदशोदिता । पंच कर्मभवा रोगारोगेष्वेव प्रकीर्तिताः ॥ ४३० ॥

૧ વમન, ૨ વિરેચન, ૩ નિરૂહણબસ્તિ, ૪ અનુવાસનબસ્તિ, ૫ નસ્ય; એ પાંચ કર્મો કરવા વિશે, આ પુસ્તકનાં ત્રીજા ખંડમાં, ખુલાસો લખેલો છે; એ પાંચ કર્મોના ગુણ દોષમાં હીણયોગ, મિથ્યાયોગ, અતિયોગ નામે, ત્રણ ભેદમાંથી પંદર પ્રકારે નવા ભેદો ઉત્પન્ન થઈ, અનેક રોગ ઉત્પન્ન થાય, તે સર્વે રોગનો ઉક્ત રોગોમાં, સંગ્રહ કીધેલો જાણવો. ૧ વમન એટલે ઓષડોથી ઉલટી, કરાવવાનો ઉપાય કે પ્રયોગ; ૨ વિરેચન એટલે ઓષડોથી, ઢાળ કે ઝાડા કરાવવાનો પ્રયોગ; ૩-૪ નિરૂહણબસ્તિ અને વાસનબસ્તિ, એટલે ઓષડોથી ગુદાદિક, ઝાડા પિશાબમાર્ગે ચિપલ્યા, છાલક કે પિચકારી મારવાનો પ્રયોગ; ૫ નસ્ય એટલે નાકમાર્ગે, ઓષડ નાખવાનો પ્રયોગ; એપ્રમાણે પાંચ કર્મો જાણવાં; તેનો હીન કે મિથ્યાયોગ, એટલે થોડો, અપૂર્ણ, નીચ, અઘટિત, અતિશે ઓષડોનો, પ્રયોગ થવાથી, શરીરને અનેક પ્રકારે ઉપદ્રવ થાયછે.

## કેટલાક પદાર્થો, સ્નેહાદિકોથી રોગો થાય છે.

स्नेहस्वेदो तथा धूमो गंडूषोंजनतर्पणे । अष्टादशैतज्जाः पीडास्ताश्च रोगेषु लक्षिताः ॥ ४३१ ॥

૧ સ્નેહપાન, ૨ સ્વેદ, ૩ ધૂમપાન, ૪ ગંડૂષ, ૫ અંજન, ૬ તર્પણી; એ છ ભેદમાં એકેકનો હીનયોગ, મિથ્યાયોગ; અતિયોગ; એ ત્રણ કારણથી અઢાર, પ્રકારે જુદા ભેદ ઉત્પન્ન થઈ; અનેક રોગ ઉત્પન્ન થાય; તેનો ઉક્તરોગમાં સંગ્રહ કરેલો છે; સ્નેહપાન, સ્વેદ, ધૂમપાન, ગંડૂષ અને અંજન; એ સર્વેનો ખુલાસો પ્રથમખંડના; પહેલા અધ્યાયના પરિભાષામાં, ઓષડોથી ધાતૂની વૃદ્ધિ કરવાવિશે કેટલાક પ્રયોગ લખેલો છે, તેને તર્પણ કહેછે- આંખોની તૃપ્તિ કરવાવિશે, અંજનોના પ્રયોગ લખેલા છે, તેને પણ તર્પણ કહે છે.

## સરદીની વસ્તુંથી, ચાર પ્રકારે થતા રોગ.

शीतोपद्रव एकः स्यादेकश्चोष्णोपतापकः । शल्योपद्रव एकश्च क्षारश्चैकः स्मृतस्तथा ॥ ४३२ ॥

અતિશે સિતળ કે સરદીના ઉપાયથી, માણસોને અતિશે સરદીના રોગ થાય છે; અતિશે ગર્મ ઉપાયથી, માણસોને ગર્મીના રોગો થાયછે.

શલ્ય એટલે નખ, બાળ, કાંકરા, કાંટા, હાડકાં, શિંગડાં ઈત્યાદિક, શલ્ય પદાર્થમાંથી, એકાદી વસ્તું પેટમાં જવાથી, શલ્યોપદ્રવ થાય છે; મૂઢા વૈદ્યે ઝેરી સોમલ, ખાર ઈત્યાદિકનો પ્રયોગ, કે કાચો ખવાડેલો હોય તો, વિખ, ઝેર, અગ્નિ, શસ્ત્ર, વજ્ર જેવા હથિયારેથી, જેમ મારે તે પ્રમાણે વિનાકોપેથી, ચ્યાર પ્રકારે રોગી થઈને મરે છે.

## ઝેરી વસ્તુંના ઉપયોગે થતો વિષરોગ.

स्थावरं जंगमं चैव कृत्रिमं च त्रिधा विषं । तेषां च कालकूटाद्यैर्नवधा स्थावरं विषं ॥ ४३३ ॥ जंगमं बहुधा प्रोक्तं तत्र लूताभुजंगमाः । वृश्चिका मूषिकाः कीटाः प्रत्येकं ते चतुर्विधाः ॥ ४३४ ॥ दंष्ट्राविषं नखविषं बालशृंगास्थिभिस्तथा । मूत्रात्पुरीषाच्छुक्राच्च दृष्टेर्निश्वासतस्तथा ॥ ४३५ ॥ लालायाः स्पर्शतस्तद्वत्तथा शंकाविषं मतं । कृत्रिमं द्विविधं प्रोक्तं गरदूषीविभेदतः ॥ ४३६ ॥

સ્થાવર, જંગમ, કૃત્રિમ, એવી રીતે જુદા ભેદાથી ત્રણ પ્રકારે, વિષો એટલે સ્થાવર ઝેર, કાળકૂટાદિ ઝેર, જેમાં સ્થાવર વિષના, જુદા ભેદા નવ પ્રકારે થાય; અને જંગમ વિષ ધણા પ્રકારે થાય છે. તે મધ્યે ભૂતો, સર્પ, વિંછૂ, ઉંદર, કીટક, જનાવર, કીડા, જીવડા, કાંટા, ઝેરી વસ્તુંની ધાતું, એ સર્વેમાં વાત, પિત્ત, કફ, સન્નિપાતના જુદા ભેદાથી, અકેકના ચાર ચાર ભેદ જાણવા; કોઈ જનાવરની દાઢોમાં, વિષ કે ઝેર હોય, કોઈના નખોમાં વિષ હોય, કોઈના બાલેમાં ઝેર હોય, અને કોઈના શિંગડામાં, કોઈના હાડકામાં, કોઈના મળમૂત્રમાં, કોઈને શુક્રધાતુમાં, કોઈને દૃષ્ટિમાં કોઈને શ્વાસના ફુકારામાં, કોઈને લાળમાં, કોઈને સ્પર્શે કે અડકવાથી, એવી રીતે જુદા જુદા ઝેરી જનાવરો, ઈત્યાદી ઝેરી વસ્તુંમાં, તથા જુદી જુદી જગાંએ વિષ, જુદી જુદી જાતિ ભેદથી હોય છે. ઝેરી જનાવરના સંબંધમાં, હરયેક ઝેરની શંકા કે વેહેમ, કોઈના મનમાં આવેથી, વાયુ ઈત્યાદીનો કોપ થઈ, શરીરે સોઝો અને જ્વરાદિક, ઉપદ્રવ થાય; તેને શંકાવિષ કહેછે. વચનાગાદિક વિષ કે ઝેરનો, દુષ્ટાચરણ કરવાને એટલે સ્ત્રીપુરૂષના સંગની, લેહજત મેલવવા ઝેરી ઓષડનો ઉપયોગ કરેથી, કાચો રસાયનનો ઉપયોગ કરેથી, કૃત્રિમ વિષ બે પ્રકારે થાય, તે મધ્યે એક વચ્છનાગાદિક ઝેરનો પ્રકાર નીચે લખેલો છે; બીજો સંતતિ એટલે વિસ્તા-

વધવાને, અને સંપત્તિ એટલે ધન, દોલતની પ્રાપ્તિ થવાના હેતુથી, પુરૂષો અથવા સ્ત્રિઓને અનેક પ્રકારે, ઝેરી પ્રાણી એટલે ઝેરી જનાવરોની, શરીરનો પરસેવો, સ્ત્રિઓના અટકાવનું લોહી, મળ, મૂત્ર ઇત્યાદીક અન્નાદિક ખોરાકમાં, મેળવી પુરૂષોને વશ કરવા ખવાડે, અથવા વચનાગાદિક ઝેર, પોતાનાં શત્રૂનો નાશ કરવા ખવાડે, તે ઝેરી વસ્તું ખાનારનું શરીર પાંડુરવર્ણે થઇ, જ્વરાદિક ઉપદ્રવ ભોગવે છે, એવી રીતે કૃત્રિમ ઝેરનો એક પ્રકારછે; બીજો ઝેરી વસ્તું ખાધા પછી, લાંબે દિવસે પણ શરીરમાં, તે ઝેર પસરીને મરણ પમાડેછે; ઝેરી વસ્તું અલ્પ વીર્ય, હલકુ હોય તો ખાનારનો, તુરત પ્રાણનાશ થતો નથી, પણ જ્વરાદિક ઉપદ્રવો થાયછે; તે રોગનો અમલ વધતાં આસ્તે આસ્તે બળવાન થઇ; દિવસે નિદ્રા, રાત્રે જાગરણ થતા સાતે ધાતુને બગાડી દૂષિત કરેછે, તેને દૂષિ વિષ કહેછે; એ પ્રમાણે બે પ્રકારે, કૃત્રિમ વિષ જાણવા.

## સાતે ધાતુ ઉપધાતુમાંથી થતો ઝેરી ભેદ.

सप्तधातु विषं ज्ञेयं तथा सप्तोपधातुजम् । तथैवोपविषेभ्यश्च जातं सप्तविध ततः ॥ ४३७ ॥

સોનું ઇત્યાદિક સાતે ધાતૂની ખાક, પૂરતી રીતે પાકી થઇ ન હોય, તેવી કાચી ભસ્મો, કોઇ માણસના ખાધામાં આવી હોય તો, અથવા હરતાલાદિક સાત ઉપધાતુની, ભસ્મો કે અર્કો, બરાબર શોધાયલા નહી હોય તો, અથવા કાચા રહેવાથી ઝેર ભાવ થાયછે, તેવી અશુદ્ધ ભસ્મો કોઇ માણસના ખાધામાં આવે તો, ઝેરી વસ્તું ખાધા જેવી, સર્વે રીતે પીડા થાય, તેને ઝેર કે વિષસંજ્ઞા કહેછે.

## ઝેરી જળ કે વસ્તુંનો પ્રકાર.

दुष्टनीरविषं चैकं तथैकं दिग्धजं विषम् ।

હરએક તળાવ, કુવો, નદી કે ડોહ, ઇત્યાદિકમાં અતિશે, ચિખલ, શેવાળ, પાંત્રા, ઘાંસ, ઇત્યાદિક ઝેરી વનસ્પતિ, લૂતાદિક જંતુ નામે સોળ જાતની જીવાત, જીવડા, મળમૂત્રાદિક દુર્ગંધી ભરેલું, માંછલા, દેડકા ઇત્યાદિક પ્રાણી મરણ પામીને, પાણી સડવાથી ઇત્યાદિક કારણે, પાણી બગડેલું હોય, તેને દુષ્ટનીર કહેછે; તે પાણીમાં કોઇ માણસ નાહે, અથવા પીવામાં આવે તો, ઝેરી વસ્તું ખાધાપીધાથી, જેટલી વેદના થાય તેટલી વેદના થાય

છે; શસ્ત્રાદિકમાં તરવાર ઈત્યાદિક, હથીયારને ઝેરી પાણી ચઢાવેલું કે ઝેરી વસ્તુનો લેપ કરેલો હોય, તે હથીયારે ઘા કરેથી તેનો જખમ તરત રૂઝાતો નથી, જેમ ઝેરી વસ્તુનું સેવન કરેથી, જ્વરાદિક ઉપદ્રવ થાય, તે પ્રમાણે ઝેરી હથીયારના જખમે ઉપદ્રવ થાય, તેને દિગ્ધજ વિષ કહેછે.

ખજવાળ, આગંતુક રોગ ચાર પ્રકારે થાય.

कपिकच्छूभवा कंडूर्दुष्टनीरभवा तथा ॥ ४३८ ॥ तथा सूरणकंडूश्च शोथो भल्लातजस्तथा ।

ખાજકુયલી નામે ખાજવણીની સિંગ; શરીરે ઘસેથી, બગડેલા પાણીમાં નાહવાથી, કડવું સૂરણ ઈત્યાદિક વસ્તું શરીરે ઘસાવાથી, ઈત્યાદિક કારણે અતિ ખજવાળ અને બળત્તર થાયછે, તે ઉપર ગાયનું છાણ, ઘસેથી ફાયદો થાયછે. ભિલામાંના ફળનો ચીક કે, તેલ શરીરે લાગવાથી, શરીરને સોઝો આવી ખજવાળ છુટે, તે ઉપર કળીચૂનો કોપરેલ તેલમાં મેળવી, શરીરે ઘસેથી ફાયદો થાય છે, ખજવાળ થતી વસ્તું શરીરે ઘસાવાથી એકાએક ઉપદ્રવ થાયછે.

કેફ કે મિણો ચઢે, તેનો આગંતુક મદ.

मदश्चतुर्विधश्चान्यः पूगभंगाक्षकोद्रवैः ॥ ४३९ ॥ चतुर्विधोन्यो द्रव्याणां फलत्वङ्मूलपत्रजैः ॥

સોપારી, ભાંગ, બેહડા ફળની અંદરની મીંજ, કોદ્રુ નામે અનાજની ચમરી કે હરીક, એ ચાર વસ્તું ખાધાથી, ચાર પ્રકારે મદ કે મિણો ઉત્પન્ન થાય, તેને માજ કહે છે; એ અગાઉ કહેલા, મદ રોગથી જુદા જાણવા; એ શીવાય બીજા ઓષડોમાં, અને વનસ્પતીના ફળ, છાલ, મૂળ, પાંત્રાં ખાધાથી, ચાર પ્રકારે મદ કે મિણો ઉત્પન્ન થાયછે.

રોગોનું વર્ણન.

इति प्रसिद्धा गणिता ये किलोपद्रवा भुवि ॥ ४४० ॥ असंख्याश्चापरे धातु मूल जीवादि संभवाः ।

પૃથ્વીમાં પ્રસિદ્ધ રોગરૂપ, ઉપદ્રવની સંખ્યા નિશ્ચય કરીને, શાર્ઙ્ગધરાચાર્ય ઋષીએ આ પ્રમાણે, પ્રથમખંડ કહેલો છે, એ શિવાય બીજા અનેક રોગ તથા સુવર્ણાદિક ધાતું, હરિતાળાદિક ઉપધાતું, અનેક પ્રકારની વનસ્પતિથી, ઓખડોથી, જીવાદિક પ્રાણીમાંથી, અસંખ્યાત ઉપદ્રવ થાય છે. તેની સંખ્યા ગણાતી નથી, માટે વૈદ્યે અનુમાન કરી, નજર પોહચાડીને રોગની પરીક્ષા કરવી. એ પ્રમાણે આ અધ્યાયમાં રોગોનુ વર્ણન કરેલું છે.

इति श्रीदामोदरसूनुशार्ङ्धरेण विरचितायां संहितायां प्रथमखंडे रोगगणनाध्यायः सप्तमः ॥ ७ ॥

## इति प्रथमखंडं समाप्तम्.